# લેનિન

## કામદારોને હસ્તક નિયંત્રણ અને ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ



દુનિયાના કામદારો, એક થાઓ!

# વ્લા. ઇ. લેનિન

# કામદારોને હસ્તક નિયંત્રણ
# અને
# ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ

With best complement to Shilpa
From MAYUR 10/8/86



પ્રગતિ પ્રકાશન

મોસ્કો

## પ્રકાશકો તરફથી

આ પુસ્તકમાં સમાવિષ્ટ સઘળા લેખોનો અનુવાદ લેનિનની સંગૃહીત કૃતિઓની પાંચમી રશિયન આવૃત્તિમાંથી કરવામાં આવ્યો છે.

## અનુક્રમણિકા


સામાજિક-લોકશાહીવાદી પાર્ટી માટેના કાર્યક્રમના ખરડા તથા વિવરણમાંથી ૧૧

કાર્યક્રમનો ખરડો . . . . . . . . . . . . . . . ૧૧

કાર્યક્રમનું વિવરણ . . . . . . . . . . . . . . . ૧૨

'ગામડાંના ગરીબોને' પુસ્તિકામાંથી . . . . . . . . . . ૧૪

સામાજિક-લોકશાહીવાદીઓની મુરાદ શી છે? . . . . . . . . ૧૪

કોમ્યુનના બોધપાઠોમાંથી . . . . . . . . . . . . . ૧૭

ટેઈલર પદ્ધતિ—માનવી યંત્રનો ગુલામ . . . . . . . . . ૧૯

'કાર્લ માર્ક્સ' નામક લેખમાંથી. માર્ક્સવાદના નિરૂપણ સાથે જીવનની સંક્ષિપ્ત રૂપરેખા . . . . . . . . . . . . . . . . . ૨૨

સમાજવાદ . . . . . . . . . . . . . . . . ૨૨

કીયેવ્સ્કીને (ગેઓર્ગી લેઓનીદોવિચ પ્યાતાકોવને) જવાબમાંથી . . . ૨૪

આર્થર શમીદને . . . . . . . . . . . . . . . ૨૮

સુદૂરથી પત્રો . . . . . . . . . . . . . . . . ૩૧

પાંચમો પત્ર. ક્રાંતિકારી સર્વહારા રાજ્યના નિર્માણમાં સમાવિષ્ટ કર્તવ્યો (અવતરણ) . . . . . . . . . . . . ૩૧

સ્વિસ કામદારોને સંબોધિત વિદાય પત્રમાંથી. . . . . . . . ૩૩

આપણી ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યોમાંથી. (સર્વહારા પાર્ટીના ધારણનો ખરડો) . . . . . . . . . . . . . . . ૩૫

બૅંકો અને મૂડીવાદી સિંડિકેટોનું રાષ્ટ્રીયકરણ. . . . . . . ૩૫

રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)નું સાતમું (એપ્રિલ) અખિલ રૂસી સંમેલન. ૨૪-૨૯ એપ્રિલ (૭-૧૨ મે), ૧૯૧૭ ૩૭
વર્તમાન પરિસ્થિતિ સંબંધી રિપોર્ટમાંથી. ૨૪ એપ્રિલ (૭ મે) . ૩૭
વર્તમાન પરિસ્થિતિ સંબંધી ઠરાવમાંથી . . . . . . . . ૪૦
અનિવાર્ય આફત અને હવાઈ વચનો . . . . . . . . . . . ૪૨
(લેખ પહેલો) . . . . . . . . . . . . . . . ૪૨
(લેખ બીજો) . . . . . . . . . . . . . . . ૪૫
આર્થિક અંધાધૂંધીને પહોંચી વળવાનાં પગલાં સંબંધી ઠરાવ . . . . ૫૦
કારખાના વિભાગ સમિતિઓના પ્રથમ પેત્રોગ્રાદ સંમેલનમાં પ્રવચન. ૩૧મે (૧૩ જૂન), ૧૯૧૭. સંક્ષિપ્ત અખબારી અહેવાલ . . . . ૫૩
આર્થિક અંધાધૂંધી અને તેની સામે સર્વહારા વર્ગનો સંઘર્ષ . . . . ૫૫
મૂડીદારો પોતાના નફા કેવી રીતે છુપાવી રાખે છે. (નિયંત્રણના સવાલ વિશે) . . . . . . . . . . . . . . . . . . ૫૯
તોળાઈ રહેલી આફત અને તેનો સામનો કેવી રીતે કરવો . . . . . . ૬૨
દુકાળ આવી રહ્યો છે . . . . . . . . . . . ૬૨
નિયંત્રણનાં પગલાં સૌની જાણમાં અને સહેલાઈથી લઈ શકાય એવાં છે . . . . . . . . . . . . . . . ૬૪
બૅંકોનું રાષ્ટ્રીયકરણ . . . . . . . . . . . ૬૬
સિંડિકેટોનું રાષ્ટ્રીયકરણ . . . . . . . . . . . ૭૨
વાણિજ્ય કારોબારની ગુપ્તતાની નાબૂદી . . . . . . ૭૬
ફરજિયાત જોડાણ . . . . . . . . . . . . . ૮૦
વપરાશનું નિયમન . . . . . . . . . . . . ૮૪
લોકશાહીવાદી સંગઠનોના કાર્યમાં સરકાર તરફથી ભાંગાણ . . . . ૮૭
નાણાકીય પતન અને તેનો સામનો કરવાનાં પગલાં . . . . ૯૨
આપણે જો સમાજવાદ તરફ આગેકૂચ કરવામાં ડરીએ તો પ્રગતિ સાધી શકીએ ખરા? . . . . . . . . . . . . ૯૬
આર્થિક અંધાધૂંધી સામેનો સંઘર્ષ — અને યુદ્ધ . . . . . . ૧૦૦
ક્રાંતિનાં કર્તવ્યોમાંથી . . . . . . . . . . . . ૧૦૨
દુકાળ અને આર્થિક પાયમાલીની સામે સંઘર્ષ . . . . . . ૧૦૨
'બોલ્શેવિકો રાજ્ય સત્તા જાળવી શકે એમ છે ખરા?' નામક લેખમાંથી ૧૦૪

કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી નિયમોનો ખરડો . . . . . . ૧૧૨
વસતિને . . . . . . . . . . . . . . . . . . . ૧૧૪
ઘરો તથા ચાલીઓની જપ્તિ માટેના કાનૂનની થિસિસો . . . . . . ૧૧૭
શ્લ્યાપ્નિકોવ અને દ્ઝેર્ઝીન્સ્કીને : . . . . . . . . . . ૧૧૯
કામદારો અને સિપાહીઓની પેત્રોગ્રાદ સોવિયેતના કામદાર વિભાગની મિટિંગમાં પેત્રોગ્રાદના કામદારોની આર્થિક હાલત અને કામદાર વર્ગનાં કર્તવ્યો વિશે રજૂ કરવામાં આવેલો રિપોર્ટ. ૪ (૧૭) ડિસેંબર, ૧૯૧૭.
અખબારી અહેવાલ . . . . . . . . . . . . . . . ૧૨૦
અખિલ રૂસી કેંદ્રીય કાર્યવાહક સમિતિની મિટિંગમાં બૅંકોના રાષ્ટ્રીયકરણ સંબંધી પ્રવચન. ૧૪ (૨૭) ડિસેંબર, ૧૯૧૭. કાર્યનોંધો . . . . ૧૨૩
બૅંકોના રાષ્ટ્રીયકરણ સંબંધી ડિક્રીનો ખરડો અને તેના અમલ માટે જરૂરી કદમો . . . . . . . . . . . . . . . . . . ૧૨૬
હરીફાઈનું આયોજન કેવી રીતે કરવું . . . . . . . . . . ૧૩૦
ઉપભોક્તા કોમ્યુનો સંબંધી ડિક્રીનો ખરડો . . . . . . . . ૧૪૧
૧. પ્રારંભિક થિસિસો . . . . . . . . . . . ૧૪૧
૨. ડિક્રીનો ખરડો . . . . . . . . . . . . ૧૪૩
મહેનતકશ અને શોષિત લોકોના અધિકારોની ઘોષણામાંથી . . . . ૧૪૬
બંધારણસભાના અધિવેશનમાં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ના જૂથની જાહેરાત. ૫ (૧૮) જાન્યુઆરી, ૧૯૧૮. ૧૪૮
કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની ત્રીજી અખિલ રૂસી કૉંગ્રેસ. ૧૦-૧૮ (૨૩-૩૧) જાન્યુઆરી, ૧૯૧૮. . . ૧૫૦
લોક કમિસાર પરિષદની પ્રવૃત્તિઓ સંબંધી રિપોર્ટમાંથી. ૧૧ (૨૪) જાન્યુઆરી . . . . . . . . . . . . . . . ૧૫૦
વેપારી વહાણો અને આંતરિક જળ વાહનવ્યવહારના રાષ્ટ્રીયકરણ સંબંધી ડિક્રીનો ખરડો . . . . . . . . . . . . . . . . ૧૫૫
૧. ડિક્રીનો ખરડો . . . . . . . . . . . . ૧૫૫
૨. ખરડામાં ઉમેરો . . . . . . . . . . . . ૧૫૬
લોક કમિસાર પરિષદનાં અધિવેશનોમાં પ્રવચનોમાંથી. ૪ માર્ચ, ૧૯૧૮ ૧૫૭
૧. . . . . . . . . . . . . . . . . . ૧૫૭
૨. . . . . . . . . . . . . . . . . . ૧૫૮
'સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્તવ્યો' નામક લેખની મૂળ વાચનામાંથી ૧૬૧

પ્રકરણ ૫ . . . . . . . . . . . . . . . . . . . ૧૬૧
પ્રકરણ ૬ . . . . . . . . . . . . . . . . . . . ૧૬૨
પ્રકરણ ૭ . . . . . . . . . . . . . . . . . . . ૧૬૩
સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્તવ્યોમાંથી . . . . . . . . . ૧૬૮
મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષનો નવો તબક્કો . . . . . . . ૧૬૮
દેશવ્યાપી હિસાબકિતાબ તથા નિયંત્રણ માટેના સંઘર્ષનો મર્મ . . ૧૭૭
આર્થિક અને ખાસ કરીને બૅંકિંગ નીતિ સંબંધી મૂળભૂત વિધાનો . . . ૧૮૨
બૅંકિંગ નીતિ સંબંધી થિસિસો . . . . . . . . . . . . . . ૧૮૪
ટ્રેડ યુનિયનોની અખિલ રૂસી કેંદ્રીય પરિષદ, ધાતુ કામદાર યુનિયનની કેંદ્રીય સમિતિ, અને સર્વોચ્ચ આર્થિક પરિષદના પ્રતિનિધિઓની સંયુક્ત મિટિંગમાં કરેલું પ્રવચન. ૧૧ એપ્રિલ, ૧૯૧૮ . . . . . . . . ૧૮૭
અખબારી અહેવાલમાંથી . . . . . . . . . . . . . . . . ૧૮૭
રાષ્ટ્રીયકરણ માટે નક્કી થયેલા ઉદ્યોગધંધાઓના પ્રતિનિધિઓના સંમેલનને સંબોધિત પત્ર . . . . . . . . . . . . . . . . . ૧૮૮
‘રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાઓના વહીવટ માટે નિયમો’ના ખરડા વિશે વિચારો . . . . . . . . . . . . . . . . . . . . ૧૯૦
મોસ્કોનાં ટ્રેડ યુનિયનો અને કારખાના સમિતિઓનું ચોથું સંમેલન. ૨૭ જૂન-૨ જુલાઈ, ૧૯૧૮ . . . . . . . . . . . . . . ૧૯૧
વર્તમાન પરિસ્થિતિ સંબંધી ચર્ચાના જવાબમાંથી. ૨૮ જૂન . . ૧૯૧
સોવિયેત સત્તાની લોકશાહી અને સમાજવાદી સ્વરૂપ . . . . . . ૧૯૪
કામદારો, કિસાનો, સિપાહીઓ, અને લાલ સેનાના પ્રતિનિધિઓની સોવિયેતોની પાંચમી અખિલ રૂસી કૉંગ્રેસ. ૪-૧૦ જુલાઈ, ૧૯૧૮ . . ૧૯૫
ચર્ચાના જવાબમાંથી. ૫ જુલાઈ . . . . . . . . . . ૧૯૫
ગુબેર્નિયા સોવિયેતોના અધ્યક્ષોના સંમેલનમાં કરેલા પ્રવચનમાંથી. ૩૦ જુલાઈ, ૧૯૧૮ . . . . . . . . . . . . . . . ૧૯૮
અખબારી અહેવાલ . . . . . . . . . . . . . . . . . ૧૯૮
અમેરિકી કામદારોને પત્રમાંથી . . . . . . . . . . . ૨૦૦
કામદારોના, કિસાનોના, કઝ્ઝાકોના અને લાલ સેનાના પ્રતિનિધિઓની સોવિયેતોની છઠ્ઠી અખિલ રશિયન અસાધારણ કૉંગ્રેસ સમક્ષ ક્રાંતિની જયંતી પ્રસંગે આપેલા ભાષણમાંથી . . . . . . . . . . ૨૦૫
૬ નવેંબર, ૧૯૧૮ . . . . . . . . . . . . . . . . . ૨૦૫

મોસ્કો કેંદ્રીય કામદાર સહકારીના પ્રતિનિધિઓની મિટિંગમાં કરેલા પ્રવચનમાંથી . . . . . . . . . . . . . . . . . ૨૧૦
૨૬ નવેંબર, ૧૯૧૮ . . . . . . . . . . . . . . . ૨૧૦
'સર્વહારા ક્રાંતિ અને ભાગેડુ કાઉત્સ્કી' પુસ્તકમાંથી . . . . . . ૨૧૨
ઉત્તર વિસ્તારનાં કોમ્યુનોની સોવિયેતને તારસંદેશો . . . . . . . ૨૧૫
રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)નાં કાર્યક્રમના ખરડામાંથી . . . ૨૧૭
કાર્યક્રમના આર્થિક વિભાગમાંના મુદ્દાઓ . . . . . . ૨૧૭
રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની આઠમી કૉંગ્રેસ. ૧૮-૨૩ માર્ચ, ૧૯૧૯ . . . . . . . . . . . . . . . . . ૨૨૧
૧. કેંદ્રીય સમિતિના અહેવાલમાંથી. ૧૮મી માર્ચ . . . . ૨૨૧
૨. કાર્યક્રમના સામાન્ય રાજકીય વિભાગની ત્રીજી કલમનો ખરડો (આઠમી પાર્ટી કૉંગ્રેસના કાર્યક્રમ પંચ માટે) . . . . . ૨૨૨
ગ્રામોફોન રેકોર્ડોમાં અંકિત પ્રવચનોમાંથી . . . . . . . ૨૨૪
બેલા કુન સાથે વાયરલેસ વાટાઘાટો વિશે નિવેદન . . . . ૨૨૪
બાવેરિયન સોવિયેત પ્રજાસત્તાકને અભિવાદનનો સંદેશો . . . . . ૨૨૬
પ્રથમ અખિલ રૂસી પ્રૌઢ શિક્ષણ કૉંગ્રેસ ૬-૧૯ મે, ૧૯૧૯. . . . ૨૨૮
આઝાદી અને સમાનતાનાં સૂત્રો મારફત જનતા જોડે છળકપટ સંબંધી પ્રવચનમાંથી. ૧૯ મે . . . . . . . . . . ૨૨૮
અમેરિકી પત્રકારના સવાલોના જવાબોમાંથી . . . . . . . ૨૩૧
સોવિયેત પ્રજાસત્તાકમાં કામગાર મહિલાઓના આંદોલનને કરવાનાં કર્તવ્યો ૨૩૪
મોસ્કો શહેરની કામગાર મહિલાઓના ચોથા બિનપક્ષીય સંમેલનમાં કરેલું પ્રવચન. સપ્ટેંબર ૨૩, ૧૯૧૯ . . . . . . . . ૨૩૪
'સર્વહારા વર્ગની સરમુખત્યારીના યુગનું અર્થકારણ અને રાજકારણ' નામક લેખમાંથી . . . . . . . . . . . . . . ૨૩૬
૨. . . . . . . . . . . . . . . . ૨૩૬
ઑક્ટોબર ક્રાંતિની બીજી જયંતી પ્રસંગે અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિ, કામદારો અને લાલ સેનાના પ્રતિનિધિઓની મોસ્કો સોવિયેત, કામદાર મંડળોની અખિલ સંઘીય કેંદ્રીય સમિતિ, અને કારખાના સમિતિઓના સંયુકત અધિવેશનમાં કરેલું પ્રવચન. ૭ નવેંબર, ૧૯૧૯ ૨૩૮
રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની નવમી કૉંગ્રેસ. ૨૯ માર્ચ-૫ એપ્રિલ, ૧૯૨૦ . . . . . . . . . . . . . . ૨૪૦

સહકારી સંસ્થાઓ સંબંધી પ્રવચનમાંથી. ૩ એપ્રિલ . . . . ૨૪૦
આંતરરાષ્ટ્રીય મહેનતકશ મહિલા દિન . . . . . . . . . . . . ૨૪૨
ફ્રાંસની કોમ્યુનિસ્ટ પાર્ટીએ ખેતીવાડીના સવાલ અંગે અપનાવેલી થિસિસો
વિશેના વિચારોમાંથી . . . . . . . . . . . . . . . . ૨૪૫
ટિપ્પણીઓ . . . . . . . . . . . . . . . . . ૨૪૭
નામ નિર્દેશિકા . . . . . . . . . . . . . . . . ૨૮૧

## સામાજિક-લોકશાહીવાદી પાર્ટી માટેના કાર્યક્રમના ખરડા તથા વિવરણમાંથી[1]

### કાર્યક્રમનો ખરડો

ક. ૧. રશિયામાં મોટાં કારખાનાં અને મિલો નિરંતર વધતા જતા વેગે વિકસી રહ્યાં છે, નાના હાથકારીગરો તથા કિસાનોને પાયમાલ કરી રહ્યાં છે, તેમને મિલકત વગરના કામદારોમાં પલટાવી રહ્યાં છે, અને નિરંતર વધતી જતી સંખ્યામાં લોકોને શહેરો તરફ તેમ જ કારખાનાં તથા ઉદ્યોગો ધરાવતાં ગામો અને કસબાઓ તરફ ધકેલી રહ્યાં છે.

૨. મૂડીવાદની આ વૃદ્ધિ ગણતર કારખાનદારો, વેપારીઓ, તથા જમીનદારોનાં ધનદોલત તથા વૈભવમાં જબ્બર વધારો અને કામદારોની ગરીબી તથા પીડનમાં એથીયે વધારે ઝડપી વૃદ્ધિ અંકિત કરે છે. ઉત્પાદનમાં સુધારણાઓ તેમ જ મોટાં કારખાનાંમાં ગોઠવવામાં આવતી યંત્રસામગ્રી સામાજિક શ્રમની ઉત્પાદકતા વધારવામાં મદદરૂપ બનતી હોવાની સાથે સાથે કામદારોની ઉપર મૂડીદારોના વર્ચસ્વને વધારે દૃઢ બનાવવાનું, બેકારી વધારવાનું, અને તેના પરિણામે કામદારોની નિરાધારતા વધારવાનું કામ કરે છે.

૩. પરંતુ મોટાં કારખાનાં મૂડી તરફથી શ્રમના પીડનને અધિકતમ પ્રમાણમાં વધારી દઈને કામદારોના એવા ખાસ વર્ગનું સર્જન કરે છે કે જે મૂડીની સામે સંઘર્ષ લડવા શકિતમાન બની જાય છે, કારણ કે કામદારોના જીવનના સંજોગો જ તેમના પોતાના વ્યકિતગત ઉત્પાદન જોડેના તેમના તમામ સંબંધોને ખતમ કરી નાખે છે, અને કામદારોના સહિયારા શ્રમ મારફત તેમની એકતા સાધીને તથા તેમને એક કારખાનામાંથી બીજા કારખાનામાં ફેરવતા રહીને કામદાર લોકોના સમુદાયોને પરસ્પર સાંકળી લે છે. કામદારો મૂડીદારોની સામે સંઘર્ષ શરૂ કરી દે છે અને તેમની અંદર એકતાની ઉત્કટ ઝંખના પેદા થાય છે. કામદારોના છૂટાછવાયા બળવાઓ રશિયન કામદાર વર્ગના સંઘર્ષમાં વિકસી રહ્યા છે.

૪. મૂડીદાર વર્ગની સામે કામદાર વર્ગનો આ સંઘર્ષ બીજાની મહેનતના

આધારે જીવતા તમામ વર્ગોની સામે તથા સમગ્ર શોષણની વિરુદ્ધ સંઘર્ષ છે: તેનું પરિણામ કેવળ એવું જ આવી શકે કે રાજકીય સત્તા કામદાર વર્ગના હાથમાં આવી જાય અને પૂરી જમીન તેમ જ તમામ સાધનો, કારખાનાં, યંત્રો, તથા ખાણો સમાજવાદી ઉત્પાદનની સંઘટના માટે સમગ્ર સમાજને સુપરત થઈ જાય, એવી સમાજવાદી ઉત્પાદન પદ્ધતિમાં કામદારોના સમગ્ર ઉત્પાદનથી તથા ઉત્પાદનમાં સઘળી સુધારણાઓથી ખુદ કામદાર લોકોને જ લાભ થાય.

૫. રશિયન કામદાર વર્ગના આંદોલનનાં રૂપલક્ષણ તથા લક્ષ્યો મુજબ તે સઘળા દેશોના કામદાર વર્ગના આંતરરાષ્ટ્રીય (સામાજિક-લોકશાહીવાદી) આંદોલનનો એક ભાગ બની રહે છે...

## કાર્યક્રમનું વિવરણ

...પરંતુ કામદાર લોકોના આખા સમુદાયની ઉપર મૂડીદાર વર્ગનું વર્ચસ્વ શાની ઉપર આધારિત છે? એવી હકીકત ઉપર કે તમામ કારખાનાં, મિલો, ખાણો, યંત્રો, તથા શ્રમનાં સાધનો મૂડીદારોના હાથમાં છે, તેમની ખાનગી મિલકત છે; એવી હકીકત ઉપર કે તેઓ ભારે મોટા પ્રમાણમાં જમીનના માલિકો છે (યુરોપીય રશિયાની પૂરી જમીનમાંથી ત્રીજા ભાગ કરતાં વધારે જમીન પાંચ લાખથી ઓછા મોટા જમીનદારોની માલિકીની છે). કામદારો પાસે શ્રમનાં સાધનો કે સામગ્રી નથી એટલે તેમને પોતાની શ્રમશકિત મૂડીદારોના હાથમાં વેચી દેવી પડે છે, મૂડીદારો કામદારોની જિંદગી ટકાવી રાખવા માટે જરૂરી હોય એટલું જ તેમને ચૂકવે છે અને શ્રમ વડે થયેલી વધારાની પેદાશ પૂરેપૂરી પોતાનાં ખીસાંમાં સરકાવી દે છે; એ રીતે તેઓ પોતે ઉપયોગમાં લીધેલા કામસમયના અમુક ભાગનો જ બદલો ચૂકવે છે અને બાકીનું પોતે હડપ કરી જાય છે. કામદારોના સમુદાયોના કુલ શ્રમ તેમ જ ઉત્પાદનમાં સુધારણાઓના પરિણામે સંપત્તિમાં થતી સમગ્ર વૃદ્ધિ મૂડીદાર વર્ગને મળે છે, અને પેઢી દર પેઢી મહેનત કરતા કામદારો મિલકત વગરના સર્વહારાઓ જ રહે છે. એટલે જ, મૂડી તરફથી શ્રમના શોષણને ખતમ કરી નાખવાનો એક જ ઉપાય છે— શ્રમનાં સાધનોની ખાનગી માલિકી નાબૂદ કરી નાખવી, તમામ કારખાનાં, મિલો, ખાણો, તેમ જ સઘળી મોટી જમીનજાગીરો પણ, વગેરે સમગ્ર સમાજને સુપરત કરી દેવું અને ખુદ કામદારો તરફથી સંચાલિત સહિયારા સમાજવાદી

ઉત્પાદનની પદ્ધતિ સ્થાપવી. એવા સંજોગોમાં સહિયારા શ્રમ વડે ઉત્પાદિત ચીજવસ્તુઓથી તેમને પોતાને લાભ થશે, અને તેમની જિંદગી ટકાવી રાખવા માટે જરૂરી હોય તેનાથી વધારે જે કંઈ તેઓ બનાવશે તે બધું તેમની સઘળી શકિતઓનો પૂરો વિકાસ સાધવા માટે તેમ જ વિજ્ઞાન તથા કલાની સઘળી સિદ્ધિઓ માણવાના સમાન અધિકારો સ્થાપવા માટે ઉપયોગમાં લેવાશે. એટલે જ કાર્યક્રમમાં જણાવવામાં આવ્યું છે કે કામદાર વર્ગ અને મૂડીદારો વચ્ચેનો સંઘર્ષ કેવળ એવી રીતે જ પરિણમી શકે. પરંતુ તેની સિદ્ધિ માટે આવશ્યક છે કે રાજકીય સત્તા, અર્થાત્ રાજ્યનો કારોબાર ચલાવવાની સત્તા, મૂડીદારો તથા જમીનદારોના પ્રભાવ હેઠળની સરકારના હાથમાંથી, અથવા પ્રત્યક્ષ રીતે મૂડીદાર વર્ગના ચૂંટાયેલા પ્રતિનિધિઓની બનેલી સરકારના હાથમાંથી, કામદાર વર્ગના હાથમાં આવી જાય.

કામદાર વર્ગના સંઘર્ષનું અંતિમ લક્ષ્ય એવું છે, તેની સંપૂર્ણ મુકિતની શરત એવી છે...

કારાવાસમાં લિખિત
'કાર્યક્રમનો ખરડો'—૧૮૯૫ના
ડિસેંબરની ૯મી (૨૧મી) તારીખ પછી;
'કાર્યક્રમનું વિવરણ'—૧૮૯૬ના
જૂન-જુલાઈમાં

પહેલી વાર ૧૯૨૪માં
'પ્રોલેતાર્સ્કાયા રેવોલૂત્સિયા'ના
અંક ૩માં પ્રકાશિત

## 'ગામડાંના ગરીબોને' પુસ્તિકામાંથી

## સામાજિક-લોકશાહીવાદીઓની મુરાદ શી છે?[2]

હવે નાણું દરેક ઠેકાણે મુખ્ય તાકાત બની ગયું છે. માનવ શ્રમ વડે ઉત્પાદિત બધી ચીજોની અદલાબદલી હવે નાણા જોડે થાય છે. નાણું હોય તો ગમે તે વસ્તુ ખરીદી શકાય છે. નાણું હોય તો ઇન્સાનને પણ ખરીદી શકાય, એટલે કે જેની પાસે કશું જ ન હોય એવા માણસને નાણું ધરાવતા માણસ સારુ કામ કરવાની ફરજ પાડી શકાય. અગાઉના જમાનામાં મુખ્ય તાકાત જમીન હતી—ખેતગુલામીની પ્રથામાં એવી હાલત હતી. જેની પાસે જમીન હોય તે તાકાત અને સત્તા ધરાવે. પરંતુ આજે નાણું, મૂડી, મુખ્ય તાકાત બની ગયેલ છે. નાણું હોય તો મરજી પડે એટલી જમીન ખરીદી શકાય. નાણા વગર જમીન હોય તોપણ તેનો ખાસ કશો ઉપયોગ ન કરી શકાય—કરવેરાની વાત રહેવા દઈએ તોપણ હળ અને બીજાં ઓજારો ખરીદવા માટે, ઢોર ખરીદવા માટે, તેમ જ કપડાં અને શહેરોમાં બનેલી બીજી ચીજો ખરીદવા માટે નાણું જોઈએ. લગભગ બધા જમીનદારોએ નાણું મેળવવા માટે પોતાની જાગીરો બૅંકોમાં ગીરવી મૂકી દીધી છે. આખી દુનિયામાં સરકારો ધનવાન લોકો અને બૅંકરો પાસેથી નાણાં કરજે લે છે, અને એવી લોનોના વ્યાજ તરીકે દર વરસે કરોડો રૂબલોની રકમો ભરે છે.

આજે નાણાને ખાતર સૌ એકબીજાની સામે ઝનૂની લડાઈ લડે છે. દરેક સસ્તું ખરીદવાની અને મોંઘું વેચવાની કોશિશ કરે છે, દરેક બીજાથી આગળ નીકળી જવાની, બને એટલો માલ વેચવાની, બીજાથી ઓછા ભાવે વેચવાની, અને નફાકારક બજાર અથવા નફાકારક સોદા બીજાથી છુપાવવાની કોશિશ કરે છે. નાણા માટેની એવી સામાન્ય ઝપાઝપીમાં નાના માણસની, નાના કારીગર અથવા નાના કિસાનની, હાલત સૌથી ખરાબ બની જાય છે—અમીર વેપારી અથવા અમીર ખેડૂત તેને હંમેશાં પાછળ છોડી દે છે. નાના માણસ પાસે કદી

કશી બચત હોતી નથી. તેનું ગુજરાન એક એક દિવસના હિસાબે ચાલતું હોય છે. દરેક મુશ્કેલી કે અકસ્માતના પ્રસંગે તેને પોતાની આખરી ચીજો ગીરવી રાખવી પડે છે અથવા પોતાનાં ઢોર નજીવી કિંમતે વેચી નાખવાં પડે છે. તે એક વાર કોઈ કુલક અથવા વ્યાજખોરના પંજામાં સપડાઈ જાય તો જાળમાંથી ભાગ્યે જ છટકી શકે છે અને મોટા ભાગના દાખલાઓમાં તદ્દન પાયમાલ થઈ જાય છે. દર વરસે હજારો અને લાખો નાના કિસાનો અને કારીગરો પોતાને ઝૂંપડે તાળાં લગાવીને પોતાની માલમતા બિરાદરીને મફત હવાલે કરી દે છે અને દહાડિયાઓ, ખેતમજૂરો, અણઘડ કામદારો, પ્રોલિટેરિયનો બની જાય છે. પરંતુ નાણા માટેના આ સંઘર્ષમાં ધનવાન લોકો વધારે ધનવાન બને છે. તેઓ લાખો ને કરોડો રૂબલ બૅંકોમાં એકઠા કરે છે, અને કેવળ પોતાનાં નાણાં વડે જ નહિ પરંતુ બીજા લોકોએ બૅંકોમાં મૂકેલાં નાણાં વડે પણ નફો કમાય છે. કેટલીક કોડી અથવા કેટલાક સેંકડા રૂબલ બૅંકમાં અથવા બચત-બૅંકમાં મૂકી રાખનારા નાના માણસને એક રૂબલે ત્રણ કે ચાર કોપેકના દરે વ્યાજ મળે છે, પરંતુ ધનવાનો એ બધી નાની રકમોમાંથી લાખોની રકમ બનાવીને એ લાખોનો ઉપયોગ પોતાની લેવડદેવડ વધારવા માટે કરે છે અને દર રૂબલે દસ અને વીસ કોપેકનો નફો હાંસલ કરે છે.

એટલે જ સામાજિક-લોકશાહીવાદી કામદારો કહે છે કે જનતાની ગરીબીને ખતમ કરી નાખવાનો એકમાત્ર ઉપાય વર્તમાન વ્યવસ્થાને આખા દેશમાં ધરમૂળથી પલટાવી નાખવાનો અને **સમાજવાદી વ્યવસ્થા** સ્થાપવાનો છે, એટલે કે મોટા જમીનદારોની જાગીરો લઈ લેવી, કારખાનદારોનાં કારખાનાં લઈ લેવાં, બૅંકરો પાસેથી નાણાંની મૂડી લઈ લેવી, એ લોકોની **ખાનગી મિલકત** નાબૂદ કરી નાખવી અને તેને આખા દેશની સમગ્ર કામગાર જનતાને હવાલે કરી દેવી. એમ કરી લેવામાં આવે ત્યારે કામદારોની મહેનતનો ઉપયોગ બીજા લોકોની મહેનતના આધારે જિંદગી માણતા ધનવાન માણસો નહિ કરે પરંતુ કામદારો પોતે જ અને કામદારોએ ચૂંટેલા માણસો કરશે. ત્યારે સહિયારી મહેનતનાં સુફળો અને તમામ સુધારણાઓ તથા મશીનોના ફાયદા સમગ્ર કામગાર જનતાને, તમામ કામદારોને, માણવા મળશે. ત્યારે સંપત્તિમાં હજુ વધારે ઝડપે વૃદ્ધિ થશે, કારણ કે કામદારો મૂડીદારો માટે જેવું કામ કરતા હતા એથી બહેતર કામ ખુદ પોતાને માટે કરશે. પરિણામે કામ-દિન ટૂંકો બનશે, કામદારોના જીવનધોરણમાં ઉન્નતિ થશે, તેમના જીવનના સંજોગો તદ્દન પલટાઈ જશે.

પરંતુ આખા દેશમાં વર્તમાન વ્યવસ્થાને પલટાવી નાખવાનું કામ સહેલું

નથી. તેને માટે ભારે જહેમત જરૂરી છે, લાંબો ને મક્કમ સંઘર્ષ આવશ્યક છે. તમામ ધનવાનો, તમામ મિલકતદારો, સમગ્ર **બુઝર્વાઝી***, પોતાની સંપત્તિના રક્ષણમાં પૂરી તાકાત લગાવી દેશે. અમલદારો અને લશ્કર સમગ્ર **ધનવાન વર્ગનું** રક્ષણ કરવા ખડાં થઈ જશે, કારણ કે સરકાર ધનવાન વર્ગના હાથમાં છે. બીજાની મહેનતના આધારે જીવતા તમામ માણસોની વિરુદ્ધ સંઘર્ષ લડવા માટે કામદારોએ સંગીન એકતા સાધી લેવી જોઈએ, કામદારોએ પોતે એકતા સાધવી જોઈએ અને તમામ ગરીબોને એક જ **કામદાર વર્ગ** તરીકે, એક જ **પ્રોલિટેરિયન વર્ગ** તરીકે, એકતા સાધવામાં મદદ કરવી જોઈએ. કામદાર વર્ગ માટે એ સંઘર્ષ સહેલો નહિ હોય, પરંતુ તેનો અંત ચોક્કસ કામદારોના વિજયમાં જ આવશે કેમ કે બુઝર્વાઝી, અથવા બીજાની મહેનતના આધારે જીવતા માણસો, વસતિમાં નજીવી લઘુસંખ્યા ધરાવે છે અને કામદાર વર્ગ વ્યાપક બહુસંખ્યા ધરાવે છે. મિલકતદારોની વિરુદ્ધ કામદારો એટલે હજારોની વિરુદ્ધ કરોડો.

રશિયાના કામદારોએ આ મહાન સંઘર્ષ માટે કામદારોની એક જ સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીના રૂપમાં એકતા સાધવાનું શરૂ કરી દીધું છે. ગુપ્ત રીતે, પોલીસથી છુપાતા રહીને, એકતા સાધવાનું મુશ્કેલ હોવા છતાં સંગઠન વૃદ્ધિ પામી રહ્યું છે અને તાકાતવાન બની રહ્યું છે. રશિયન પ્રજા રાજકીય આઝાદી હાંસલ કરી લેશે ત્યારે કામદાર વર્ગની એકતા સાધવાના કાર્યની પ્રગતિ, સમાજવાદના ધ્યેયની પ્રગતિ, વધારે ઝડપી બની જશે, જર્મન કામદારોની અંદર થતી પ્રગતિ કરતાં વધારે ઝડપી બની જશે.

૧૯૦૩ના માર્ચમાં લિખિત

'વિદેશોમાં રશિયન સામાજિક-લોકશાહીવાદી મંડળ'
તરફથી ૧૯૦૩ના મે માસમાં અલગ પુસ્તિકાના રૂપમાં
પહેલી વાર પ્રકાશિત

---

*બુઝર્વા એટલે મિલકતદાર. બુઝર્વાઝી એટલે એકીસાથે તમામ મિલકતદારો. મોટો બુઝર્વા એટલે મોટી મિલકત ધરાવતો માણસ. નાનો બુઝર્વા એટલે નાની મિલકત ધરાવતો માણસ. બુઝર્વાઝી અને પ્રોલિટેરિયટ એટલે મિલકતદારો અને કામદારો, ધનવાનો અને ગરીબો, અથવા બીજાની મહેનતના આધારે જીવતા માણસો અને વેતન લઈને બીજાનું કામ કરતા માણસો.

## કોમ્યુનના બોધપાઠોમાંથી[3]

મૂડીદાર વર્ગ જેની કેવળ ઘોષણા જ કરી શકતો હતો તેને સર્વહારા વર્ગ, સમાજવાદી સર્વહારાઓ સંખ્યાબંધ પંથોમાં વહેંચાઈ ગયેલા હોવા છતાં, જેવી એકમતીથી સિદ્ધ કરી શક્યો તેનું સરસ ઉદાહરણ કોમ્યુને પૂરું પાડયું. સત્તા કબજે કરી ચૂકેલા સર્વહારા વર્ગે કશા અટપટા કાનૂનો ઘડયા વગર, સાદી સીધી રીતે, સામાજિક પદ્ધતિનું લોકશાહીકરણ અમલી બનાવ્યું, નોકરશાહીને નાબૂદ કરી નાખી, અને તમામ સત્તાવાર પદો માટે ચૂંટણીની પ્રથા દાખલ કરી.

પરંતુ બે ગલતીઓએ ઝળકતા વિજયનાં સુફળોને ખતમ કરી નાખ્યાં. સર્વહારા વર્ગ અરધે રસ્તે પહોંચીને થંભી ગયો: તેણે "માલિકીહરણ કરનારાઓનું માલિકીહરણ" શરૂ કરી દેવાને બદલે, સર્વસામાન્ય રાષ્ટ્રીય કર્તવ્યથી એકતાબદ્ધ થયેલા દેશમાં ઉચ્ચતર ઇનસાફ સ્થાપવાનાં સ્વપ્નોના આધારે પોતાને આડે માર્ગે ચડી જવા દીધો; દાખલા તરીકે, બૅંકો જેવી સંસ્થાઓને કબજે ન કરી લીધી, અને "ઇનસાફી વિનિમય"ના પ્રુધોંવાદી[4] સિદ્ધાંતો સમાજવાદીઓની અંદર હજુ પ્રચલિત હતા, વગેરે. બીજી ગલતી સર્વહારા વર્ગ તરફથી અતિશય ઉદારતા દાખવવાની હતી: તેણે પોતાના દુશ્મનોને ખતમ કરી નાખવાને બદલે તેમની ઉપર નૈતિક પ્રભાવ પાડવાની કોશિશ કરી; તેણે આંતરવિગ્રહમાં સીધી લશ્કરી કામગીરીઓનું મહત્ત્વ ઓછું આંક્યું, અને વેર્સાઈની વિરુદ્ધ દૃઢનિશ્ચયી હલ્લો — જે તેને પૅરિસમાં વિજય અપાવી શક્યો હોત — શરૂ કરવાને બદલે તેમાં ઢીલ કરીને વેર્સાઈ સરકારને કાળાં બળો એકત્રિત કરવાનો તથા મે માસના ખૂનખાર અઠવાડિયાની તૈયારી કરવાનો વખત પૂરો પાડયો.

પરંતુ બધી ગલતીઓ છતાં કોમ્યુને ઓગણીસમી સદીના મહાન સર્વહારા

વર્ગીય આંદોલનનું ઉત્કૃષ્ટ ઉદાહરણ અંકિત કર્યું હતું. માર્ક્સે કોમ્યુનના ઐતિહાસિક મર્મનું ઊંચું મૂલ્ય આંક્યું હતું—જો પૅરિસના સર્વહારાઓનાં હથિયારો છીનવી લેવાના વેર્સાઈ ટોળકીના દગાખોર પ્રયત્ન દરમિયાન કામદારોએ પોતાનાં હથિયારો લડાઈ વગર જ ઉતરાવી લેવાં દીધાં હોત તો એવી કમજોરીના પરિણામે સર્વહારા વર્ગીય આંદોલનની ઉપર હતાશાની જે સત્યાનાશી અસર પડી હોત તે કામદાર વર્ગે પોતાનાં હથિયારો[5] જાળવી રાખવાની લડાઈમાં વેઠેલી ખુવારીઓથી ઘણી ઘણી વધારે હોત. કોમ્યુનનાં બલિદાનો ભારે તો હતાં પરંતુ તેનો બદલો સર્વહારા વર્ગના સામાન્ય સંઘર્ષ માટે તેના મહત્ત્વથી વળી જાય છે: તેણે આખા યુરોપમાં સમાજવાદી આંદોલનની અંદર ચેતન રેડી દીધું, તેણે આંતરવિગ્રહની તાકાત પ્રદર્શિત કરી, તેણે દેશભકિત સંબંધી ભ્રમોને ખતમ કરી નાખ્યા, અને સર્વસામાન્ય રાષ્ટ્રીય લક્ષ્યોની સિદ્ધિ માટે મૂડીદાર વર્ગ કશા પ્રયાસો કરે એવી ભોળપણભરી શ્રદ્ધાને નષ્ટ કરી નાખી. કોમ્યુને યુરોપના સર્વહારા વર્ગને સમાજવાદી ક્રાંતિનાં કર્તવ્યો નક્કર રૂપમાં રજૂ કરતાં શીખવ્યું.

'ઝાગ્રાનીચનાયા ગાઝેતા', અંક ૨, ૨૩ માર્ચ, ૧૯૦૮

## ટેઈલર પદ્ધતિ — માનવી યંત્રનો ગુલામ

મૂડીવાદ એક પળ પણ થંભી ન શકે. તેને નિરંતર આગળ ધપવું જ પડે. હાલના જેવી કટોકટીના ગાળામાં વધારેમાં વધારે તીવ્ર બની જતી હરીફાઈ ઉત્પાદનનું ખર્ચ ઘટાડવાની નવી તરકીબો વધારે ને વધારે સંખ્યામાં ઘડી કાઢવાનું જરૂરી બનાવે છે. પરંતુ મૂડીનું વર્ચસ્વ એ બધી તરકીબોને કામદારોના અધિક શોષણનાં સાધનોમાં પલટાવી નાખે છે.

ટેઈલર પદ્ધતિ એવી જ એક તરકીબ છે.

એ પદ્ધતિના હિમાયતીઓએ તાજેતરમાં અમેરિકામાં નીચે મુજબની રીતો અજમાવી હતી. કામદારના કાંડા ઉપર વીજળીની બત્તી બાંધી દેવામાં આવી. કામદારની હલચલની છબીઓ લેવામાં આવી અને બત્તીની હલચલનું પરીક્ષણ કરવામાં આવ્યું. અમુક હલચલો "નકામી" જણાઈ આવી. કામદારને એવી હલચલો ટાળવાની, એટલે કે એક પળ પણ આરામ કર્યા વગર વધારે જોરથી કામ કરવાની, ફરજ પાડવામાં આવી.

નવાં કારખાનાંની ઈમારતોની બાંધણી એવી રીતે આયોજવામાં આવે છે કે માલ કારખાનામાં પહોંચાડવામાં, એક વિભાગમાંથી બીજા વિભાગમાં ફેરવવામાં, અને તૈયાર ચીજો રવાના કરવામાં એક પળ પણ નકામી વેડફાય નહિ. ઉત્તમ કામદારોના કામનું પરીક્ષણ કરવા માટે, કામ વધારે જોરથી કરાવવા માટે, એટલે કે કામદારોનો "વેગ વધારવા" માટે, સિનેમાનો ઉપયોગ પદ્ધતિસર કરવામાં આવે છે.

દાખલા તરીકે, આખા દિવસ દરમિયાન મિકેનિકની બધી કામગીરીઓની ફિલ્મ ઉતારી લેવામાં આવી. દક્ષતા નિષ્ણાતોએ મિકેનિકની હલચલનું પરીક્ષણ કરીને તેને એટલી ઊંચાઈનો બાંકડો પૂરો પાડયો કે શરીર વાળવામાં વખત વેડફાય નહિ. તેને મદદ માટે એક છોકરો આપવામાં આવ્યો. છોકરાનું કામ

2*

યંત્રનો દરેક ભાગ ચોકસાઈથી અને ખૂબ જ બાહોશીથી મિકેનિકના હાથમાં આપતા રહેવાનું હતું. થોડા દિવસોની અંદર જ મિકેનિક સંબંધિત યંત્રની ગોઠવણીનું કામ અગાઉ કરતાં **ચોથા ભાગના** વખતમાં કરવા લાગ્યો!

શ્રમની ઉત્પાદકતામાં કેવો જબ્બર વધારો!.. પરંતુ કામદારનું વેતન વધારીને ચાર ગણું નથી કરવામાં આવતું, તેમાં બહુ બહુ તો એથી અરધો જ વધારો થાય છે, અને **તે પણ ટૂંકા ગાળા માટે જ.** કામદારો નવી પદ્ધતિથી ટેવાઈ જાય કે તરત જ વેતન ઘટાડીને અગાઉ જેટલું જ કરી નાખવામાં આવે છે. મૂડીદારને જબ્બર નફા હાંસલ થાય છે, પરંતુ કામદારો અગાઉ કરતાં ચાર ગણી સખત મહેનત કરે છે અને પોતાની ચેતાઓ તથા સ્નાયુઓના અગાઉ કરતાં ચાર ગણા ઝડપી ઘસારાના ભોગ બને છે.

નવા કામે રાખેલા કામદારને કારખાનાના સિનેમાઘરમાં લઈ જવામાં આવે છે અને તેને કામ કરવાની "નમૂનેદાર" રીત બતાવવામાં આવે છે. કામદારને એ રીત "સાધી લેવાની" હિદાયત આપવામાં આવે છે. એક અઠવાડિયા બાદ તેને ફરી વાર સિનેમાઘરમાં લઈ જઈને તેની પોતાની કામગીરીની ફિલ્મો બતાવવામાં આવે છે, અને પછી તેની કામગીરીને "નમૂનેદાર" રીત જોડે સરખાવવામાં આવે છે.

એવી બધી અપાર સુધારણાઓ કામદારોના **ભોગે** દાખલ કરવામાં આવે છે કારણ કે પરિણામે તેમનું પીડન તથા શોષણ ઘણું વધી જાય છે. વળી શ્રમની એવી યુકિતસંગત તથા કાર્યક્ષમ વહેંચણી **દરેક કારખાના પૂરતી જ** સીમિત હોય છે.

સ્વાભાવિક રીતે જ આવો સવાલ ઊભો થાય છે: આખા સમાજમાં શ્રમની વહેંચણીનું શું? સમગ્ર રૂપમાં મૂડીવાદી ઉત્પાદનના અવ્યવસ્થિત તથા અંધાધૂંધ સ્વરૂપને લીધે વર્તમાન સમયે કેટલો બધો શ્રમ વેડફાઈ જાય છે! બજારની જરૂરિયાતોની કશી માહિતી ન હોય અને કાચો માલ સેંકડો ખરીદનારાઓ તથા મારફતિયાઓના હાથમાં ફરતો ફરતો કારખાનામાં પહોંચે તેમાં કેટલો બધો વખત વેડફાઈ જાય છે! માત્ર વખત જ નહિ પરંતુ વાસ્તવિક નીપજો પણ વેડફાય છે અને બગડે છે. અને તૈયાર માલ પુષ્કળ નાના વેપારીઓ મારફત ઉપભોકતાઓને પહોંચાડવામાં વેડફાતા સમય તથા શ્રમનું શું? તેઓ પણ પોતાના ગ્રાહકોની જરૂરિયાતો જાણતા નથી હોતા અને કેટલીય નકામી હલચલો કરતા હોય છે એટલું જ નહિ પરંતુ પુષ્કળ નકામી ખરીદીઓ, મુસાફરીઓ, વગેરે પણ કરતા રહેતા હોય છે!

મૂડી કામદારોનું શોષણ વધારવા તેમ જ નફા વધારવા માટે કારખાનાની અંદર શ્રમની સંઘટના તથા યુક્તિકરણ સાધે છે. પરંતુ સમગ્ર રૂપમાં સામાજિક ઉત્પાદનની અંદર અંધાધૂંધીની આણ ચાલુ રહેતી અને વધારે ફેલાતી આખરે એવી કટોકટીઓમાં પરિણમે છે કે જ્યારે સંચિત સંપત્તિ માટે ગ્રાહકો મળતા નથી અને લાખો કામદારો કામ ન મેળવી શકવાથી ભૂખમરાના ભોગ બને છે.

ટેઈલર પદ્ધતિ — તેના પહેલકોની વાકેફગારી કે ઇચ્છા વગર — એવા સમયનું ઘડતર કરી રહી છે કે જ્યારે સર્વહારા વર્ગ સમગ્ર સામાજિક ઉત્પાદનને પોતાના હાથમાં લઈ લેશે અને સમગ્ર સામાજિક શ્રમની સમુચિત વહેંચણી તથા યુક્તિકરણ માટે પોતાની કામદાર સમિતિઓ સ્થાપશે. મોટા પાયાનું ઉત્પાદન, યંત્રસામગ્રી, રેલવે, ટેલિફોન — એ બધું સંગઠિત કામદારોના કામ-સમયમાં પોણા ભાગનો ઘટાડો કરી નાખવાની અને તેમની હાલત આજના કરતાં ચાર ગણી બહેતર બનાવવાની હજારો શક્યતાઓ પૂરી પાડે છે.

અને સામાજિક શ્રમ મૂડીની જંજીરોથી મુક્ત થઈ જશે ત્યારે એવી કામદાર સમિતિઓ કામદાર યુનિયનોની મદદ વડે સામાજિક શ્રમની યુક્તિસંગત વહેંચણીમાં એ સિદ્ધાંતો લાગુ કરી શકશે.

'પૂત પ્રાવદી', અંક ૩૫,
૧૩ માર્ચ, ૧૯૧૪
હસ્તાક્ષર: એમ. એમ.

## ‘કાર્લ માર્ક્સ’ નામક લેખમાંથી

### માર્ક્સવાદના નિરૂપણ સાથે જીવનની સંક્ષિપ્ત રૂપરેખા

### સમાજવાદ

આગળ જણાવાઈ ગયું તે ઉપરથી સ્પષ્ટ છે કે મૂડીવાદી સમાજના સમાજવાદી સમાજમાં રૂપાંતરની અનિવાર્યતાનો નિષ્કર્ષ માર્ક્સ વર્તમાન સમાજના વિકાસના આર્થિક નિયમના જ પૂરેપૂરા અને એકમાત્ર આધારે તારવે છે. માર્ક્સના અવસાન પછીની અરધી સદી દરમિયાન નિત્ય વધતી જતી ઝડપે આગળ ધપેલું અને મોટા પાયાના ઉત્પાદનના ઉત્કર્ષમાં, મૂડીવાદી કાર્ટેલોમાં, સિંડિકેટોમાં અને ટ્રસ્ટોમાં તેમ જ નાણાકીય મૂડીના પ્રસારમાં તથા તેની શકિતની વિરાટ વૃદ્ધિમાં ખૂબ ચોટદાર રીતે વ્યકત થયેલું શ્રમનું સમાજીકરણ સમાજવાદના અનિવાર્ય ઉદયનો મુખ્ય ભૌતિક પાયો પૂરો પાડે છે. એ રૂપાંતરનું બૌદ્ધિક તથા નૈતિક પ્રેરકબળ તથા તેને ભૌતિક રીતે સિદ્ધ કરનાર છે સર્વહારા વર્ગ, જેને મૂડીવાદે પોતે જ તાલીમ આપી છે. સર્વહારા વર્ગનો મૂડીદાર વર્ગની વિરુદ્ધનો સંઘર્ષ નિત્ય અધિક સમૃદ્ધ બનતાં જતાં અનેકવિધ રૂપોમાં અભિવ્યકિત પામતો જાય છે અને અનિવાર્ય રીતે એવો રાજકીય સંઘર્ષ બની જાય છે જેનું ધ્યેય સર્વહારા વર્ગ દ્વારા રાજકીય સત્તા જીતી લેવાનું (“સર્વહારા વર્ગની સરમુખત્યારી” સ્થાપવાનું), હોય છે. ઉત્પાદનનું સમાજીકરણ ઉત્પાદનનાં સાધનોની સમાજની માલિકીમાં, “માલિકીહરણ કરનારાઓના માલિકીહરણમાં”, પરિણમ્યા વગર રહી શકે જ નહિ. શ્રમ-ઉત્પાદકતાનો અતિ ભારે ઉત્કર્ષ, ટૂંકો કાર્ય-દિન, અને નાના પાયાના પ્રારંભિક અવસ્થાના તથા વેરવિખેર ઉત્પાદનના અવશેષોને સ્થાને, તેના ભંગારને સ્થાને, સામુદાયિક તથા ઉન્નત શ્રમ—એવાં છે એ રૂપાંતરનાં સીધાં પરિણામો. ખેતી અને ઉદ્યોગની વચ્ચેનાં બંધનોને મૂડીવાદ હંમેશને માટે તોડી નાખે છે, પરંતુ સાથે સાથે જ, પોતાના ઉચ્ચતમ વિકાસ દ્વારા એ બંધનોનાં નવાં તત્ત્વોને તૈયાર કરે છે, વિજ્ઞાનના સભાન પ્રયોગના તથા સામુદાયિક શ્રમની જમાવટના આધાર ઉપર અને વસતિની પુનર્વહેંચણીના

આધાર ઉપર (એ રીતે ગ્રામીણ પછાતપણાનો, વિચ્છિન્ન દશાનો તથા બર્બરતાનો, તેમ જ મોટાં શહેરોમાં વ્યાપક લોકસમુદાયોની અકુદરતી જમાવટનો, એ બેઉનો અંત આણીને) ખેતી અને ઉદ્યોગના જોડાણને તૈયાર કરે છે.

૧૯૧૪ના જુલાઈ-નવેંબર
દરમિયાન લિખિત

૧૯૨૩માં 'પ્રોલેતાર્સ્કાયા
રેવોલૂત્સિયા'ના અંક
૬-૭માં (૧૮-૧૯માં)
પહેલી વાર પ્રકાશિત

## કીયેવ્સ્કીને (ગેઓર્ગી લેઓનીદોવિચ પ્યાતાકોવને) જવાબમાંથી

સામાન્ય રીતે મૂડીવાદ અને ખાસ કરીને સામ્રાજ્યવાદ લોકશાહીને ભ્રમમાં પલટાવી નાખે છે—જોકે સાથે જ મૂડીવાદ લોકસમુદાયોમાં લોકશાહીવાદી આકાંક્ષાઓ જગાવે છે, લોકશાહીવાદી સંસ્થાઓનું સર્જન કરે છે, લોકશાહીને ઈનકારવાના સામ્રાજ્યવાદના વલણ અને લોકશાહી માટેની લોકસમુદાયોની જહેમતો વચ્ચેના વિરોધને ઉગ્ર બનાવે છે. મૂડીવાદ તથા સામ્રાજ્યવાદને ઉથલાવી પાડવાનું કેવળ આર્થિક ક્રાંતિ મારફત જ શક્ય છે. લોકશાહીવાદી રૂપાંતરો—ભલે એવાં રૂપાંતરો અત્યંત "આદર્શ" હોય તોપણ—મારફત તેમને ઉથલાવી પાડવાનું શક્ય નથી. પરંતુ લોકશાહી માટેના સંઘર્ષની કેળવણી ન પામેલો સર્વહારા વર્ગ આર્થિક ક્રાંતિ ન સાધી શકે. **બેંકો કબજે કરી લીધા** વગર, ઉત્પાદનનાં સાધનોની **ખાનગી માલિકી** નાબૂદ કરી નાખ્યા વગર, મૂડીવાદને હરાવી ન શકાય. પરંતુ મૂડીદાર વર્ગ પાસેથી કબજે કરી લેવામાં આવેલાં ઉત્પાદનનાં સાધનોના લોકશાહીવાદી વહીવટ માટે સમગ્ર જનતાને સંગઠિત કર્યા વગર, તમામ કામદાર લોકોને—સર્વહારાઓ, અર્ધ-સર્વહારાઓ, તથા નાના કિસાનોને—તેમની હરોળો તથા શકિતઓના સંગઠન માટે તેમ જ રાજ્યના કારોબારમાં તેમની સામેલગીરી માટે સક્રિય બનાવ્યા વગર, એવાં ક્રાંતિકારી કદમોને અમલમાં ન મૂકી શકાય. સામ્રાજ્યવાદી યુદ્ધને લોકશાહીનો ત્રિમુખી નિષેધ ગણાવી શકાય (ક. દરેક યુદ્ધ "અધિકારો"ની જગ્યાએ જુલમને મૂકી દે છે; ખ. સામ્રાજ્યવાદ ખુદ લોકશાહીનો નિષેધ જ છે; ગ. સામ્રાજ્યવાદી યુદ્ધ પ્રજાસત્તાકને રાજશાહીની જોડે તદ્દન સમાન કક્ષાએ મૂકી દે છે), પરંતુ સમાજવાદી વિદ્રોહનો ઉગમ તથા વૃદ્ધિ લોકશાહીવાદી પ્રતિકાર તથા અશાંતિની વૃદ્ધિ સાથે **અવિભાજ્ય રીતે** સંકળાયેલાં હોય છે. સમાજવાદ દરેક રાજ્યના, અને એટલે દરેક લોકશાહીના, વિલયનમાં પરિણમે છે, પરંતુ સમાજવાદને અમલમાં મૂકવાનું માત્ર સર્વહારા વર્ગની

સરમુખત્યારી **મારફત જ** શક્ય છે—એવી સરમુખત્યારીમાં મૂડીદાર વર્ગની ઉપર, અર્થાત્ વસતિની લઘુસંખ્યાની ઉપર, જુલમનો સમન્વય લોકશાહીના **પૂર્ણ** વિકાસની જોડે, અર્થાત્ **રાજ્યના** તમામ મામલાઓમાં અને મૂડીવાદને નાબૂદ કરવાની સઘળી જટિલ સમસ્યાઓમાં વસતિના **સમગ્ર** સમુદાયની ખરેખરી સમાન તથા ખરેખરી સાર્વજનીન સામેલગીરીની જોડે, સાધવામાં આવે છે.

કીયેવ્સ્કી લોકશાહીના સંબંધમાં માર્ક્સવાદી સિદ્ધાંતને ભૂલી ગયો હોવાથી એવા "આંતરવિરોધો"માં અટવાઈને ગોટાળાનો ભોગ બની ગયો. લક્ષણાની ભાષામાં કહીએ તો યુદ્ધે તેની વિચારક્રિયા ઉપર એટલો બધો બોજો લાદી દીધો છે કે તે સમગ્ર ચિંતનને સ્થાને 'સામ્રાજ્યવાદથી છુટકારો હાંસલ કરી લો'નું ચળવળિયું સૂત્ર મૂકી દે છે—જેવી રીતે સભ્ય રાષ્ટ્રોમાં 'સંસ્થાનોમાંથી હઠી જવાનો' **ખરો અર્થ** આર્થિક દૃષ્ટિએ તેમ જ રાજકીય દૃષ્ટિએ શો થાય છે તેના પૃથક્કરણને સ્થાને "સંસ્થાનોમાંથી હઠી જાઓ"ના પોકારને મૂકી દેવામાં આવે છે એવી જ રીતે.

લોકશાહીની સમસ્યાનો માર્ક્સવાદી ઉકેલ એવો છે કે સર્વહારા વર્ગ મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાની તૈયારી કરવા અને પોતાનો વિજય સુનિશ્ચિત બનાવવા માટે મૂડીદાર વર્ગ સામેના પોતાના વર્ગસંઘર્ષમાં **તમામ** લોકશાહીવાદી સંસ્થાઓ તથા આકાંક્ષાઓનો **ઉપયોગ કરે**. એવો ઉપયોગ કરવાનું કામ સહેલું નથી. "અર્થવાદીઓ", તોલ્સ્તોયપંથીઓ, વગેરેને ઘણી વાર તેમાં "મૂડીવાદી" તથા તકવાદી વિચારોની તરફેણની અક્ષમ્ય છૂટ જણાય છે—જેવી રીતે કીયેવ્સ્કીને "નાણાકીય મૂડીના યુગમાં" રાષ્ટ્રીય આત્મનિર્ણયનું સમર્થન મૂડીવાદી વિચારોની તરફેણની અક્ષમ્ય છૂટ લાગે છે એવી જ રીતે. માર્ક્સવાદ આપણને શીખવે છે કે કોઈ એક, મૂડીવાદી, સમાજના મૂડીદાર વર્ગે સર્જેલી અને વિકૃત બનાવી નાખેલી લોકશાહીવાદી સંસ્થાઓના ઉપયોગને તિલાંજલિ આપીને "તકવાદની સામે લડવું" એટલે **પૂરેપૂરી રીતે** તકવાદને જ **શરણે** જવું!

**આંતરવિગ્રહનું** સૂત્ર સમાજવાદ માટે સામ્રાજ્યવાદી યુદ્ધમાંથી બહાર નીકળી જવાનો વધારેમાં વધારે વેગીલો ઉપાય સૂચિત કરે છે અને યુદ્ધની સામેના આપણા સંઘર્ષને તકવાદની સામેના આપણા સંઘર્ષ જોડે **સાંકળી લે છે**. તે એક જ એવું સૂત્ર છે જે યુદ્ધસમયની વિશિષ્ટતાઓને—યુદ્ધ લાંબું ખેંચાઈ રહ્યું છે અને યુદ્ધના આખા "યુગ"માં વિકસવાનું જોખમ બની રહ્યું છે—તેમ જ શાંતિવાદ, કાનૂનવાદ, તથા "પોતાના" મૂડીદાર વર્ગને અનુકૂળ બની જવાનું વલણ ધરાવતા તકવાદથી ભિન્ન આપણી પ્રવૃત્તિઓના સામાન્ય સ્વરૂપને સમુચિત

રીતે લક્ષમાં લે છે. એ ઉપરાંત, મૂડીદાર વર્ગની વિરુદ્ધ આંતરવિગ્રહ તો મિલકતદાર લઘુસંખ્યાની સામે મિલકત વગરના લોકસમુદાયોનો **લોકશાહીવાદી રીતે** સંગઠિત અને લોકશાહીવાદી રીતે સંચાલિત જંગ છે. પરંતુ બીજા દરેક જંગની જેમ જ આંતરવિગ્રહમાં પણ અધિકારોના સ્થાને જુલમને અનિવાર્ય રીતે મૂકવો જ પડે. બહુસંખ્યાનાં હિતો તથા અધિકારોના નામે કરવામાં આવતો જુલમ જુદા પ્રકારનો હોય છે: તેમાં શોષકોના, મૂડીદાર વર્ગના, "અધિકારો"ને ખતમ કરી નાખવામાં આવે છે, તે સેનાના તથા "પાછલા ભાગ"ના લોકશાહીવાદી સંગઠન વગર **અસાધ્ય હોય છે.** આંતરવિગ્રહમાં તત્કાળ અને સૌપ્રથમ બૅંકો, કારખાનાં, રેલવે, મોટી જમીનજાગીરો, વગેરેને બળજોરીથી કબજે કરી લેવામાં આવે છે. પરંતુ એ બધું કબજે કરી લેવા **માટે** આપણે સઘળા અમલદારો તથા અફસરોને લોકોએ ચૂંટવાની પ્રથા દાખલ કરવી પડશે, મૂડીદાર વર્ગની સામે જંગ લડતી સેનાને વસતિના સમુદાયની જોડે **તદ્દન એકરૂપ** બનાવી દેવી પડશે, ખોરાકના પુરવઠા તેમ જ ખોરાકના ઉત્પાદન તથા વહેંચણી વગેરેના વહીવટમાં પૂરું લોકશાહીકરણ દાખલ કરવું પડશે. આંતરવિગ્રહનું લક્ષ્ય બૅંકો, કારખાનાં, વગેરે કબજે કરી લેવાનું છે, મૂડીદાર વર્ગ તરફથી કોઈ પણ જાતના પ્રતિકારની શક્યતાને ખતમ કરી નાખવાનું છે, **તેનાં** હથિયારબંધ દળોને ખતમ કરી નાખવાનું છે. પરંતુ આપણે વિગ્રહ દરમિયાન સાથે સાથે જ **આપણાં** હથિયારબંધ દળોમાં તેમ જ **આપણા** "પાછલા ભાગ"માં લોકશાહી દાખલ કરવા તથા વિસ્તારવાનું કદમ ન ઉઠાવીએ તો એ લક્ષ્યનું વિશુદ્ધ લશ્કરી કે આર્થિક કે રાજકીય કોઈ પણ અંગ સિદ્ધ **ન** થઈ શકે. આપણે લોકસમુદાયોને અત્યારે કહીએ છીએ (અને તેઓ સહજબુદ્ધિથી સમજી જાય છે કે આપણી વાત ખરી છે): "લોકશાહીનાં મહાન સૂત્રોના બુરખા વડે ઢાંકી દેવામાં આવેલા યુદ્ધમાં તમને સામ્રાજ્યવાદી મૂડીવાદ ખાતર લડતા કરી દઈને તેઓ તમારી જોડે કપટ કરી રહ્યા છે. તમારે ખરી લોકશાહી તથા સમાજવાદની સિદ્ધિ માટે મૂડીદાર વર્ગની **સામે ખરો** લોકશાહીવાદી જંગ લડવો જોઈએ, લડવાનો જ છે." વર્તમાન યુદ્ધ જુલમ તથા નાણાકીય પરાધીનતા મારફત રાષ્ટ્રોને એકસંપીઓમાં એકત્રિત તથા "એકરૂપ" કરી રહ્યું છે. મૂડીદાર વર્ગ સામેના આપણા આંતરવિગ્રહમાં **આપણે** રૂબલના જોર વડે **નહિ**, દંડૂકાના જોર વડે **નહિ**, જુલમ વડે નહિ, પરંતુ શોષકોની વિરુદ્ધ કામદાર લોકોની **મરજિયાત** એકમતી તથા ઐક્ય વડે રાષ્ટ્રોની એકતા સાધીશું અને તેમને એકરૂપ બનાવીશું. સઘળાં રાષ્ટ્રોના સમાન અધિકારોની ઘોષણા મૂડીદાર વર્ગ માટે તો કપટ બની ચૂકી છે. આપણે માટે તે સઘળાં

રાષ્ટ્રોને આપણા પક્ષે આકર્ષી લેવામાં સહાયક તથા પ્રવેગક સત્ય બની રહેશે. મૂડીદાર વર્ગની સામે સઘળાં રાષ્ટ્રોના કામદારો અને સામાન્ય રીતે મહેનતકશ લોકોનો આંતરવિગ્રહ રાષ્ટ્રો વચ્ચે અસરકારક રીતે સંગઠિત **લોકશાહીવાદી** સંબંધો વગર—અને એટલે અલગ થવાની આઝાદી વગર—**અશક્ય છે.**

મૂડીવાદી લોકશાહીના ઉપયોગ મારફત મૂડીદાર વર્ગની સામે અને તકવાદની સામે સર્વહારા વર્ગનું સમાજવાદી તથા સુસંગત લોકશાહીવાદી સંગઠન. બીજો કોઈ માર્ગ છે જ નહિ. ખુદ જિંદગીની જેમ જ માર્ક્સવાદ પણ બીજો કોઈ માર્ગ બતાવી શકે એમ નથી. એ પંથમાં આપણે રાષ્ટ્રોના મુક્ત પાર્થક્ય તથા મુક્ત એકીકરણને સામેલ કરવાં જ જોઈએ, આપણે એ સંબંધમાં અચકાવું ન જોઈએ, આપણે બીક ન રાખવી જોઈએ કે એથી આપણાં આર્થિક લક્ષ્યોની "વિશુદ્ધતા" "કલંકિત" બની જશે.

૧૯૧૬ના ઑગસ્ટ-સપ્ટેંબરમાં લિખિત

પહેલી વાર ૧૯૨૯માં
'પ્રોલેતાર્સ્કાયા રેવોલૂત્સિયા'ના
૭મા અંકમાં પ્રકાશિત

## આર્થર શ્મીદને

પ્રિય સાથી,

મને મૈત્રીભાવી સમજણ સૂચવવાની રજા આપશો?

મારે કબૂલ કરવું જ જોઈએ કે ગઈકાલે મેં તમારી દલીલોના[6] એક બહુ જ મહત્ત્વના મુદ્દા ઉપર અપૂરતું ધ્યાન આપ્યું હતું. એ મુદ્દો એટલે એવો ખ્યાલ કે સ્વિટ્ઝર્લૅંડની વિશિષ્ટતા બીજી બાબતોની સાથે સાથે તેની અધિકતર પ્રમાણની લોકશાહીમાં (લોકપૃચ્છા) રહેલી છે, અને એ વિશિષ્ટતાનો ઉપયોગ પ્રચારના હેતુ માટે **પણ** કરવો જોઈએ. આ ખ્યાલ બહુ મહત્ત્વનો અને મારા અભિપ્રાયમાં તદ્દન ખરો છે.

આ ખ્યાલને આપણે એવી રીતે લાગુ ન કરી શકીએ કે આપણા મતભેદો (જે કદાચ સાવ નજીવા જ છે) ખતમ થઈ જાય? દાખલા તરીકે:

જો આપણે લોકપૃચ્છામાં સવાલ **માત્ર** આવી રીતે — પૂરી નાબૂદીની તરફેણમાં કે વિરુદ્ધ? — રજૂ કરીએ તો આપણને એ સંબંધમાં શાંતિવાદી (મૂડીવાદી-શાંતિવાદી, વગેરે) અને સમાજવાદી મતોનું મિશ્રણ મળશે, અર્થાત્ આપણને સમાજવાદી જાગૃતિનું સ્પષ્ટ રૂપ નહિ પરંતુ વધારે ઝાંખું રૂપ મળશે, આપણને આ ખાસ સવાલના (એટલે કે લશ્કરવાદના સવાલના) સંબંધમાં **વર્ગસંઘર્ષના** વિચાર તથા નીતિનો વિનિયોગ નહિ પણ લશ્કરવાદના સવાલના સંબંધમાં વર્ગસંઘર્ષના દૃષ્ટિકોણનો પરિત્યાગ મળશે.

પરંતુ ધારો કે આપણે લોકપૃચ્છામાં સવાલ આવી રીતે — લશ્કરવાદની પૂરી નાબૂદીના **એકમાત્ર ઉપાય તરીકે** ઉદ્યોગ તથા ખેતીવાડીમાં મોટા મૂડીવાદી ઉદ્યમોના માલિકીહરણની તરફેણમાં, કે માલિકીહરણની વિરુદ્ધ? — રજૂ કરીએ.

સવાલને એવી રીતે રજૂ કરીએ તો આપણે સૌ સિદ્ધાંતની દૃષ્ટિએ જે વાતને માન્ય કરીએ છીએ એ જ વાત આપણી અમલી નીતિમાં કહીશું, અર્થાત્

એમ કે લશ્કરવાદની પૂરી નાબૂદીનો વિચાર કે સિદ્ધિ કેવળ મૂડીવાદની નાબૂદીના સંગાથમાં જ શક્ય છે.

એટલે લગભગ નીચે મુજબનું નિરૂપણ થવું જોઈએ: (૧) આપણે મોટા ઉદ્યમોના **તાત્કાલિક** માલિકીહરણની માંગ ઉઠાવીએ, કદાચ સીધી સમવાયી મિલકતના અને આવકવેરાના રૂપમાં, મોટી મિલકતો માટે એટલા ઊંચા — ક્રાંતિકારી ઊંચા — દરો નક્કી કરીને કે વાસ્તવમાં મૂડીદારોનું માલિકીહરણ થઈ જાય.

(૨) આપણે જાહેર કરીએ કે સ્વિટ્ઝર્લૅંડનું સમાજવાદી રૂપાંતર આર્થિક દૃષ્ટિએ આજે, તત્કાળ, શક્ય બની ગયું છે, અને અસહ્ય ઊંચા જીવનખર્ચના પરિણામે તાકીદે આવશ્યક પણ બની ગયું છે, અને એવું રૂપાંતર રાજકીય રીતે અમલી બનાવવા માટે સ્વિટ્ઝર્લૅંડને મૂડીવાદી સરકાર નહિ પણ સર્વહારા સરકારની જરૂર છે, મૂડીદાર વર્ગની ઉપર નહિ પણ રોજી કામદારો તથા નીચલા સ્તરના લોકો ઉપર આધાર રાખતી સરકારની જરૂર છે, અને આપણને જે ક્રાંતિકારી લોક સંઘર્ષ દાખલા તરીકે વ્યાપક હડતાલોમાં તેમ જ ઝૂરિખના રસ્તાઓ પરના દેખાવોમાં શરૂ થઈ રહેલો દેખાય છે અને જેને આઆરાઉ નિર્ણયમાં[7] માન્યતા આપવામાં આવી છે તે પણ ચોક્કસ રૂપે **એ જ** ધ્યેયને — લોકસમુદાયોની અસહ્ય હાલતનો એ રીતે **ખરો** અંત આણવાના ધ્યેયને — અનુસરી રહ્યો છે.

(૩) આપણે જાહેર કરીએ કે સ્વિટ્ઝર્લૅંડનું એવું રૂપાંતર **તમામ** સભ્ય દેશોમાં કામદાર વર્ગ તથા શોષિત સમુદાયોને તેનું અનુકરણ કરવા તથા તેને ખૂબ મક્કમ ઉત્સાહી ટેકો આપવા **તદ્દન અનિવાર્ય રીતે પ્રેરશે જ**, અને આપણે જેને માટે જહેમતો કરી રહ્યા છીએ તથા વર્તમાન સમયે યુરોપમાં વિશેષ રૂપે બહોળા લોકસમુદાયો સાહજિક તાલાવેલી અનુભવી રહ્યા છે તે **લશ્કરવાદની પૂરી નાબૂદી કેવળ** એવા રૂપાંતરના સંગાથમાં જ ઠાલો વાણીવિલાસ મટીને, નેક મુરાદ મટીને, ખરું, અમલમાં સાધ્ય, તથા રાજકીય દૃષ્ટિએ આપમેળે ખુલાસો કરી દેતું કદમ બની રહેશે.

આ સંબંધમાં તમે શું ધારો છો?

તમને નથી લાગતું કે આપણે સવાલને એવી રીતે રજૂ કરીએ (વાસ્તવિક ચળવળમાં તેમ જ સંસદનાં પ્રવચનોમાં અને ધારાકીય પહેલકદમી માટેની તથા લોકપૃચ્છા માટેની દરખાસ્તોમાં) તો મૂડીવાદી તથા "સમાજવાદી" શાંતિવાદીઓ તરફથી આપણા લશ્કરવાદ-વિરોધી સૂત્રની એવા મતલબની ખોટી સમજણ તથા ખોટા અર્થઘટનના નિશ્ચિત જોખમને ટાળી શકીશું કે આપણી ધારણા મુજબ

સમાજવાદી ક્રાંતિ **વગર જ, મૂડીવાદી સ્વિટ્ઝર્લૅંડમાં,** તેના **સામ્રાજ્યવાદી** વાતાવરણમાં, લશ્કરવાદની પૂરી નાબૂદી શક્ય છે (એ તો, બેશક, એવો બકવાદ છે કે જેને આપણે સર્વાનુમતે રદિયો આપીએ છીએ).

પાર્ટી અભિવાદન સાથે,
એન. લેનિન

વ્લા. ઉલ્યાનોવ
શ્પીગેલગાસ્સે ૧૪
(બેઈ કામ્મેરેર)
ઝૂરિખ I

૧૯૧૬ના ડિસેંબરની પહેલી
તારીખે લિખિત
વિન્તેરતુર (સ્વિટ્ઝર્લૅંડ) પ્રેષિત

પહેલી વાર ૧૯૩૧માં
લેનિન લેખસંગ્રહ ૧૮માં
પ્રકાશિત

## સુદૂરથી પત્રો[8]

### પાંચમો પત્ર

### ક્રાંતિકારી સર્વહારા રાજ્યના નિર્માણમાં સમાવિષ્ટ કર્તવ્યો
(અવતરણ)

રશિયામાં ક્રાંતિકારી સર્વહારા વર્ગનાં તાત્કાલિક કર્તવ્યોનું નિરૂપણ પુરોગામી પત્રોમાં નીચે મુજબ કરવામાં આવ્યું હતું: (૧) ક્રાંતિના આગળના તબક્કાનો, અથવા બીજી ક્રાંતિનો, તદ્દન ચોક્કસ માર્ગ ખોળી કાઢવો, જેમાં (૨) રાજકીય સત્તા જમીનદારો તથા મૂડીદારોની (ગુચકોવો, લ્વોવો, મિલ્યુકોવો, કેરેન્સકીઓ) સરકારના હાથમાંથી કામદારો તથા સૌથી ગરીબ કિસાનોની સરકારના હાથમાં આવી જાય. (૩) એવી સરકારની સંઘટના કામદારો અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોના નમૂનાના આધારે થવી જોઈએ, અર્થાત્ (૪) તેણે **તમામ** મૂડીવાદી રાજ્યોમાં સર્વસામાન્ય પુરાણા રાજ્ય તંત્રને, સેનાને, પોલીસ દળને, નોકરશાહીને (અમલદારશાહીને) છિન્નભિન્ન કરી નાખીને, તદ્દન ખતમ કરી નાખીને, એ તંત્રની જગ્યાએ (૫) સમગ્ર હથિયારબંધ જનતાનું કેવળ વ્યાપક સંગઠન જ નહિ પરંતુ સાર્વજનીન સંગઠન સાધવું જોઈએ. (૬) **માત્ર** એવી સરકાર, "એવી" વર્ગીય સંઘટનાની ("સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી") સરકાર, અને સરકારનાં એવાં ઘટકો ("સર્વહારા મિલિશિયા") જ વર્તમાન વેળાનું અત્યંત મુશ્કેલ અને એકદમ તાકીદનું મુખ્ય કર્તવ્ય સફળતાથી પાર પાડવા **શક્તિમાન** બનશે, અર્થાત્ **સુલેહ** સાધી શકશે— સામ્રાજ્યવાદી સુલેહ નહિ, મૂડીદારો તથા તેમની સરકારોએ કરેલી લૂંટના ભાગલા અંગે સામ્રાજ્યવાદી સત્તાઓ વચ્ચેનો સોદો નહિ, પરંતુ ખરેખર કાયમી તથા લોકશાહીવાદી સુલેહ, જેની સિદ્ધિ કેટલાય દેશોમાં સર્વહારા ક્રાંતિ વગર શક્ય નથી. (૭) રશિયામાં ખૂબ નજીકના ભવિષ્યમાં સર્વહારા વર્ગનો વિજય **માત્ર** એક જ રીતે સાધી શકાય એમ છે—જમીનદારોની જમીન જપ્ત કરાવી લેવા માટે (અને "૧૦૪"નો જમીન સંબંધી કાર્યક્રમ હજુ તાત્ત્વિક દૃષ્ટિએ **કિસાનપ્રજાનો**[9] જમીન સંબંધી કાર્યક્રમ હોવાની ધારણા કરી લઈએ તો

સઘળી જમીનના રાષ્ટ્રીયકરણ માટે) લડતા કિસાનોની વ્યાપક બહુસંખ્યા કામદારોને છેક પહેલા કદમથી ટેકો આપે તો જ સાધી શકાય એમ છે. (૮) એવી કિસાન ક્રાંતિના સંગાથમાં અને તેના આધારે સર્વહારા વર્ગ, કિસાનપ્રજાના **સૌથી ગરીબ** વિભાગની જોડે એકસંપી સાધીને, બુનિયાદી નીપજોના ઉત્પાદન તથા વહેંચણીની ઉપર **નિયંત્રણ સ્થાપવાની** દિશામાં, "સાર્વજનીન શ્રમ સેવા" દાખલ કરવાની દિશામાં, વગેરે પ્રકારનાં વધુ કદમો ઉઠાવી શકે અને તેણે ઉઠાવવાં જ જોઈએ. યુદ્ધે સર્જેલા સંજોગો—જે યુદ્ધોત્તર ગાળામાં ઘણા વધારે કપરા બની જશે—એ કદમોને તદ્દન અનિવાર્ય બનાવી દે છે. એ કદમો સમગ્ર રૂપે તથા વિકાસ દરમિયાન **સમાજવાદની દિશાનું સંક્રમણ** અંકિત કરશે. રશિયામાં વચગાળાનાં કદમો વગર એકદમ સીધેસીધું સમાજવાદમાં સંક્રમણ સાધી શકાય એમ નથી, પરંતુ એવાં વચગાળાનાં કદમોના પરિણામે તે જરૂર સાધ્ય છે અને તાકીદે આવશ્યક છે. (૯) આ સંબંધમાં, **ગ્રામપ્રદેશોમાં** કામદારોના પ્રતિનિધિઓની ખાસ સોવિયેતો, અર્થાત્ અન્ય કિસાન પ્રતિનિધિઓની સોવિયેતોથી **અલગ** ખેતીવાડીના **રોજી**-કામદારોની સોવિયેતો, તત્કાળ સ્થાપવાનું કર્તવ્ય અત્યંત તાકીદના કર્તવ્ય તરીકે મોખરે આવી જાય છે.

રશિયન તથા વિશ્વ ક્રાંતિમાંનાં વર્ગ પરિબળોની મુલવણીના આધારે તેમ જ ૧૮૭૧ તથા ૧૯૦૫ના અનુભવના આધારે અમે નિરૂપેલો કાર્યક્રમ સંક્ષેપમાં એવો છે...

૧૯૧૭ના માર્ચની ૨૬મી
(એપ્રિલની ૮મી) તારીખે લિખિત

પહેલી વાર ૧૯૨૪માં
સામયિક 'બોલ્શેવિક'ના
૩-૪ અંકમાં પ્રકાશિત

## સ્વિસ કામદારોને સંબોધિત વિદાય પત્રમાંથી[10]

સામ્રાજ્યવાદી યુદ્ધે વસ્તુગત અનિવાર્યતા બનાવી દીધેલી ક્રાંતિઓની હારમાળાનો **આરંભ કરવાનું** મહાન ગૌરવ રશિયન સર્વહારા વર્ગને મળ્યું છે. પરંતુ રશિયન સર્વહારા વર્ગ જગતના કામદારોમાંથી વરણી પામેલો ક્રાંતિકારી સર્વહારા વર્ગ હોવાનો ખ્યાલ અમારી નજરમાં તો તદ્દન પરાયો જ છે. અમે બરાબર જાણીએ છીએ કે રશિયાનો સર્વહારા વર્ગ બીજા દેશોના સર્વહારા વર્ગ કરતાં **ઓછો** સંગઠિત, **ઓછો** તૈયાર, અને **ઓછો** વર્ગજાગૃત છે. રશિયન સર્વહારા વર્ગ તેની વિશિષ્ટ યોગ્યતાઓને કારણે નહિ પરંતુ ખરેખર તો ઐતિહાસિક સંજોગોના ખાસ સંયોજનને કારણે **અમુક, કદાચ બહુ ટૂંકા, સમય માટે** આખી દુનિયાના ક્રાંતિકારી સર્વહારા વર્ગની મોખરાની હરોળ બની ગયો છે.

રશિયા કિસાન દેશ છે, યુરોપના અત્યંત પછાત દેશોમાંનો એક છે. તેમાં સમાજવાદનો **સીધો** અને **તત્કાળ** વિજય **શક્ય નથી**. પરંતુ ૧૯૦૫ના અનુભવના આધારે ખ્યાલ બાંધીએ તો દેશનું કિસાન સ્વરૂપ, અપાર અનામત જમીન ઉમરાવ વર્ગના હાથમાં પડી હોવાનો સંજોગ, કદાચ રશિયામાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિને જબ્બર પ્રવેગ આપે અને કદાચ અમારી ક્રાંતિને વિશ્વ સમાજવાદી ક્રાંતિની **પૂર્વભૂમિકા** બનાવી દે, એ દિશાનું **કદમ** બનાવી દે.

અમારી પાર્ટી એવા વિચારો માટેના સંઘર્ષ દરમિયાન સ્થપાઈ તથા વિકસી છે. એ વિચારોને ૧૯૦૫ના તેમ જ ૧૯૧૭ની વસંતના અનુભવથી, બીજી બધી પાર્ટીઓ સામેના અણનમ સંઘર્ષમાં, પૂરી પુષ્ટિ મળી છે. એ વિચારો માટેની અમારી લડત અમે ચાલુ રાખીશું.

રશિયામાં સમાજવાદનો સીધો અને તત્કાળ વિજય શક્ય નથી. પરંતુ કિસાન સમુદાય જમીન સંબંધી અનિવાર્ય તથા પરિપકવ ઊથલપાથલને ઉમરાવ વર્ગની સમસ્ત પારાવાર જમીન **જપ્ત કરી લેવાની** કક્ષાએ પહોંચાડી શકે એમ છે.

અમારું સૂત્ર હંમેશાં એ જ રહ્યું છે, અને સેંટ પિટર્સબર્ગમાં અમારી પાર્ટીની કેંદ્રીય સમિતિએ તેમ જ અમારી પાર્ટીના અખબાર **પ્રાવદાએ** તેને હવે ફરી વાર રજૂ કર્યું છે. એક તરફ ખેતમજૂરો તથા તેમની જોડે ગાઢ એકસંપી ધરાવતા સૌથી ગરીબ કિસાનો અને બીજી તરફ સ્તોલીપિનના જમીન સંબંધી "સુધારા"ના[11] (૧૯૦૭-૧૪) પરિણામે વધારે તાકાતવાન બની ગયેલા **ધનવાન ખેડૂતો** વચ્ચે ભીષણ વર્ગ લડાઈઓની અનિવાર્યતાને જરાય ભૂલ્યા વગર સર્વહારા વર્ગ એ સૂત્ર માટે લડશે. એ હકીકત ભુલાવી ન જોઈએ કે ૧૦૪ કિસાન પ્રતિનિધિઓએ પહેલી (૧૯૦૬) તથા બીજી (૧૯૦૭) દૂમાઓમાં જમીન સંબંધી ક્રાંતિકારી કાનૂનનો ખરડો રજૂ કર્યો હતો અને તેમાં સઘળી જમીનના રાષ્ટ્રીયકરણની તેમ જ સંપૂર્ણ લોકશાહીના આધારે ચૂંટાયેલી સ્થાનિક સમિતિઓ તરફથી એ જમીનની વહેંચણીની માંગ ઉઠાવી હતી.

એવી ક્રાંતિ ખુદ તો સમાજવાદ ન જ બની રહે. પરંતુ તે વિશ્વ કામદાર આંદોલનને ભારે પ્રવેગ આપશે. તે રશિયામાં સમાજવાદી સર્વહારા વર્ગની સ્થિતિને તેમ જ ખેતમજૂરો તથા સૌથી ગરીબ કિસાનો ઉપરના તેના પ્રભાવને ખૂબ ખૂબ દૃઢ બનાવશે. તે શહેરી સર્વહારા વર્ગ માટે એવા પ્રભાવના આધારે "કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતો" જેવાં ક્રાંતિકારી સંગઠનોને વિકસાવવાનું, મૂડીવાદી રાજ્યો તરફથી ઉપયોગમાં લેવાતાં પુરાણાં સાધનોને—સેના, પોલીસ, નોકરશાહી—હઠાવી દેવાનું, અને માલના ઉત્પાદન તથા વહેંચણી ઉપર **નિયંત્રણ સ્થાપવાનાં** હારબંધ ક્રાંતિકારી કદમો—અસહ્ય રીતે બોજલ સામ્રાજ્યવાદી યુદ્ધ તથા તેનાં પરિણામોના દબાણ હેઠળ—અમલમાં મૂકવાનું શક્ય બનાવશે.

૧૯૧૭ના મે માસની પહેલી તારીખે
સામયિક 'યૂગેન્દ-ઇન્ટરનેશનલ'ના
૮મા અંકમાં જર્મન ભાષામાં પ્રકાશિત

રશિયન ભાષામાં પહેલી વાર
૧૯૧૭ના સપ્ટેંબરની ૨૧મી તારીખે
અખબાર 'યેદીન્સ્ત્વો'ના ૧૪૫મા
અંકમાં પ્રકાશિત

## આપણી ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યોમાંથી

(સર્વહારા પાર્ટીના ધોરણનો ખરડો)[12]

### બૅંકો અને મૂડીવાદી સિંડિકેટોનું રાષ્ટ્રીયકરણ

૧૫. જ્યાં સુધી વસતિની ભારે બહુસંખ્યાને સમાજવાદી ક્રાંતિની આવશ્યકતા સમજાઈ ન જાય ત્યાં સુધી નાના કિસાનોના દેશમાં સમાજવાદ "દાખલ કરવાનું" લક્ષ્ય સર્વહારા વર્ગની પાર્ટી કોઈ પણ સંજોગોમાં ન જ અપનાવી શકે.

પરંતુ "લગભગ-માર્ક્સવાદી" સૂત્રોની પાછળ છુપાઈ રહેતા મૂડીવાદી વિતંડાવાદીઓ જ તાત્કાલિક ક્રાંતિકારી કદમો — જેની વેળા બરાબર પાકી ગઈ છે, જેને **યુદ્ધ દરમિયાન કેટલાંય મૂડીવાદી રાજ્યોએ** વારંવાર **અજમાવ્યાં છે**, અને તોળાઈ રહેલી કારમી આર્થિક અવ્યવસ્થા તથા દુકાળના સામના માટે જે તદ્દન અનિવાર્ય છે તે કદમો — મોકૂફ રાખી દેવાની નીતિને એ તથ્યના આધારે વાજબી ઠરાવવાની કોશિશ કરી શકે.

જમીનનું રાષ્ટ્રીયકરણ તેમ જ તમામ બૅંકો તથા મૂડીવાદી સિંડિકેટોનું રાષ્ટ્રીયકરણ અથવા ઓછામાં ઓછું તેમની ઉપર કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતોના **નિયંત્રણની તાત્કાલિક** સ્થાપના વગેરે જેવાં કદમો — જે સમાજવાદ "દાખલ કરવાનું" કૃત્ય કોઈ રીતે નથી બની રહેતાં તે કદમો — અંગે અડગ આગ્રહ રાખવો જ જોઈએ, અને જ્યારે જ્યારે શક્ય બને ત્યારે તેમને ક્રાંતિકારી રીતે અમલમાં મૂકવાં જોઈએ. સમાજવાદની દિશામાં કેવળ પગલીઓ જ બની રહેતાં અને આર્થિક દૃષ્ટિએ પૂર્ણ રૂપે સાધ્ય એવાં કદમો વગર તો જંગના જખમોને રુઝાવવાનું અને ધૂરકી રહેલા પતનથી બચવાનું અશક્ય બની જશે. યુદ્ધનો

3*

ફાયદો ઉઠાવીને ખાસ હલકટ રીતે ધનદોલતના ગંજ એકઠા કરી રહેલા મૂડીદારો તથા બૅંકરોના નફા છીનવી લેવામાં ક્રાંતિકારી સર્વહારા વર્ગની પાર્ટી કદી અચકાશે નહિ.

૧૯૦૭ના એપ્રિલની
૧૦મી (૨૩મી) તારીખે
લિખિત

૧૯૧૭ના સપ્ટેંબરમાં
'પ્રિબોઈ' પ્રકાશકો (પેત્રોગ્રાદ)
તરફથી પુસ્તિકાના રૂપમાં
પ્રકાશિત

હસ્તાક્ષર: એન. લેનિન

## રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)નું સાતમું (એપ્રિલ) અખિલ રૂસી સંમેલન[13]

## ૨૪-૨૯ એપ્રિલ (૭-૧૨ મે), ૧૯૧૭

### વર્તમાન પરિસ્થિતિ સંબંધી રિપોર્ટમાંથી

### ૨૪ એપ્રિલ (૭ મે)

તો પછી ક્રાંતિકારી સર્વહારા વર્ગનાં કર્તવ્યો કેવાં છે? સમાજવાદીઓની તમામ દલીલોમાં મુખ્ય ખામી, મુખ્ય ગલતી, એ છે કે આ સવાલને વધારે પડતા સામાન્ય રૂપમાં, સમાજવાદની દિશામાં સંક્રમણના સવાલ તરીકે, રજૂ કરવામાં આવે છે. પરંતુ આપણે તો નક્કર કદમો તથા કૃત્યોની વાત કરવી જોઈએ. તેમાંથી કેટલાંકની વેળા પાકી ગઈ છે અને કેટલાંકની વેળા હજુ નથી પાકી. હાલ આપણે સંક્રમણની કક્ષામાં છીએ. હકીકત સાફ છે કે આપણે મૂડીવાદી રાજ્યોમાંનાં રૂપોથી નિરાળાં રૂપો મોખરે આણી દીધાં છે. કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોમાં રાજ્યનું એવું રૂપ અંકિત થાય છે કે જે કોઈ પણ દેશમાં અસ્તિત્વમાં નથી અને કદી અસ્તિત્વમાં રહ્યું નથી. એ રૂપ સમાજવાદની દિશાનાં પ્રથમ ડગલાંનું પ્રતિનિધિત્વ કરે છે અને સમાજવાદી સમાજના આરંભમાં અનિવાર્ય છે. આ હકીકત નિર્ણાયક મહત્ત્વની છે. રશિયન ક્રાંતિએ સોવિયેતોનું સર્જન કર્યું છે. દુનિયાના કોઈ પણ દેશમાં આવી સંસ્થાઓ નથી અને હોઈ શકે પણ નહિ. કોઈ પણ સમાજવાદી ક્રાંતિ આ સિવાય બીજી કોઈ જાતની રાજ્ય સત્તા વડે સફળતાથી ચાલી શકે જ નહિ. સોવિયેતોએ સત્તા કબજે કરી લેવી જોઈએ પરંતુ તેમાં તેનો હેતુ સાધારણ મૂડીવાદી પ્રજાસત્તાકના ઘડતરનો ન હોય અને સમાજવાદમાં સીધા સંક્રમણનોયે ન હોય. એ તો શક્ય જ નથી. તો પછી હેતુ શો હોવો જોઈએ? સોવિયેતોએ સત્તા એવા સંક્રમણની દિશામાં પ્રથમ નક્કર ડગલાં ભરવા માટે કબજે કરી લેવી જોઈએ—એવાં ડગલાં ભરી શકાય એમ છે અને ભરવાં જોઈએ. આ સંબંધમાં સૌથી ભયંકર દુશ્મન એટલે બીક. લોકસમુદાયોને એવાં ડગલાં તત્કાળ ભરવાની હાકલ કરવી જોઈએ, નહિતર સોવિયેતોની સત્તાનો કશો અર્થ જ નહિ રહે અને તે જનતાને કશું જ નહિ આપી શકે.

હવે હું એવા સવાલનો જવાબ આપવાનો પ્રયાસ કરીશ કે આપણે આપણી માર્ક્સવાદી પ્રતીતિઓની વિરુદ્ધ ગયા વગર જનતાને કેવાં નક્કર કદમો સૂચવી શકીએ.

આપણે શા માટે ઇચ્છીએ છીએ કે સત્તા કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોના હાથમાં આવી જાય?

સોવિયેતોએ ઉઠાવવાનું પહેલું કદમ જમીનના રાષ્ટ્રીયકરણનું છે. તમામ લોકો રાષ્ટ્રીયકરણની વાતો કરે છે. કેટલાક તેને અત્યંત તરંગી પગલું ગણાવે છે. તેમ છતાં, સૌ તેને સ્વીકારે છે કારણ કે રશિયામાં જમીનમાલિકી બેહદ અટપટી બની ગઈ છે અને એકમાત્ર ઉપાય જમીનના વિભાજનની સઘળી સીમારેખાઓ ખતમ કરી નાખવાનો તથા જમીનને રાજ્યની મિલકત બનાવી દેવાનો છે. જમીનની ખાનગી માલિકી નાબૂદ કરી નાખવી જોઈએ. આપણી સમક્ષ એવું કર્તવ્ય છે કારણ કે મોટા ભાગના લોકો તેની તરફેણમાં છે. એ કર્તવ્ય પાર પાડવા માટે આપણને સોવિયેતો જરૂરી છે. એ કદમને પુરાણા સરકારી અધિકારીઓની મદદ વડે અમલમાં મૂકી શકાય એમ નથી.

બીજું કદમ. આપણે સમાજવાદ "દાખલ કરવાની" હિમાયત ન કરી શકીએ—તેમાં તો બેહૂદગીની હદ આવી જાય. આપણે સમાજવાદનો પ્રચાર કરવો જોઈએ. રશિયાની મોટા ભાગની વસતિ કિસાનોની છે, નાના ખેડૂતોની છે. તેમને સમાજવાદનો કશો ખ્યાલ ન હોઈ શકે. પરંતુ તેમને માટે તેમની ખેતી સુધારવાનું શક્ય બનાવવાના આશયે દરેક ગામમાં બૅંક ખોલવાની સામે તેમને શો વાંધો હોઈ શકે? તેઓ એવા પગલાની સામે કશું જ કહી ન શકે. આપણે આપણા પ્રચારમાં એવાં અમલી કદમો કિસાનોને સમજાવવાં જોઈએ અને તેમને ખાતરી કરાવી દેવી જોઈએ કે એવાં પગલાં જરૂરી છે.

ખાંડ સિંડિકેટની વાત સાવ જુદી છે. એ તો સાફ હકીકત છે. તેના સંબંધમાં આપણે સીધી અને વ્યવહાર્ય દરખાસ્ત રજૂ કરવી જોઈએ: પૂરેપૂરી વિકસી ચૂકેલી એવી સિંડિકેટોને રાજ્યે પોતાને હસ્તક લઈ લેવી જોઈએ. સોવિયેતો સત્તા પોતાને હસ્તક કરી લેવા માગતી હોય તો તે એવાં લક્ષ્યો સિદ્ધ કરવા માટે જ. બીજું કશું કારણ છે જ નહિ. શક્યતાઓ આવી છે: સોવિયેતો કાં તો વધારે વિકસે અથવા પૅરિસ કોમ્યુનની બાબતમાં બનેલું એવી રીતે તેમનો અંજામ નામોશીભર્યા મોતમાં આવે. આપણને જરૂર કેવળ મૂડીવાદી પ્રજાસત્તાકની જ હોય તો એ કામ સહેલાઈથી કેડેટોને સુપરત કરી શકાય.

અંતમાં હું મને સૌથી વધારે પ્રભાવિત કરનારા પ્રવચનનો ઉલ્લેખ કરીશ. મને અહીંયાં કોલસાની ખાણના એક કામદારનું સરસ પ્રવચન સાંભળવા મળ્યું. તેણે એક પણ પુસ્તકિયો શબ્દ વાપર્યા વગર આપણને જણાવ્યું કે તેમણે ક્રાંતિ કેવી રીતે કરી. એ ખાણકામદારોને એવા સવાલની ફિકર નહોતી કે પ્રમુખ જોઈએ કે નહિ. તેમણે ખાણ કબજે કરી લીધી, અને તેમની નજરમાં સૌથી મહત્ત્વનો સવાલ એવો હતો કે બધા તાણાવાણાને અકબંધ કેવી રીતે રાખવા જેથી ઉત્પાદન અટકે નહિ. પછી આવ્યો રોટીનો સવાલ. રોટીની તંગી હતી. બધા ખાણકામદારોએ ભેગા મળીને રોટી મેળવવાની રીત પણ નક્કી કરી લીધી. એ હતો ક્રાંતિનો ખરો કાર્યક્રમ, પુસ્તકોમાંથી તારવેલો નહિ પરંતુ ખરો કાર્યક્રમ. હું તો તેને જ સ્થાનિક સત્તા ખરેખર કબજે કરી લેવાની કામગીરી ગણાવીશ.

મૂડીદાર વર્ગ જેટલું મક્કમ સ્થાન પેત્રોગ્રાદમાં ધરાવે છે એટલું બીજે ક્યાંય નથી ધરાવતો. અહીંયાં મૂડીદારોએ સત્તા પોતાના હાથમાં રાખી છે. પરંતુ આખા દેશમાં કિસાનો કશાં સમાજવાદી કર્તવ્યો અપનાવ્યા વગર એકદમ વ્યવહાર્ય કદમોને અમલમાં મૂકી રહ્યા છે. હું માનું છું કે ક્રાંતિકારી આંદોલનનો માત્ર એવો કાર્યક્રમ જ ક્રાંતિનો ખરો પંથ બતાવે છે. આપણે એવાં કદમો વધારેમાં વધારે સાવચેતી અને દૂરંદેશીથી શરૂ કરવાની તરફેણમાં છીએ. પરંતુ માત્ર એવાં કદમો જ ઉઠાવવાનાં છે, આપણે માત્ર એ દિશામાં જ આગળ વધવાનું છે. બીજો કોઈ ઉપાય છે જ નહિ. એમ નહિ કરવામાં આવે તો સોવિયેતોમાં ભંગાણ પડશે અને તેમનો અંજામ નામોશીભર્યા મોતમાં જ આવશે. પરંતુ ક્રાંતિકારી સર્વહારા વર્ગ વાસ્તવમાં સત્તા હાંસલ કરી લેશે તો કેવળ આગેકૂચને ખાતર જ. અને આગેકૂચનો અર્થ છે યુદ્ધમાંથી બહાર નીકળવાનાં ચોક્કસ પગલાં લેવાનો—ખાલી શબ્દોથી એ કામ નહિ થાય. એવાં પગલાંની પૂરી સફળતા તો માત્ર વિશ્વ ક્રાંતિ મારફત જ, ક્રાંતિ યુદ્ધને ખતમ કરી નાખે તો જ, આખી દુનિયાના કામદારો ક્રાંતિને ટેકો આપે તો જ, શક્ય છે. એટલે સત્તા કબજે કરી લેવી એ જ એકમાત્ર વ્યવહાર્ય કદમ અને એકમાત્ર ઉપાય છે.

પહેલી વાર ૧૯૨૧માં
એન. લેનિનની (વી. ઉલ્યાનોવની)
કૃતિઓના ચૌદમા ગ્રંથના
બીજા ખંડમાં પ્રકાશિત

યુરોપનાં અત્યંત પછાત દેશોમાંના એકમાં નાના કિસાનોની વ્યાપક વસતિની અંદર કામગીરી કરતો રશિયાનો સર્વહારા વર્ગ સમાજવાદી પરિવર્તનોને તત્કાળ અમલમાં મૂકવાનું લક્ષ્ય ન અપનાવી શકે.

પરંતુ તેમાંથી એવી તારવણી કરીએ કે કામદાર વર્ગે મૂડીદાર વર્ગને ટેકો આપવો જોઈએ, અથવા પોતાની પ્રવૃત્તિઓને નિમ્ન-મૂડીવાદી વર્ગની મંજૂરીની મર્યાદાઓમાં રાખવી જોઈએ, અથવા જેની વેળા હવે પાકી ગઈ છે એવાં કેટલાંય અમલી કદમો સમાજવાદની દિશામાં તાકીદે ઉઠાવવાની આવશ્યકતા લોકોને સમજાવવાની બાબતમાં પોતાની આગેવાનીની ભૂમિકા તજી દેવી જોઈએ, તો એ ગંભીર ભૂલ ગણાશે અને વાસ્તવમાં પૂર્ણ રૂપે મૂડીદાર વર્ગને શરણે થઈ જવાનું કૃત્ય ગણાશે.

એ કદમો આવાં છે: પ્રથમ—જમીનનું રાષ્ટ્રીયકરણ. આ કદમ સીધું મૂડીવાદી પદ્ધતિના માળખાની બહાર ન જતું હોવા છતાં ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી ઉપર ભારે ફટકો લગાવશે, અને એ રીતે ગ્રામવિસ્તારોના અર્ધ-સર્વહારાઓની ઉપર સમાજવાદી સર્વહારા વર્ગના પ્રભાવને વધારે જોરદાર બનાવશે.

ત્યાર પછીનાં કદમો આવાં છે: તમામ બૅંકોની ઉપર રાજ્યના નિયંત્રણની સ્થાપના, અને તેમનું એક જ કેંદ્રીય બૅંકમાં એકીકરણ, એ ઉપરાંત વિમાન પેઢીઓ અને મોટી મૂડીવાદી સિંડિકેટો (દાખલા તરીકે ખાંડ સિંડિકેટ, કોલસા સિંડિકેટ, ધાતુ સિંડિકેટ, વગેરે) ઉપર નિયંત્રણની સ્થાપના, અને આવકો તથા મિલકતો ઉપર વધારે વાજબી વૃદ્ધિશીલ કર લાગુ કરવાની પદ્ધતિ. આર્થિક દૃષ્ટિએ આ કદમો વેળાસરનાં છે, અને ટેકનિકલ દૃષ્ટિએ તેમને તત્કાળ અમલમાં મૂકી શકાય એમ છે. રાજકીય દૃષ્ટિએ, એ કદમોને કિસાનોની ભારે બહુસંખ્યાનો ટેકો મળવાનો **સંભવ** છે કારણ કે એવા સુધારાઓથી કિસાનોને બધી રીતે ફાયદો જ થવાનો છે.

હવે રશિયાને આવરી લેતું કામદારોના, સિપાહીઓના, કિસાનોના, તથા અન્ય પ્રતિનિધિઓની સોવિયેતોનું વ્યાપક તથા વિસ્તરતું તંત્ર ઉપરોકત કદમોની જોડાજોડ સાર્વત્રિક શ્રમ ભરતી પણ દાખલ કરી શકે કારણ કે સોવિયેતોનું સ્વરૂપ એક તરફ એવી ખાતરી ઊભી કરે છે કે એ બધા સુધારાઓની વાસ્તવિક આવશ્યકતા જનતાની બહુસંખ્યાને સાફ અને પાકી રીતે સમજાઈ જાય ત્યારે જ તેમને લાગુ કરવામાં આવશે, અને સોવિયેતોનું સ્વરૂપ બીજી તરફ એવી

ખાતરી પણ ઊભી કરે છે કે એ સુધારાઓ પોલીસ તથા અમલદારો તરફથી લાગુ નહિ કરવામાં આવે પરંતુ સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાના પોતાના મામલાઓના વહીવટમાં તેમના સંગઠિત તથા હથિયારબંધ સમુદાયોની મરજિયાત સામેલગીરીના આધારે અમલમાં મૂકવામાં આવશે.

એ બધાં કદમો તથા એવાં જ બીજાં કદમોની ચર્ચાવિચારણા કરવી જોઈએ અને સત્તા સર્વહારાઓ તથા અર્ધ-સર્વહારાઓના હાથમાં આવી જાય ત્યારે તેમના દેશવ્યાપી અમલની તૈયારી કરવી જોઈએ એટલું જ નહિ પરંતુ સમગ્ર જનતાની સત્તાનાં સ્થાનિક ક્રાંતિકારી સંઘટનોએ જ્યારે જ્યારે તક સાંપડે ત્યારે તેમને અમલમાં પણ મૂકવાં જોઈએ.

ઉપરોકત કદમોને અમલમાં મૂકવાની કામગીરી ખૂબ કાળજી અને વિવેકબુદ્ધિથી કરવી જોઈએ. વસતિની પાકી બહુસંખ્યાને તેની તરફેણમાં કરી લેવી જોઈએ અને એ બહુસંખ્યાને દરેક ખાસ કદમ માટે દેશની વાસ્તવિક તૈયારીની સાફ ખાતરી થઈ જવી જોઈએ. કામદારોની વર્ગજાગૃત મોખરાની હરોળે પોતાનું ધ્યાન અને જહેમતો એ દિશામાં કેંદ્રિત કરવાં જોઈએ કારણ કે હાલના કપરા સંજોગોમાંથી માર્ગ કાઢવામાં કિસાનોને મદદ કરવા એ કામદારો ફરજથી બંધાયેલા છે.

'સોલ્દાત્સ્કાયા પ્રાવદા'ના
૧૩મા અંકની પુરવણી
૩ (૧૬) મે, ૧૯૧૭

## અનિવાર્ય આફત અને હવાઈ વચનો

### (લેખ પહેલો)

આપણી સામે ધૂરકી રહેલો અનિવાર્ય સર્વનાશ, અભૂતપૂર્વ પરિમાણોની આફત, એટલું બધું મહત્ત્વ ધરાવે છે કે આપણે તેમાં સમાયેલા અર્થો પૂરેપૂરા સમજી લેવા હોય તો આ સવાલની છણાવટ ફરી ફરીને કરવી જ પડે. 'પ્રાવદા'ના છેલ્લા અંકમાં અમે જણાવેલું કે કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતની કાર્યવાહક સમિતિનો **કાર્યક્રમ** હવે "ભયંકર" બોલ્શેવિઝમના[14] કાર્યક્રમથી જરાય ભિન્ન **કોઈ રીતે** નથી રહ્યો.

આજે અમારે નિર્દેશ કરવો જ જોઈએ કે મેન્શેવિક પ્રધાન સ્કોબેલેવનો કાર્યક્રમ તો બોલ્શેવિઝમના કાર્યક્રમથીયે **આગળ** નીકળી જાય છે. આ રહ્યો એ કાર્યક્રમ—સરકારતરફી 'રેચ'માં[15] છપાયેલા અહેવાલ મુજબ:

> "પ્રધાને (સ્કોબેલેવે) જાહેર કર્યું કે '...દેશનું અર્થતંત્ર મહાસંકટની અણીએ પહોંચી ગયું છે. આપણે આર્થિક જીવનનાં સઘળાં ક્ષેત્રોમાં હસ્તક્ષેપ કરવો જ જોઈએ કારણ કે સરકારી ખજાનામાં નાણાં મુદ્લ નથી. આપણે લોકસમુદાયોની હાલતમાં સુધારણા આણવી જ જોઈએ, અને તેને માટે જરૂરી નાણાં આપણે વેપારીઓ તથા બૅંકરોની તિજોરીઓમાંથી લેવાં જોઈએ.' (પ્રેક્ષકોમાંથી અવાજ: 'કેવી રીતે?') શ્રમ પ્રધાન સ્કોબેલેવે જવાબ આપ્યો કે 'મિલકત ઉપર કઠોર કરવેરા લાદીને. એ રીત નાણાવિજ્ઞાનને જાણીતી છે. મિલકતદાર વર્ગોની ઉપર કરવેરાનો દર વધારીને તેમના નફાના પૂરા સો ટકા કરી દેવો જોઈએ.' (પ્રેક્ષકોમાંથી અવાજ: 'એટલે તો બધું જ.') સ્કોબેલેવે જણાવ્યું કે 'કમનસીબે ઘણાં કોર્પોરેશનોએ ડિવિડંડ શૅરહોલ્ડરોને પહોંચાડી દીધાં છે, એટલે આપણે મિલકતદાર વર્ગોની ઉપર વૃદ્ધિશીલ વ્યકિતગત કર લગાવવો જોઈએ.

અમે તો એથીયે આગળ જઈશું, અને મૂડીદારો વેપારની મૂડીવાદી રીત જાળવી રાખવા માગતા હોય તો ભલે ફાયદા વગર કારોબાર ચલાવે જેથી તેમને પોતાના ગ્રાહકો ન ખોઈ દેવા પડે... આપણે શૅરહોલ્ડરો, બૅંકરો, તથા કારખાનદારો માટે ફરજિયત શ્રમ સેવા દાખલ કરવી જોઈએ, એ લોકો હકીકતમાં ઢીલા પડી ગયા છે કારણ કે અગાઉ તેમને કામ કરવા પ્રેરતું ઉત્તેજન હવે નથી રહ્યું... આપણે શૅરહોલ્ડરોને પરાણે રાજ્યની તાબેદારીમાં આણવા જોઈએ, શ્રમ સેવાનો સિદ્ધાંત તેમને પણ લાગુ થવો જ જોઈએ.'"

અમે કામદારોને સલાહ આપીએ છીએ કે આ કાર્યક્રમ વાંચો અને ફરી વાર વાંચો, તેને વિશે ચર્ચાવિચારણા કરો અને તેની વ્યવહાર્યતાની બાબતનું પરીક્ષણ કરો.

મહત્ત્વની બાબત તો તેના અમલ માટે આવશ્યક સંજોગોની અને તેના અમલની દિશામાં તાત્કાલિક કદમો ઉઠાવવાની છે.

આ કાર્યક્રમ ખુદ તો સરસ મઝાનો છે અને બોલ્શેવિક કાર્યક્રમ જોડે બંધબેસે છે, સિવાય કે તેની એક વિગત અમારા કાર્યક્રમથીયે **આગળ** નીકળી જાય છે, અર્થાત્ કે તેમાં "બૅંકરોની તિજોરીઓમાંથી પૂરા સો ટકા" સુધીના "નફા લેવા"નું વચન આપવામાં આવ્યું છે.

અમારી પાર્ટી તો બહુ વધારે નરમપંથી છે. પાર્ટીના ઠરાવમાં ઘણી ઓછી માગણી કરવામાં આવી છે, અર્થાત્ બૅંકોની ઉપર ખાલી નિયંત્રણ જ લઈ સ્થાપવાની અને આવકો તથા મિલકતો ઉપર વધારે ઇનસાફી વૃદ્ધિશીલ કર લાગુ કરવાના ક્રમિક (જરા જુઓ, બોલ્શેવિકો ક્રમિકતાની તરફેણ કરે છે!) બંદોબસ્તની માગણી કરવામાં આવી છે.[16]

અમારી પાર્ટી સ્કોબેલેવ કરતાં વધારે નરમપંથી છે.

સ્કોબેલેવ મોટાં મોટાં વચનોની, અરે હવાઈ વચનોની, લહાણી કરે છે, **પરંતુ એવાં વચનોની અમલી સિદ્ધિ માટે જરૂરી સંજોગોની સમજણ જરાય નથી ધરાવતો.**

બાબતનું હાર્દ એ જ છે.

જમીનદારો તથા મૂડીદારોની પાર્ટીના દસ પ્રધાનોની જોડે મળીને, અથવા મૂડીદારોની (અને થોડાક મેન્શેવિકો તથા નરોદવાદીઓની) સરકાર અનિવાર્ય રીતે જેના પૂરતી જ સીમિત છે તે નોકરશાહી તથા અમલદારશાહીથી છલકાતા

તંત્રની મદદ વડે, સ્કોબેલેવના કાર્યક્રમની સિદ્ધિ અશક્ય છે એટલું જ નહિ પરંતુ તેની સિદ્ધિની દિશામાં કોઈ પણ જાતના ગંભીર પ્રયાસો કરવાનુંયે **અશક્ય** જ છે.

નાગરિક સ્કોબેલેવ, વચનો ઓછાં આપો, અને વ્યવહારિકતા વધારે દાખવો. વાક્છટા ઓછી કરી નાખો, અને **કામ કેવી રીતે** શરૂ કરી દેવું તેની બહેતર સમજણ હાંસલ કરી લો.

આપણે કામ શરૂ કરી શકીએ એમ છીએ, અને દેશને અનિવાર્ય તથા ભયંકર આફતથી ઉગારી લેવો હોય તો તત્કાળ, એક પણ દિવસની ઢીલ વગર, શરૂ કરી દેવું જોઈએ. પરંતુ ખરી મુસીબત તો એ છે કે "નવી" કામચલાઉ સરકાર કામ શરૂ કરી દેવા **માગતી જ નથી,** અને માગતી હોય તોયે **કરી શકે એમ નથી,** કારણ કે તે મૂડીનાં હિતોને સલામત રાખતી હજારો જંજીરો વડે જકડાયેલી છે.

આપણે લોકોને કામ શરૂ કરી દેવાની હાકલ એક જ દિવસની અંદર કરી શકીએ અને કરવી જોઈએ; આપણે નીચે મુજબની જોગવાઈ **તત્કાળ** કરતી ડિક્રી એક જ દિવસની અંદર જાહેર કરી શકીએ અને કરવી જોઈએ:

(૧) અલગ અલગ બૅંકોના કર્મચારીઓની તેમ જ રાષ્ટ્રવ્યાપી પાયા પર બૅંક કર્મચારીઓની પરિષદો તથા સંમેલનો ભરવામાં આવે, અને તેમાં તમામ બૅંકો તથા બૅંકિંગ પેઢીઓના જોડાણ મારફત એક જ રાજ્ય બૅંક રચવાનાં તથા તમામ બૅંકિંગ કામગીરીઓ ઉપર ચોકસાઈભર્યું નિયંત્રણ સ્થાપવાનાં તાત્કાલિક તથા અમલી પગલાં ઘડી કાઢવામાં આવે; એવા નિયંત્રણનાં પરિણામો તરત જ પ્રકાશિત કરવામાં આવે;

(૨) તમામ સિંડિકેટો તથા ટ્રસ્ટોના કર્મચારીઓની પરિષદો તથા સંમેલનો ભરવામાં આવે, અને તેમાં નિયંત્રણ તથા હિસાબકિતાબ સંબંધી પગલાં ઘડી કાઢવામાં આવે; એવા નિયંત્રણનાં પરિણામો તરત જ પ્રકાશિત કરવામાં આવે;

(૩) આ ડિક્રી અનુસાર નિયંત્રણનો અધિકાર કેવળ કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોને જ નહિ પરંતુ દરેક મોટા કારખાનામાં કામદારોની સમિતિઓને તેમ જ દરેક મોટી રાજકીય પાર્ટીના (એવી પાર્ટીઓને મોટી પાર્ટીઓ ગણવામાં આવે કે જેણે, દાખલા તરીકે, મે માસની ૧૨મી તારીખે પેત્રોગ્રાદ જિલ્લામાં ઉમેદવારોની ઓછામાં ઓછી બે સ્વતંત્ર સૂચિઓ રજૂ કરી હોય) પ્રતિનિધિઓને પણ મળવો જોઈએ; તમામ ચોપડા તથા દસ્તાવેજો નિયંત્રણ માટે ખુલ્લા રહેવા જોઈએ;

(૪) ડિક્રીમાં બધી કંપનીઓના શૅરહોલ્ડરો, ડાયરેક્ટરો, તથા સંચાલક મંડળના સભ્યોને ફરમાન કરવું જોઈએ કે ૧૦૦૦૦થી (અથવા ૫૦૦૦થી) વધારે રૂબલના શૅર ધરાવતા તમામ શૅરહોલ્ડરોનાં નામો અને તેમને જે શૅરો તથા કંપનીઓમાં "દિલચસ્પી" હોય તેની સૂચિ પ્રકાશિત કરવામાં આવે; ખોટાં નિવેદનો (બૅંકોના તથા અન્ય કર્મચારીઓનાં નિયંત્રણ ઘટકો સમક્ષ) બદલ પૂરી મિલકત જપ્ત કરી લેવાની તથા ઓછામાં ઓછાં પાંચ વર્ષની કેદની સજા જાહેર કરવામાં આવે;

(૫) ડિક્રીમાં લોકોને હાકલ કરવી જોઈએ કે તેઓ તત્કાળ સ્થાનિક સ્વશાસનનાં ઘટકો મારફત સાર્વજનીન શ્રમ સેવા દાખલ કરી દે, તેના કડક અમલ તથા નિયંત્રણ માટે સાર્વત્રિક લોક મિલિશિયાની સ્થાપના કરે (ગ્રામપ્રદેશોમાં સીધી રીતે અને શહેરોમાં કામદાર મિલિશિયા મારફત).

દેશને પાયમાલીથી **બચાવી લેવાનું** સાર્વજનીન શ્રમ સેવા વગર શક્ય **નથી**, અને સાર્વજનીન શ્રમ સેવા લાગુ કરવાનું લોક મિલિશિયા વગર શક્ય નથી. પ્રધાનપદાના ગાંડપણની હાલતમાં ન પહોંચી ગયો હોય અથવા પ્રધાનોની વાક્છટામાં વધારે પડતો વિશ્વાસ મૂકવાને લીધે પોતાની અક્કલ ન ખોઈ બેઠો હોય એવા દરેક માણસને આ વાત સાફ સમજાઈ જશે.

કરોડો ઈન્સાનોને પાયમાલી તથા સર્વનાશથી ઉગારી લેવાની માંછા ખરેખર ધરાવતી દરેક વ્યકિત આવાં પગલાંને ચોક્કસ ટેકો આપશે જ.

આગામી લેખમાં અમે કરવેરાની વધારે ન્યાયોચિત પદ્ધતિના ક્રમિક બંદોબસ્તના સવાલની છણાવટ કરીશું, અને એ પણ બતાવીશું કે એવા પ્રકારની કામગીરીમાં પોતાને કાબેલ સાબિત કરી ચૂકેલા ખરેખરા પ્રતિભાવાન સંગઠકોને જનતામાંથી (કામદારોમાંથી તેમ જ મૂડીદારોમાંથી) આગળ આણવા તથા મંત્રાલયોમાં ગોઠવવા માટે શું શું કરવું જોઈએ.

## (લેખ બીજો)

સ્કોબેલેવે મૂડીદારોના નફા પૂરા સો ટકા લઈ લેવાની વાતો પ્રધાનની અદાથી કરીને વાહવા મેળવવાની ભાષણખોરીનો નમૂનો આપણને પૂરો પાડયો છે. મૂડીવાદી સંસદીય પ્રજાસત્તાકોમાં લોકોને બેવકૂફ બનાવવા માટે એવા વાણીવિલાસનો ઉપયોગ હંમેશાં કરવામાં આવે છે.

પરંતુ અહીંયાં તો આપણને ઠાલા વાણીવિલાસથી બદતર કશુંક જોવા મળે

છે. સ્કોબેલેવ જણાવે છે કે "મૂડીદારો વેપારની મૂડીવાદી રીત જાળવી રાખવા માગતા હોય તો ભલે ફાયદા વગર કારોબાર ચલાવે જેથી તેમને પોતાના ગ્રાહકો ન ખોઈ દેવા પડે." આ વાત મૂડીદારોને આપવામાં આવતી "ભયંકર" ધમકી જેવી લાગે છે, પરંતુ વાસ્તવમાં તો તે નફાના અલ્પકાલીન ત્યાગ વડે **સર્વશક્તિમાન** મૂડીના **શાસનને સલામત બનાવી દેવાનો** પ્રયાસ જ છે (તેને વિશે સ્કોબેલેવ ઘણું કરીને સભાન નહિ હોય પરંતુ મૂડીદારો તો ચોક્કસ સભાન છે જ).

મૂડીદારો કહે છે કે કામદારો "વધારે પડતું" લઈ રહ્યા છે, એટલે આપણે તેમને ઉત્પાદનની ઉપર અસરકારક નિયંત્રણ જમાવવાનો અખત્યાર કે તક આપ્યા વગર જ જવાબદાર બનાવી દઈએ. આપણે થોડા વખત માટે નફા છોડી દઈએ, "આપણા ગ્રાહકો ખોઈ દીધા વગર વેપારની મૂડીવાદી રીત જાળવી રાખીને" આપણે ઉદ્યોગમાંના આ અલ્પકાલીન તબક્કાના ખાતમાને વેગીલો બનાવી દઈશું, આપણે તેમાં દરેક શક્ય રીતે અંધાધૂંધી પેદા કરીશું અને દોષનો ટોપલો કામદારોને માથે ઢોળી દઈશું.

હકીકતો સાબિત કરી દે છે કે મૂડીદારોની તરકીબ એવી જ છે. દક્ષિણમાં ખાણોના માલિકો વાસ્તવમાં ઉત્પાદનને ખરાબે ચડાવી રહ્યા છે, **"તેને જાણીજોઈને ઉવેખી રહ્યા છે અને તેમાં અંધાધૂંધી પેદા કરી રહ્યા છે"** (જુઓ મે માસની ૧૬મી તારીખના 'નોવાયા ઝીઝ્ન'માં **કામદારોના પ્રતિનિધિમંડળનાં**[17] નિવેદનોનો અહેવાલ). બાબત સાફ છે: કામદારોને દોષિત ગણાવવાનું 'રેચ'નું કથન બેશરમ જૂઠાણું છે. ખાણોના માલિકો "ઉત્પાદનમાં જાણીજોઈને અંધાધૂંધી પેદા કરી રહ્યા છે", અને સ્કોબેલેવ પોતાના જ રાગડા તાણતો રહે છે કે "મૂડીદારો વેપારની મૂડીવાદી રીત જાળવી રાખવા માગતા હોય તો ભલે ફાયદા વગર કારોબાર ચલાવે." બાબત સાફ છે.

"હવાઈ વચનો" આપવાથી, લોકોનું ધ્યાન **મુખ્ય** બાબત — અર્થાત્ ખરું નિયંત્રણ કામદારોના હાથમાં સુપરત કરી દેવાની બાબત — ઉપરથી હઠાવી દેવાથી, મૂડીદારો તથા નોકરશાહીને જ **લાભ** થાય છે.

ઝળકતી યોજનાઓ, નિયમો, રીતો, તથા ધોરણો ઘડી કાઢવા સદા તૈયાર રહેતા કેંદ્રીય નોકરશાહોનાં તમામ ઝમકદાર કથનો, વચનો, જાહેરાતો, તથા પરિયોજના-વિલાસને કામદારોએ બાજુ પર ફગાવી દેવાં જોઈએ. એવાં તમામ જૂઠાણાં મુર્દાબાદ! દરેક ઠેકાણે ધુમાડામાં પલટાઈ ગયેલા નોકરશાહી તથા મૂડીવાદી વાણીવિલાસનો એવો બધો શોરબકોર મુર્દાબાદ! બાબતોને અભરાઈ ઉપર ચડાવી

દેવાની આદત મુર્દાબાદ! કામદારોએ માંગ ઉઠાવવી જ જોઈએ કે કામદારોએ **પોતે જ અમલમાં મૂકવાનું** ખરું નિયંત્રણ **તત્કાળ** સ્થાપવામાં આવે.

સફળતાની, આફતથી બચવામાં સફળતાની, સૌથી મહત્ત્વની શરત એવી છે. તે ન હોય તો બીજું બધું નર્યું કપટ જ છે. તે હોય તો પછી આપણને "પૂરા સો ટકા નફા લઈ લેવાની" ઉતાવળ નહિ રહે. આપણે વધારે નરમપંથી બની શકીએ અને બનવું જોઈએ, આપણે કરવેરાની વધારે ન્યાયોચિત પદ્ધતિના **ક્રમિક** અમલનો બંદોબસ્ત કરવો જોઈએ. આપણે નાના અને મોટા શૅરહોલ્ડરો વચ્ચે ફરક રાખીશું, નાના શૅરહોલ્ડરો પાસેથી **સાવ ઓછું** લઈશું અને **કેવળ** મોટા શૅરહોલ્ડરો પાસેથી જ ઘણું ઘણું (પરંતુ જરૂરી **નથી** કે બધું જ) લઈશું. મોટા શૅરહોલ્ડરોની સંખ્યા નજીવી છે પરંતુ તેમની મિલકતની જેમ જ તેમની ભૂમિકા **ભારે મોટી** છે. ખાતરીપૂર્વક કહી શકાય કે રશિયાના **પાંચ કે માત્ર ત્રણ હજાર** (અથવા કદાચ માત્ર એક હજાર) અધિકતમ ધનવાન માણસોની યાદી બનાવવામાં આવે, અથવા તેમની નાણાકીય મૂડીના, તેમનાં બૅંકિંગ જોડાણોના, તમામ તાણાવાણા ખોળી કાઢવામાં આવે (**નીચેથી**—બૅંકોના, સિંડિકેટોના, તથા અન્ય કર્મચારીઓ તરફથી—કરવામાં આવતા નિયંત્રણ મારફત) તો મૂડીવાદી વર્ચસ્વનું આખું સંકુલ, બીજાઓના શ્રમના ભોગે કરવામાં આવેલો અપાર સંપત્તિ સંચય, સામાજિક ઉત્પાદનની ઉપર તેમ જ માલની વહેંચણી ઉપર "નિયંત્રણ"નાં તમામ તાત્ત્વિક મૂળિયાં, વગેરે છતું થઈ જશે.

**એ** નિયંત્રણ કામદારોના હાથમાં સુપરત થઈ જવું જ જોઈએ. મૂડીનાં હિતો માટે એ સંકુલને, એ મૂળિયાંને, લોકોથી છુપાવી રાખવાનું જરૂરી હોય છે. મૂડીદાર વર્ગ અને અજાણ્યે તેની ચાકરી કરતો સરકારી પદાધિકારી આવી રીતે વિચાર કરે છે: બહેતર છે કે આપણી તાકાતનાં આ મૂળિયાં લોકોની સામે જાહેર કરી દેવાને બદલે આપણે આપણા "પૂરા" નફા અથવા આપણી નવ્વાણું ટકા આવક થોડા વખત માટે છોડી દઈએ.

વર્ગજાગૃત કામદાર આવી રીતે વિચાર કરે છે: કોઈ પણ સંજોગોમાં **અમે** અમારા એવા અધિકારને, અમારી એવી માંગને, તજી નહિ દઈએ કે નાણાકીય મૂડીના આ ગઢને લોકો સમક્ષ જાહેર કરી દેવામાં આવે, તેને કામદારોના નિયંત્રણ હેઠળ મૂકી દેવામાં આવે. અને વીતતો જતો દરેક દિવસ ગરીબોના વધતા જતા સમુદાયો સમક્ષ, લોકોની વધતી જતી બહુસંખ્યા સમક્ષ, આફતથી બચવાનો ઉપાય ઈમાનદારીથી ખોળી રહેલા નેકદિલ લોકોની વધતી જતી સંખ્યા સમક્ષ, એ વિચારની યથાર્થતા સાબિત કરતો રહેશે.

આફતથી બચવા સંબંધી  તમામ કથનો તથા પરિયોજનાઓને નર્યું કપટ જ ન રાખવાં હોય તો નાણાકીય મૂડીના એ ગઢને જીતી લેવો જ પડશે. વ્યક્તિગત મૂડીદારો અથવા મોટા ભાગના મૂડીદારોનાયે સંબંધમાં સર્વહારા વર્ગ "તેમનું છેલ્લું ખમીસ છીનવી લેવાનો" (શુલ્ગીન ખુદ પોતાને અને પોતાના મિત્રોને "ગભરાવી" રહ્યો છે તેમ) ઈરાદો, તેમનું "બધું જ" કબજે કરી લેવાનો ઈરાદો, મુદ્દલ નથી ધરાવતો. એથી ઊલટું, તેનો ઈરાદો તો એ લોકોને કામદારોના નિયંત્રણ હેઠળ ઉપયોગી તથા માનભર્યાં કામ સોંપવાનો છે.

તોળાઈ રહેલી આફતની હાલની વેળાએ લોકો માટે અધિકતમ ઉપયોગી તથા અનિવાર્ય કાર્ય **સંગઠનનું** છે. સર્વહારા સંગઠનની અદ્ભુત સિદ્ધિઓ—હાલ અમારું સૂત્ર એવું છે, અને સર્વહારા વર્ગ સત્તાસ્થાને આવી જશે ત્યારે તે બમણા જોરથી અમારું સૂત્ર તથા અમારી માંગ બની રહેશે. લોકસમુદાયોના સંગઠન વગર તો તદ્દન આવશ્યક સાર્વજનીન શ્રમ સેવા દાખલ કરવાનું કે બેંકો તથા સિંડિકેટોની ઉપર તેમ જ માલના ઉત્પાદન તથા વહેંચણીની ઉપર જરાયે ગંભીર નિયંત્રણ સ્થાપવાનું બિલકુલ અશક્ય જ બની રહેશે.

એટલે જ કામદાર મિલિશિયાની સ્થાપનાથી શરૂ કરવાનું, તત્કાળ શરૂ કરવાનું, આવશ્યક છે, જેથી આપણે લોક મિલિશિયાના સર્જનનું તેમ જ પોલીસ તથા કાયમી સેનાની જગ્યાએ સાર્વજનીન હથિયારબંધ જનતાને ગોઠવી દેવાનું કાર્ય ધીરે ધીરે પરંતુ દૃઢતાથી તથા બુદ્ધિપૂર્વક પાર પાડી શકીએ. એટલે જ આવશ્યક છે કે સમાજના **સઘળા** વિભાગોમાંથી, **સઘળા** વર્ગોમાંથી, **વર્તમાન સમયે** જરૂરી અનુભવ વધારે પ્રમાણમાં ધરાવતા મૂડીદારોનાયે અપવાદ વગર, પ્રતિભાવાન સંગઠકોને મોખરે આણવામાં આવે. જનતાની અંદર એવી પુષ્કળ પ્રતિભાઓ સંઘરાયેલી પડી છે. કિસાનપ્રજાની અંદર અને સર્વહારા વર્ગની અંદર એવાં પરિબળો કશા ઉપયોગ વગર સુષુપ્ત પડેલાં છે. અમુક જિલ્લામાં દક્ષતાથી "કતારોનો" અંત આણવાની, મકાન સમિતિઓની રચનાનું તેમ જ ઘરેલુ નોકરોના સંગઠનનું તથા આદર્શ ખેતરોની સ્થાપનાનું કાર્ય કુશળતાથી પાર પાડવાની, કામદારોએ પોતાને હસ્તક લઈ લીધેલાં કારખાનાંમાં રીતસરનો વહીવટ સ્થાપવાની, વગેરે પ્રકારની અમલી પ્રવૃત્તિઓ દરમિયાન નીચેથી તેમને મોખરે આણવાં જોઈએ. અમલી પ્રવૃત્તિ દરમિયાન નીચેથી એવા માણસોને મોખરે આણવામાં આવે, અને તેમની શક્તિઓની કસોટી વાસ્તવિક કાર્યમાં થઈ જાય, ત્યારે તેમને સૌને ઊંચાં સ્થાનોએ ગોઠવીને "પ્રધાનો" બનાવવા જોઈએ—શબ્દના પુરાણા અર્થમાં નહિ, તેમને પ્રધાનપદાં સોંપવાના અર્થમાં નહિ, પરંતુ

એવા અર્થમાં કે તેમને રાષ્ટ્રીય કેળવણીકારો તરીકે, ફરતા સંગઠકો તરીકે, તેમ જ **દરેક ઠેકાણે** પાકામાં પાકી વ્યવસ્થા, માનવીય શ્રમની વધારેમાં વધારે કરકસર, તથા કડકમાં કડક સાથીભાવી શિસ્ત સ્થાપવાના કાર્યમાં સહાયકો તરીકે નીમવામાં આવે.

સર્વહારા વર્ગની પાર્ટીએ લોકોને આફતથી બચવા માટે એવા ઉપાયનો બોધ આપવો જોઈએ. જે વિસ્તારોમાં તે સત્તા હાંસલ કરી રહી છે ત્યાં તેણે એ બધું આંશિક રીતે અમલમાં મૂકવાનું શરૂ કરી દેવું જોઈએ. જ્યારે રાજ્યસત્તા તેના હાથમાં આવી જાય ત્યારે તેણે એ બધું પૂર્ણ રૂપે અમલમાં મૂકવું જોઈએ.

'પ્રાવદા', અંક ૫૮ અને ૫૯,
૨૯મી અને ૩૦મી (૧૬મી અને ૧૭મી)
મે, ૧૯૧૭

## આર્થિક અંધાધૂંધીને પહોંચી વળવાનાં પગલાં સંબંધી ઠરાવ[18]

૧. રશિયાના આર્થિક જીવનમાં પડેલું સખત ભંગાણ હવે એવી કક્ષાએ પહોંચી ગયું છે કે આફત અનિવાર્ય છે, એ આફત એટલાં ભયંકર પરિમાણોની હશે કે કેટલાય અગત્યના ઉદ્યોગો બંધ પડી જશે, ખેડૂતો જરૂરી પાયા પર ખેતી નહિ કરી શકે, રેલવે વાહનવ્યવહાર ખોરવાઈ જશે અને તેના પરિણામે કરોડો લોકોને આવરી લેતી ઔદ્યોગિક તથા શહેરી વસતિને ખોરાક પહોંચાડવાનું કામ અટકી જશે. વાસ્તવમાં વિઘટન શરૂ થઈ ચૂક્યું છે અને તેની અસર વિવિધ ઉદ્યોગોમાં પડી છે. રાષ્ટ્રની સમગ્ર શકિતઓને વધારેમાં વધારે જોમથી કામે લગાડી દેવામાં આવે, અને સ્થાનિક વિસ્તારોમાં તેમ જ કેંદ્રીય સરકાર તરફથી સંખ્યાબંધ તાત્કાલિક ક્રાંતિકારી પગલાં લેવામાં આવે, તો જ સર્વનાશના જોખમને અસરકારક રીતે પહોંચી વળવાનું શક્ય છે.

૨. નોકરશાહીની રીતો વડે, અર્થાત્ મૂડીદારો તથા અમલદારોનું જ ભારે મોટું પ્રમાણ ધરાવતી સંસ્થાઓ સ્થાપીને, કે મૂડીદારોના નફા સલામત રાખીને, ઉદ્યોગમાં તેમનું સર્વોપરી શાસન જાળવી રાખીને, નાણાકીય મૂડીના ક્ષેત્રમાં તેમની સર્વોપરિતા કાયમ રાખીને, અને તેમના બૅંકિંગ, વાણિજ્ય, તથા ઔદ્યોગિક સોદાઓ અંગેની તેમની વાણિજ્યિક ગુપ્તતાઓ સુરક્ષિત રાખીને આફતથી બચી શકાય એમ નથી. એ હકીકત તો કેટલાય ઉદ્યોગોમાં નજરે પડતી કટોકટીની આંશિક અસરોથી પૂરેપૂરી સાબિત થઈ ચૂકી છે.

૩. આફતથી બચવાનો એકમાત્ર ઉપાય માલના ઉત્પાદન તથા વહેંચણીની ઉપર કામદારોનું અસરકારક નિયંત્રણ સ્થાપવાનો છે. એવું નિયંત્રણ સ્થાપવા માટે જરૂરી બાબતોમાં સૌથી પહેલી એ છે કે સઘળી નિર્ણાયક સંસ્થાઓમાં તમામ મતોમાંથી કામદારોને ઓછામાં ઓછી પોણા ભાગની બહુમતી હોવી જોઈએ અને જે માલિકો પોતાના વેપારી કારોબારમાંથી ખસી નથી ગયા તેમને તેમ જ

ઈજનેરી સ્ટાફને અચૂક કામે લગાવી દેવા જ જોઈએ; બીજી બાબત — વિભાગ સમિતિઓને, કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સ્થાનિક સોવિયેતોને, તેમ જ ટ્રેડ યુનિયનોને એવા નિયંત્રણમાં ભાગ લેવાનો અધિકાર હોવો જોઈએ, તમામ વેપારી પેઢીઓ તથા બૅંકોના ચોપડા તેમના પરીક્ષણ માટે ખુલ્લા રહેવા જોઈએ, અને વહીવટીઓ બધી જરૂરી માહિતી તેમને પૂરી પાડે; ત્રીજી બાબત — સઘળી મોટી લોકશાહીવાદી તથા સમાજવાદી પાર્ટીઓના પ્રતિનિધિઓને પણ એવા જ અધિકાર આપવામાં આવે.

૪. ઘર્ષણના કેટલાય દાખલાઓમાં મૂડીદારોએ સ્વીકારી લીધેલા કામદારોને હસ્તક નિયંત્રણને, સમુચિત વિચારણાના આધારે ઘડી કાઢવામાં આવેલાં વિવિધ પગલાં ક્રમવાર પરંતુ વિના વિલંબે અમલમાં મૂકીને, માલના ઉત્પાદન તથા વહેંચણીના કામદારો તરફથી પૂર્ણ નિયમનમાં વિકસાવવામાં આવે.

૫. ખરી નાણાકીય હાલત પારખી લેવાના આશયે તમામ નાણાકીય તથા બૅંકિંગ કામગીરીઓની ઉપર પણ કામદારોનું નિયંત્રણ એવી જ રીતે વિસ્તારવું જોઈએ; બૅંકોના, સિંડિકેટોના, તથા અન્ય કર્મચારીઓની પરિષદો તથા સંમેલનોએ એવા નિયંત્રણમાં ભાગ લેવો જોઈએ, એવી પરિષદો તથા સંમેલનોનું આયોજન તત્કાળ કરવામાં આવે.

૬. દેશને આફતથી ઉગારી લેવો હોય તો સૌપ્રથમ કામદારો તથા કિસાનોને શબ્દોમાં નહિ પરંતુ કૃત્યોમાં વ્યકત થતી પૂર્ણ તથા નિશ્ચયાત્મક રૂપની એવી ખાતરી વડે પ્રેરણા આપવી જોઈએ કે સ્થાનિક વિસ્તારોમાં તેમ જ કેંદ્રમાં શાસક ઘટકો મૂડીવાદી અર્થતંત્રના મોટા બૅંકિંગ, નાણાકીય, વાણિજ્ય, તથા ઔદ્યોગિક માંધાતાઓના મોટા ભાગના નફાઓ, આવકો, તથા મિલકત જનતાને સુપરત કરી દેતાં અચકાશે નહિ. એવું પગલું અમલમાં ન મૂકવામાં આવે તો કામદારો તથા કિસાનો પાસેથી ખરાં ક્રાંતિકારી કદમોની કે કોઈ જાતની ખરી ક્રાંતિકારી જહેમતોની માગણી કે અપેક્ષા વ્યર્થ છે.

૭. આખી નાણાકીય તથા ચલણ પદ્ધતિ ભાંગી પડી હોવાની હકીકતને તેમ જ યુદ્ધ ચાલુ રહે ત્યાં સુધી તેના પુનરુત્થાનની અશક્યતાને લક્ષમાં લેતાં, રાજ્ય સંસ્થાનું લક્ષ્ય ખેતીવાડીનાં ઓજારો, કપડાં, પગરખાં, તથા બીજી વસ્તુઓનો વિનિમય અનાજ તથા ખેતીવાડીની બીજી પેદાશો જોડે બહોળા, પ્રાદેશિક, અને આગળ જતાં દેશવ્યાપી પાયા પર સાધવાનું હોવું જોઈએ. તેમાં ગ્રામવિસ્તારોની તથા શહેરોની સહકારી સંસ્થાઓની સેવાઓનો વ્યાપક ઉપયોગ કરવો જોઈએ.

૮. એવાં પગલાં અમલમાં મુકાઈ જાય ત્યારે જ સામાન્ય તથા ફરજિયાત શ્રમ સેવા દાખલ કરવાનું શક્ય અને જરૂરી બનશે. તેને માટે કામદાર મિલિશિયાની સ્થાપના આવશ્યક બની જશે. કામદાર મિલિશિયામાં કામદારોએ પોતાના નિયમિત આઠ કલાકના કામદિન પછી કશા વધારાના વેતન વગર સેવાઓ આપવાની રહેશે. ત્યાર બાદ રાષ્ટ્રવ્યાપી લોક મિલિશિયાની સ્થાપના કરવી પડશે જેમાં કામદારો તથા બીજા કર્મચારીઓને વેતન મૂડીદારો તરફથી ચૂકવવામાં આવશે. કેવળ એવું કામદાર મિલિશિયા સંગઠન અને તેમાંથી વિકાસ પામતું લોક મિલિશિયા સંગઠન જ, સાર્વજનીન ફરજિયાત શ્રમ સેવાને, નોકરશાહીની રીતો વડે નહિ તેમ જ મૂડીદારોના હિતમાં નહિ પરંતુ ધૂરકી રહેલા સર્વનાશથી દેશને ઉગારી લેવાના આશયે, અમલી બનાવી શકે. ખરી ક્રાંતિકારી શિસ્ત સ્થાપવાનું તેમ જ આફતથી બચવાની દિશામાં આવશ્યક પુરજોર જહેમતો માટે સમગ્ર જનતાને તત્પર બનાવવાનું કર્તવ્ય માત્ર એવું મિલિશિયા સંગઠન જ પાર પાડી શકે અને તેણે પાર પાડવું જોઈએ. માત્ર સાર્વજનીન ફરજિયાત શ્રમ સેવા જ શ્રમશકિતના વ્યયમાં વધારેમાં વધારે કરકસર સુનિશ્ચિત બનાવી શકે એમ છે.

૯. દેશને આફતથી ઉગારી લેવાનાં પગલાંમાં સામેલ અત્યંત મહત્ત્વનાં કર્તવ્યોમાંનું એક કોલસા તથા કાચા માલના ઉત્પાદનમાં તેમ જ વાહનવ્યવહાર સેવાઓના સંચાલનમાં વિશાળ શ્રમ દળ ગોઠવવાનું છે. એટલા જ મહત્ત્વનું કર્તવ્ય એ છે કે લશ્કરી સરંજામના ઉત્પાદનમાં રોકાયેલા કામદારોને ધીરે ધીરે તેમાંથી ખસેડીને દેશના આર્થિક પુનરુત્થાન માટે આવશ્યક માલના ઉત્પાદનમાં ગોઠવી દેવામાં આવે.

૧૦. આ બધાં પગલાંનો પદ્ધતિસર તથા અસરકારક અમલ ત્યારે જ શક્ય બનશે કે જ્યારે રાજ્યમાં સમગ્ર સત્તા સર્વહારાઓ તથા અર્ધ-સર્વહારાઓના હાથમાં આવી જાય.

'સોત્સિઆલ-દેમોક્રાત', અંક ૬૪,
૨૫ મે (૭ જૂન), ૧૯૧૭

## કારખાના વિભાગ સમિતિઓના પ્રથમ પેત્રોગ્રાદ સંમેલનમાં પ્રવચન[19]
## ૩૧ મે (૧૩ જૂન), ૧૯૧૭

### સંક્ષિપ્ત અખબારી અહેવાલ

કોમરેડ અવીલોવના ઠરાવમાં વર્ગીય ધોરણની તદ્દન અવગણના જાહેર થઈ છે. નિમ્ન-મૂડીવાદી પાર્ટીઓના બધા ઠરાવોમાં સામાન્ય રીતે મોજૂદ બધા દોષોને આ ઠરાવમાં એકત્રિત અને કેંદ્રિત કરવાનું અવીલોવે નક્કી કર્યું હોય એમ લાગે છે.

અવીલોવના ઠરાવમાં શરૂઆત તો હવે કોઈ પણ સમાજવાદી માટે નિર્વિવાદ બની ચૂકેલા એવા વિધાનથી કરવામાં આવી છે કે મૂડીવાદના લૂંટફાટિયા અર્થકારણથી રશિયા આર્થિક અને ઔદ્યોગિક દૃષ્ટિએ તદ્દન પાયમાલ થઈ ગયું છે, પરંતુ પછી તેમાં "રાજ્યના સત્તાધારીઓ" તરફથી બહોળા લોકશાહીવાદી સમુદાયોના સહકારમાં ઉદ્યોગ ઉપર નિયંત્રણની અસ્પષ્ટ ફૉર્મ્યુલા રજૂ કરવામાં આવી છે.

આજકાલ સૌ નિયંત્રણ વિશે ઘણીબધી વાતો કરે છે. અગાઉ "નિયંત્રણ" શબ્દનો ઉલ્લેખ થતાં જ "ખૂન! ખૂન!"ના દેકારા કરનારા માણસો પણ હવે કબૂલ કરે છે કે નિયંત્રણ આવશ્યક છે.

પરંતુ "નિયંત્રણ" શબ્દનો ઉપયોગ અમૂર્ત અર્થમાં કરીને તેઓ નિયંત્રણના ખ્યાલને શૂન્યવત્ બનાવી દેવા માગે છે.

જેમાં હવે "સમાજવાદીઓ" જોડાઈ ગયા છે એ મિશ્ર સરકારે નિયંત્રણને અમલમાં મૂકવાની દિશામાં હજુ સુધી કંઈ જ કર્યું નથી, એટલે બરાબર સમજણમાં ઊતરે એવી વાત છે કે કારખાના વિભાગ સમિતિઓ કેવળ કાગળ ઉપર ચીતરેલા નિયંત્રણની નહિ પરંતુ ખરેખરા કામદારોને હસ્તક નિયંત્રણની માંગ ઉઠાવી રહી છે.

"નિયંત્રણ"ના ખ્યાલનો તેમ જ ક્યારે અને કોણ એ નિયંત્રણને અમલમાં મૂકે એ બાબતનો વિચાર કરતી વેળા આધુનિક રાજ્યના વર્ગીય સ્વરૂપને એક પળ પણ ભૂલવું ન જોઈએ. આધુનિક રાજ્ય તો કેવળ વર્ગીય શાસનની સંઘટના

જ છે. "ક્રાંતિકારી લોકશાહી"ના ખ્યાલનું પણ એવું જ વર્ગીય પૃથક્કરણ કરવું જોઈએ અને તે સામાજિક પરિબળોના વસ્તુગત સંતુલન પર આધારિત હોવું જોઈએ.

અવીલોવના ઠરાવની શરૂઆત બધું આપી દેવાના વચનથી કરવામાં આવી છે પરંતુ તે વાસ્તવમાં તો બધું જેમ હતું તેમ જ રહેવા દેવાના વિધાનથી પૂરો થાય છે. આખા ઠરાવમાં ક્રાંતિપંથની છાયા સરખીયે નથી.

ઈતિહાસના અત્યંત ક્રાંતિકારી સમયે એવા સવાલનું ચોક્સાઈભર્યું પૃથક્કરણ જરૂરી બને છે કે રાજ્યનું સારતત્ત્વ શું છે, તે કોનાં હિતોની રક્ષા કરશે, અને મહેનતકશ લોકોનાં હિતોના અસરકારક રક્ષણ માટે તેની રચના કેવી રીતે કરવી જોઈએ. અવીલોવના ઠરાવમાં આ બાબતની છણાવટ મુદ્દલ નથી કરવામાં આવી.

જેમાં હવે "સમાજવાદીઓ" જોડાઈ ગયા છે તે આપણી નવી મિશ્ર સરકારે ત્રણ મહિનામાંયે નિયંત્રણ અમલમાં કેમ નથી મૂક્યું? વળી દક્ષિણ રશિયામાં કોલસાની ખાણોના માલિકો અને કામદારો વચ્ચેના ઘર્ષણમાં સરકારે ખુલ્લંખુલ્લા મૂડીદારોની તરફદારી કેમ કરી છે?

ઉદ્યોગ ઉપર નિયંત્રણ અસરકારક રીતે અમલમાં મૂકવું હોય તો તે સઘળાં મુખ્ય ઘટકોમાં કામદારોની બહુમતીના આધારે **કામદારોને હસ્તક નિયંત્રણ** બની રહેવું જોઈએ, અને વ્યવસ્થાપકોએ પોતાનાં સઘળાં કૃત્યોના ખુલાસા બધાં અધિકારી કામદાર સંગઠનો સમક્ષ પેશ કરવા જોઈએ.

સાથીઓ, કામદારો, પાકી તકેદારી રાખજો કે તમને ખાલી નામનું નહિ પરંતુ ખરું નિયંત્રણ મળે, અને માત્ર કાગળ ઉપર ચીતરેલું એવું ખાલી નામનું નિયંત્રણ સ્થાપવાના તમામ ઠરાવો તથા દરખાસ્તોને એકદમ મક્કમપણે તુચ્છકારી કાઢજો.

'પ્રાવદા', અંક ૭૨,
૧૬ (૩) જૂન, ૧૯૧૭

## આર્થિક અંધાધૂંધી અને તેની સામે સર્વહારા વર્ગનો સંઘર્ષ

કારખાના સમિતિઓના સંમેલનમાં અપનાવવામાં આવેલો અંધાધૂંધીના સામના માટેનાં આર્થિક પગલાં સંબંધી ઠરાવ અમે આ અંકમાં પ્રગટ કરીએ છીએ.*

ઠરાવનો મુખ્ય ઉદ્દેશ નિયંત્રણ વિશે મૂડીદાર વર્ગ તથા નિમ્ન-મૂડીવાદી અમલદારોની **પોકળ વાતોની** સામે મૂડીદારો તથા ઉત્પાદનની ઉપર **વાસ્તવિક** નિયંત્રણ સ્થાપવાના સંજોગો નિર્દેશિત કરવાનો છે. મૂડીદારો માટે ત્રણ ગણા કે પછી દસ ગણાયે નફા સુનિશ્ચિત બનાવવાની દિશામાં રાજ્ય તરફથી લેવામાં આવેલાં પદ્ધતિસર પગલાં "નિયંત્રણ" હોવાની ફરિયાદ કરવામાં મૂડીદાર વર્ગ સાવ જૂઠું જ બોલી રહ્યો છે. નિમ્ન-મૂડીવાદી વર્ગ કંઈક તો ભોળપણને કારણે તથા કંઈક પોતાના આર્થિક હિતને કારણે મૂડીદારોમાં તથા મૂડીદારોના રાજ્યમાં વિશ્વાસ રાખે છે, અને નિયંત્રણની તદ્દન નિરર્થક નોકરશાહી પરિયોજનાઓથી સંતોષ માની લે છે. કામદારોએ અપનાવેલા ઠરાવમાં **સૌથી મહત્ત્વની** બાબત ઉપર, અર્થાત્ નીચે નિર્દેશિત દિશાઓમાં શું શું કરવું જોઈએ તેની ઉપર, ખાસ ભાર મૂકવામાં આવ્યો છે: ૧) મૂડીદારોના નફાઓની વસ્તુગત "જાળવણી" અટકાવવા માટે; ૨) વાણિજ્યિક ગુપ્તતાનો બુરખો ફાડી નાખવા માટે; ૩) નિયંત્રણ સંઘટનોમાં કામદારોને બહુમતી આપવા માટે; ૪) સંઘટનાનું (નિયંત્રણ તથા નિયમનની) સ્વરૂપ "રાષ્ટ્રવ્યાપી" હોઈને તેનું સંચાલન **મૂડીદારોને હસ્તક નહિ** પરંતુ કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોને હસ્તક સુનિશ્ચિત બનાવવા માટે.

---

*જુઓ આ પુસ્તકનાં પૃષ્ઠ ૫૦.—સં.

એવી દિશાઓમાં કામગીરી વગર તો નિયંત્રણ તથા નિયમનની બધી વાતો ખાલી લવારો કે પછી લોકોની જોડે સીધું કપટ જ બની રહે છે.

અને આપણા નિમ્ન-મૂડીવાદી વર્ગના આગેવાનો, નરોદવાદીઓ તથા મેન્શેવિકો, ('ઇઝવેસ્તિયા',[20] 'રાબોચાયા ગાઝેતા'[21]) એ તથ્યની સામે જ, રાજકીય જાગૃતિ ધરાવતા તથા વિચારશીલ દરેક કામદારની નજરમાં તદ્દન સ્પષ્ટ એ તથ્યની સામે જ, લડવા ખડા થઈ ગયા છે. 'નોવાયા ઝીઝ્ન'માં લખનારાઓ, અમારી તથા તેમની વચ્ચે ઝોલા ખાતા રહેનારાઓ, પણ આ વખતે કમનસીબે નીચે સરકીને તેમની કક્ષાએ ઊતરી ગયા છે.

સાથીઓ અવીલોવ તથા બાઝારોવ પોતે નિમ્ન-મૂડીવાદી ભોળપણ, તડજોડ, અને નોકરશાહી પરિયોજના-વિલાસના કળણમાં ગરક થઈ ગયા હોવાની હકીકતને માર્ક્સવાદી લાગતી દલીલો વડે ઢાંકી દેવાની કોશિશ કરે છે. આપણે એ દલીલોનું પરીક્ષણ કરીએ.

અમે 'પ્રાવદા'ના માણસો સંગઠન બ્યુરોના ઠરાવનું (સંમેલને બહાલ કરેલા) સમર્થન કરીએ છીએ એટલા જ કારણસર અમારે વિશે કહેવામાં આવે છે કે અમે માર્ક્સવાદનો માર્ગ છોડીને ઔદ્યોગિક સંઘવાદને માર્ગે વળી ગયા છીએ. સાથીઓ અવીલોવ અને બાઝારોવ, તમને શરમ આવવી જોઈએ! આવી બેદરકારી (અથવા આવી ચાલબાજી) તો માત્ર 'રેચ' તથા 'યેદીન્સ્ત્વો'ને[22] જ છાજે! રેલવેનો વહીવટ રેલવે કામદારોને અથવા ચામડાં કેળવવાનાં કારખાનાં ત્યાંના કામદારોને સુપરત કરી દેવા જેવાં હાસ્યાસ્પદ પગલાંનું કોઈ સૂચન અમે નથી કર્યું. અમારું સૂચન તો **કામદારોને હસ્તક નિયંત્રણનું** છે, જેનો વિકાસ ઉત્પાદન તથા વહેંચણીનાં ક્ષેત્રોમાં કામદારો તરફથી પૂરા નિયમનમાં, અનાજની જોડે કારખાનાંમાં ઉત્પાદિત ચીજોનો વિનિમય વગેરેની "રાષ્ટ્રવ્યાપી સંઘટના"માં, થવો જોઈએ (તેમાં "શહેરોની તથા ગ્રામવિસ્તારોની સહકારી સંસ્થાઓની સેવાઓનો વ્યાપક ઉપયોગ કરવો જોઈએ"). અમારું સૂચન તો એવું છે કે "**સમગ્ર** રાજ્યસત્તા કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોને સુપરત કરી દેવામાં આવે."

જે લોકોએ ઠરાવ પૂરો વાંચ્યો જ ન હોય, અથવા જેમને વાંચતાં આવડતું જ ન હોય, એવા લોકો જ તેમાં સાફ દિલે કશો ઔદ્યોગિક સંઘવાદ ભાળી શકે.

માર્ક્સવાદને સ્ત્રૂવે તથા બધા ઉદારમતવાદી નોકરશાહો જેવી રીતે "સમજેલા" એવી રીતે સમજનારા વિદ્યાદંભીઓ જ ધોરણ લઈ શકે કે "રાજ્ય મૂડીવાદને

ઠેકીને પાર કરી જવાની વાત તરંગી છે" અને "આપણા દેશમાં પણ નિયમનના પ્રકારમાં જ તેનું રાજ્ય મૂડીવાદી સ્વરૂપ જળવાઈ રહેવું જોઈએ."

આપણે ખાંડની સિંડિકેટ, રશિયામાં રાજ્યની રેલવે, અથવા તેલના રાજાઓ, વગેરેને લઈએ. એ રાજ્ય મૂડીવાદ નથી તો બીજું શું છે? જે **પહેલેથી જ હયાત હોય** તેને "ઠેકીને પાર" કેવી રીતે કરી શકાય?

મુદ્દો તો એ છે કે જે લોકોએ માર્ક્સવાદને એક જાતના "જડ મૂડીવાદી" મતવાદમાં પલટાવી નાખ્યો છે તેઓ વાસ્તવિકતામાંથી ઉદ્‌ભવ પામેલા ચોક્કસ સવાલોને **ટાળે છે.** રશિયામાં વાસ્તવિકતામાંથી ઉદ્‌ભવ પામેલો સંયોગ એક તરફ ઉદ્યોગમાં સિંડિકેટો અને બીજી તરફ ગ્રામવિસ્તારોમાં લઘુ-કિસાન ખેતરોનો છે. એ લોકો "કાયમી ક્રાંતિ" વિશે, સમાજવાદ "દાખલ કરવા" વિશે, અને બીજી વાહિયાત બાબતો વિશે નકલી-બુદ્ધિજીવી તથા હકીકતમાં તદ્દન નિરર્થક દલીલો રજૂ કરીને એ ચોક્કસ સવાલોને ટાળે છે.

આપણે કામ પર લાગી જવું જોઈએ! બહાનાં ઓછાં કાઢવાં જોઈએ અને અમલી બાબતો ઉપર વધુ ધ્યાન આપવું જોઈએ! યુદ્ધના પુરવઠામાંથી કરવામાં આવેલા નફાઓને, ૫૦૦ ટકાના કે એથીયે વધારે નફાઓને, શું અકબંધ રહેવા દેવાના છે? હા કે ના? વાણિજ્યિક ગુપ્તતાને શું અકબંધ રહેવા દેવાની છે? હા કે ના? કામદારો માટે નિયંત્રણ સ્થાપવાનું શક્ય બનાવવાનું છે કે નહિ? હા કે ના?

સાથીઓ અવીલોવ તથા બાઝારોવ આવા અમલી સવાલોના જવાબ નથી આપતા. તેઓ "લગભગ-માર્ક્સવાદી" લાગતી સ્રૂવેપંથી દલીલોનો ઉપયોગ કરીને અજાણ્યે જ મૂડીદાર વર્ગના મળતિયાઓની કક્ષાએ નીચે સરકી પડે છે. મૂડીદાર વર્ગ માટે તો યુદ્ધના પુરવઠાઓમાંથી કરવામાં આવેલા અધમ નફાઓ વિશે અને આર્થિક અંધાધૂંધી વિશે લોકોના સવાલોના જવાબ સમાજવાદના "તરંગી" સ્વરૂપ સંબંધી "વિદ્વતાભરી" દલીલો વડે આપવા કરતાં વધારે ગમતી વાત બીજી એકેય નથી.

એ દલીલો હાસ્યાસ્પદ રીતે મૂઢતાભરી છે કારણ કે સમાજવાદને વસ્તુગત રીતે અશક્ય બનાવી દેનારી બાબત તો **નાના-પાયાના** અર્થકારણની છે, અને તેના માલિકીહરણની અથવા નિયમન કે નિયંત્રણનીયે ધારણા અમે કોઈ રીતે નથી જ કરતા.

અમે જેને **પોકળ દેકારાને** બદલે કશુંક વાસ્તવિક બનાવવાની કોશિશ કરી રહ્યા છીએ તે તો "રાજ્ય તરફથી નિયમન"ની બાબત છે. મેન્શેવિકો,

નરોદવાદીઓ, તથા સઘળા નોકરશાહો (અને તેમણે સાથીઓ અવીલોવ તથા બાઝારોવને પોતાને પક્ષે ખેંચી લીધા છે) તેની વાતો આખી બાબતને જ પડતી મૂકી દેવાના ઇરાદે કરી રહ્યા છે, મૂડીદારોના નફાઓને **સલામત રાખવાની** પરિયોજનાઓ ઘડી રહ્યા છે, અને વાણિજ્યિક ગુપ્તતા જાળવી રાખવાના આશયે ભાષણો ઝીંકી રહ્યા છે. આદરણીય લગભગ-માર્ક્સવાદીઓ, મુદ્દો તો એવો છે, સમાજવાદ "દાખલ કરવાનો" નથી!

મૂડીદાર વર્ગ તરફથી કામદારોનું નિયમન અને કામદારોની ઉપર નિયંત્રણ નહિ પરંતુ તેનાથી **સાવ ઊલટી વાત**. મુદ્દો એવો છે. "રાજ્ય"માં લૂઈ બ્લાંને છાજે એવી નિષ્ઠા નહિ, પરંતુ સર્વહારાઓ તથા અર્ધ-સર્વહારાઓની આગેવાની ધરાવતું હોય એવું રાજ્ય સ્થાપવાની માંગ — આપણે **આર્થિક અંધાધૂંધીનો સામનો** એવી રીતે કરવો જોઈએ. બીજો કોઈ પણ ઉકેલ ઠાલો લવારો અને કપટ જ છે.

'પ્રાવદા', અંક ૭૩,
૧૭(૪) જૂન, ૧૯૧૭

## મૂડીદારો પોતાના નફા કેવી રીતે છુપાવી રાખે છે
## (નિયંત્રણના સવાલ વિશે)

એ લોકો નિયંત્રણ વિશે કેટલી બધી વાતો કરે છે! અને એ બધી વાતોમાં સાર કેટલો **ઓછો** છે! સામાન્ય કથનો, વાણીના શબ્દાડંબરી ઝબકારાઓ, તથા સદાને માટે પરિયોજનાઓ જ રહી જવા સર્જાયેલી ગંભીર "પરિયોજનાઓ"નો આશરો લઈને એ લોકો સવાલને કેવી રીતે ટાળે છે!

હવે સવાલ એવો છે કે વાણિજ્ય તથા બૅંકિંગ કારોબારની ગુપ્તતાને નાબૂદ નહિ કરી નાખવામાં આવે, અને વેપારી પેઢીઓના ચોપડા ટ્રેડ યુનિયનો માટે ખુલ્લા રાખવાની જોગવાઈ કરતો કાનૂન તત્કાળ નહિ અપનાવવામાં આવે, તો નિયંત્રણ સંબંધી બધાં કથનો અને તેને અંગેની બધી પરિયોજનાઓ કેવળ નિરર્થક શબ્દાડંબર જ બની રહેશે.

એક નાનકડો પણ બોધપ્રદ દાખલો જોઈએ. બૅંક કર્મચારી તરીકે કામ કરતા એક સાથીએ અમને મોકલેલી નીચે મુજબની માહિતીમાં બતાવવામાં આવ્યું છે કે સત્તાવાર અહેવાલોમાં નફા કેવી રીતે છુપાવી રાખવામાં આવે છે.

૧૯૧૭ના મે માસની ૭મી તારીખે 'વેસ્તનિક ફિનાન્સોવ'ના[23] ૧૮મા અંકમાં, પેત્રોગ્રાદ ધિરાણ તથા વળતર બૅંકનો રિપોર્ટ પ્રગટ થયો હતો. તેમાં બૅંકનો ચોખ્ખો નફો ૧૩૦૦૦૦૦૦ રૂબલનો બતાવવામાં આવ્યો હતો (ચોક્કસ આંકડો ૧૨૯૬૦૦૦૦ રૂબલનો છે, અમે વાચનામાં પૂર્ણ સંખ્યાઓનો ઉપયોગ કરીશું અને ચોક્કસ આંકડા કૌંસમાં આપીશું).

કોઈ પણ સુમાહિતગાર માણસને વધારે બારીક પરીક્ષણમાં તરત જણાઈ આવશે કે બતાવવામાં આવેલો નફો **પૂરો નફો કોઈ રીતે નથી જ**, અને નફાના સારા એવા હિસ્સાને બીજી બાબતોમાં ચાલાકીથી છુપાવી દેવામાં આવ્યો છે, જેથી વાણિજ્ય તથા બૅંકિંગ કારોબારની ગુપ્તતાને તદ્દન નાબૂદ ન કરી નાખવામાં

આવે ત્યાં સુધી કોઈ પણ "કર", કોઈ પણ "ફરજિયાત લોન" અને સામાન્ય રીતે કોઈ પણ જાતનું નાણાકીય પગલું તેને કદી ઉઘાડો ન પાડી શકે. ખરેખર, ૫૫૦૦૦૦૦ રૂબલની રકમ અનામત મૂડી તરીકે બતાવવામાં આવી છે. નફા છુપાવવાના આશયે તેને ઘણી ઘણી વાર કહેવાતી અનામતો અથવા અનામત મૂડી તરીકે બતાવવામાં આવે છે. જો હું એવો લાખોપતિ હોઉં કે જેણે ૧૭૦૦૦૦૦૦ રૂબલનો નફો કર્યો હોય અને જે ૫૦૦૦૦૦૦ રૂબલ અનામત રાખવા માગતો હોય, તો મારે મારી મુરાદ પાર પાડવા માટે તો બસ એ ૫૦૦૦૦૦૦ રૂબલની રકમને "અનામત મૂડી" તરીકે બતાવવાની જ રહે! એ રીતે હું "રાજ્યને હસ્તક નિયંત્રણ", "નફાઓ ઉપર રાજ્ય તરફથી કરવેરા", વગેરે સંબંધી સઘળા વિવિધ કાનૂનોથી **આબાદ છટકી જાઉં.**

વળી રિપોર્ટમાં ૧૦૦૦૦૦૦ રૂબલથી જરાક ઓછી (૮૨૫૦૦૦) રકમ વ્યાજ તથા કમિશનના રૂપમાં મળેલાં નાણાં તરીકે બતાવવામાં આવી છે. બૅંક કર્મચારી લખે છે કે "તો પછી બૅંકના નફામાં સામાન્ય રીતે કઈ રકમો સામેલ થાય છે?? કારણ કે વ્યાજના રૂપમાં મળેલાં નાણાંને નફામાં સામેલ નથી કરવામાં આવ્યાં."

એ ઉપરાંત, અગાઉનાં વર્ષોના નફામાંથી બાકી વધેલી ૩૦૦૦૦૦ રૂબલની રકમને **કુલ નફામાં સામેલ નથી કરવામાં આવી!** એટલે આ રકમ તથા બીજી રકમો મળીને છુપાવી રાખવામાં આવેલો નફો મઝાના બીજા દસ લાખ રૂબલથીયે વધારે છે. એવી જ રીતે, "શૅરહોલ્ડરોને ચૂકવવામાં ન આવેલાં ડિવિડંડ"ની ૨૨૪૦૦૦ રૂબલની રકમ પણ કુલ નફામાં **ગેરહાજર** છે, જોકે સૌ જાણે છે કે ડિવિડંડ ચોખ્ખા નફામાંથી ચૂકવવામાં આવતાં હોય છે.

વધુમાં, રિપોર્ટમાં ૩૮૦૦૦૦૦ રૂબલની રકમ "પાછલા બાકી" તરીકે બતાવવામાં આવી છે. સાથી લખે છે કે "જેણે વેપારમાં સીધો ભાગ કદી ન લીધો હોય એવા કોઈ પણ માણસને સમજવું મુશ્કેલ બની જશે કે આ પાછલા બાકી એટલે શું. એક વાત તો ચોક્કસ છે: રિપોર્ટ તૈયાર કરતી વેળા નફાના અમુક હિસ્સાને "પાછલા બાકી' બતાવીને સહેલાઈથી છુપાવી શકાય, અને પછી એ રકમોને 'તેમની ઉચિત જગ્યાઓમાં' નોંધી લઈ શકાય."

સાર તારવીએ. નફો ૧૩૦૦૦૦૦૦ રૂબલનો બતાવવામાં આવ્યો છે, પરંતુ તે હકીકતમાં ૧૯થી ૨૪ મિલિયનની વચ્ચે કશોક હોવો જોઈએ, અથવા ૩૦ મિલિયનની મૂળ મૂડીના લગભગ ૮૦ ટકા જેટલો હોવો જોઈએ.

વાત સાફ નથી કે વાણિજ્ય તથા બૅંકિંગ કારોબારની ગુપ્તતા જ્યાં સુધી

ચાલુ રહેશે ત્યાં સુધી મૂડીદારોને સરકારની ધમકીઓ, કામદારોને સરકારનાં વચનો, અને મોટા મૂડીદારોના નફાઓમાંથી ૯૦ ટકા લઈ લેવા સંબંધી સરકારના કાનૂની ખરડાઓ તથા કાનૂનો—એ બધું નકામું છે, સાવ નકામું છે?

'પ્રાવદા', અંક ૯૪,
૧૨ જુલાઈ (૨૯ જૂન), ૧૯૧૭

## તોળાઈ રહેલી આફત અને તેનો સામનો કેવી રીતે કરવો[24]

### દુકાળ આવી રહ્યો છે

રશિયા માટે અનિવાર્ય આફતનું જોખમ ઊભું થયું છે. રેલવેમાં અકલ્પનીય અવ્યવસ્થાની હાલત છે અને અવ્યવસ્થા વધી રહી છે. રેલગાડીઓ થંભી જશે. કાચો માલ તથા કોલસા કારખાનાંમાં પહોંચાડવાનું કામ અટકી જશે. અનાજ પહોંચાડવાની કામગીરી બંધ થઈ જશે. મૂડીદારો જાણીજોઈને ઉત્પાદનને ખરાબે ચડાવી રહ્યા છે (નુકસાન પહોંચાડી રહ્યા છે, બંધ કરી રહ્યા છે, ખોરવી રહ્યા છે, અવરોધી રહ્યા છે). તેમને ઉમેદ છે કે અજોડ આફતના પરિણામે પ્રજાસત્તાક તથા લોકશાહી તેમ જ સોવિયેતો અને સામાન્ય રીતે સર્વહારા તથા કિસાન સંગઠનો ખતમ થઈ જશે, અને એ રીતે ફરી રાજશાહી સ્થાપવાનું તેમ જ ફરી મૂડીદાર વર્ગ તથા જમીનદારોની નિરંકુશ સત્તા સ્થાપવાનું સરળ બની જશે.

ભયંકર આફતનું અને દુકાળનું જોખમ સાવ નજીક આવી ગયું છે. સઘળાં અખબારોમાં તેને વિશે ફરી ફરીને લખવામાં આવ્યું છે. પાર્ટીઓએ તેમ જ કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોએ ભારે મોટી સંખ્યામાં ઠરાવો અપનાવ્યા છે—એ ઠરાવોમાં હકીકત માની લેવામાં આવી છે કે આફત અનિવાર્ય છે, સાવ નજીક આવી ગઈ છે, તેનો સામનો કરવા માટે બહુ કડક પગલાં જરૂરી છે, પાયમાલીથી બચવા માટે જનતાની "પરાક્રમી જહેમતો" આવશ્યક છે, વગેરે વગેરે.

સૌ એવી જ વાત કરે છે. સૌએ એ વાત માની લીધી છે. સૌએ તારવણી કરી લીધી છે કે હાલત એવી જ છે.

તોયે કશું જ કરવામાં નથી આવતું.

ક્રાંતિના છ મહીના વીતી ગયા છે. આફત વધારે નજીક આવી ગઈ છે. બેકારી લોકવ્યાપી બની ગઈ છે. વિચાર કરો કે દેશમાં ચીજવસ્તુઓની અછત છે, ખોરાક તથા કામની તંગીને લીધે દેશ તારાજ થઈ રહ્યો છે, જોકે અનાજ

તથા કાચા માલના પૂરતા જથ્થા મોજૂદ છે, અને છતાં આવા દેશમાં, આવી કપરી વેળાએ, લોકવ્યાપી બેકારીની હાલત છે! ક્રાંતિના (જેને કેટલાક લોકો મહાન ક્રાંતિ ગણાવે છે, પરંતુ જેને અત્યાર સુધીની હાલત જોઈને તો કંગાલ ક્રાંતિ ગણાવવાનું વધારે વાજબી છે) છ મહિના પછી, લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં, પોતાને ગર્વથી "ક્રાંતિકારી-લોકશાહીવાદી" ગણાવતાં પારાવાર યુનિયનો, સંઘટનો, તથા સંસ્થાઓ મોજૂદ હોવા છતાં, આફતથી બચવા માટે, દુકાળથી બચવા માટે, જરાય મહત્ત્વનું બિલકુલ કંઈ જ વાસ્તવમાં કરવામાં **નથી** આવ્યું, એ હકીકતની બીજી કોઈ બહેતર સાબિતી જરૂરી છે ખરી? આપણે વધતા જતા વેગે પાયમાલીની દિશામાં ધકેલાઈ રહ્યા છીએ. યુદ્ધ કંઈ થંભીને વાટ જુએ નહિ, તે આપણા રાષ્ટ્રીય જીવનના દરેક ક્ષેત્રમાં વધારે ને વધારે અંધાધૂંધી ફેલાવી રહ્યું છે.

કોઈ પણ માણસને એટલું સમજવા માટે જરાક સરખું ધ્યાન તથા વિચારણા પૂરતાં થઈ પડશે કે આફત તથા દુકાળનો સામનો કરવાનાં પગલાં લઈ શકાય એમ છે, આફત તથા દુકાળનો સામનો કરવા માટે જરૂરી પગલાં સાવ સ્પષ્ટ, સાદાં, ચોક્કસ સાધ્ય, તથા બેશક જનતાનાં પરિબળોની પહોંચમાં છે; પરંતુ એ પગલાં **કેવળ** એવા કારણસર, **એકમાત્ર** એવા કારણસર, **નથી** અપનાવવામાં આવતાં કે તેમને અમલમાં મૂકવાથી ગણતર જમીનદારો તથા મૂડીદારોના બેસુમાર નફાઓ ઘટી જશે.

અને ખરેખર નિઃસંકોચ કહી શકાય કે દરેકે દરેક પ્રવચનમાં, કોઈ પણ વહેણના અખબારના દરેકે દરેક લેખમાં, કોઈ પણ સભા કે સંસ્થાના દરેકે દરેક ઠરાવમાં, આફત તથા દુકાળનો સામનો કરવાના, તેનાથી બચવાના, મુખ્ય તથા મહત્ત્વના પગલાને સાવ સ્પષ્ટ તથા ચોક્કસ રીતે માન્ય કરવામાં આવે છે. એ પગલું છે નિયંત્રણનું, દેખરેખનું, પાકા હિસાબકિતાબનું, રાજ્ય તરફથી નિયમનનું, માલના ઉત્પાદન તથા વહેંચણીમાં શ્રમશકિતની સમુચિત ફાળવણી દાખલ કરવાનું, જનતાનાં પરિબળોને કામે લગાડવાનું, મહેનતની બરબાદી એકદમ બંધ કરી દેવાનું, મહેનતની કરકસર કરવાનું. આફત તથા દુકાળનો સામનો કરવામાં સૌથી પહેલી આવશ્યકતાઓ નિયંત્રણ, દેખરેખ, તથા હિસાબકિતાબની છે. આ હકીકત નિર્વિવાદ છે અને તેને સૌ માન્ય કરે છે. પરંતુ બરાબર તેને જ **અમલમાં નથી મૂકવામાં આવતાં** કારણ કે જમીનદારો તથા મૂડીદારોની સર્વોપરિતાની ઉપર, તેમના પારાવાર, બેસુમાર, તથા નિરંકુશ નફાઓની ઉપર, ઊંચી કિંમતો તથા યુદ્ધના ઠેકાઓમાંથી (અને હવે તો લગભગ

દરેક માણસ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે યુદ્ધ સંબંધી "કામ" કરી રહ્યો છે) હાંસલ કરેલા નફાઓની ઉપર, જેને વિશે દરેક માણસ જાણે છે તથા જેને દરેક માણસ નજરે જુએ છે અને જેના સંબંધમાં દરેક માણસ નિસાસા નાખે છે તથા ઊંહકારા કરે છે તે નફાઓની ઉપર, તરાપ મારવામાં બીક લાગે છે.

અને એવું નિયંત્રણ, હિસાબકિતાબ, તથા દેખરેખ દાખલ કરવાની દિશામાં જરાય અસરકારક બની રહે એવું કશું જ રાજ્ય તરફથી બિલકુલ નથી કરવામાં આવતું...

## નિયંત્રણનાં પગલાં સૌની જાણમાં અને સહેલાઈથી લઈ શકાય એવાં છે

કદાચ આવો સવાલ પૂછવામાં આવે: શું એ વાત ખરી નથી કે નિયંત્રણની રીતો તથા પગલાં અત્યંત અટપટાં, મુશ્કેલ, અજમાવવામાં ન આવેલાં, તથા અજાણ્યાં પણ છે? વિલંબનું કારણ શું એ હકીકતમાં નથી કે કેડેટ પાર્ટીના, વેપારી તથા ઉદ્યોગપતિ વર્ગના, અને મેન્શેવિક તથા સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીઓના રાજપુરુષો છ છ મહિનાથી નિયંત્રણનાં પગલાં તથા રીતોના પરીક્ષણ, અભ્યાસ, તથા ખોજની મહેનત કપાળેથી પરસેવો નિતારીને કરી રહ્યા હોવા છતાં સમસ્યા હજુ માન્યામાં ન આવે એટલી મુશ્કેલ બની રહેલી છે અને ઉકેલાઈ નથી?

દુર્ભાગ્યે એ લોકો અજ્ઞાની, નિરક્ષર તથા કચડાયેલા ખેડૂતોને તેમ જ કશી તપાસ કરવાની તસ્દી ક્યારેય લીધા વગર બધું જ માની લેનારા ભોળિયા ભાભાઓને બેવકૂફ બનાવવાના ઈરાદે બાબતોને એવી રીતે સમજાવી દેવાની કોશિશ કરી રહ્યા છે. પરંતુ વાસ્તવમાં તો યુદ્ધ ઉદ્યોગ સમિતિઓ સ્થાપતી વેળા ઝારશાહી પણ, "પુરાણી સત્તા" પણ, નિયંત્રણ દાખલ કરવાનું મુખ્ય પગલું, મુખ્ય રીત તથા ઉપાય—અર્થાત્ વસતિને વ્યવસાય, કામનો હેતુ, શ્રમની શાખા, વગેરે અનુસાર એકત્રિત કરવાનું પગલું—**જાણતી હતી.** પરંતુ ઝારશાહી વસતિના એકત્રીકરણથી **ડરતી હતી** એટલે તેણે નિયંત્રણના એ સામાન્ય રીતે જાણીતા, સાવ સહેલા, અને એકદમ વ્યવહાર્ય તરીકા તથા ઉપાયને મર્યાદિત રાખવાની તથા કૃત્રિમ રીતે અવરોધવાની પૂરી કોશિશ કરી.

યુદ્ધના ભારે બોજાઓ તથા સંકટોના ભોગ બનેલા તેમ જ આર્થિક અંધેર તથા દુકાળના ભોગ—આ કે તે પ્રમાણમાં—બનેલા સઘળા યુદ્ધરત દેશોમાં નિયંત્રણનાં **શ્રેણીબંધ** પગલાં લાંબા સમય પહેલાં ઘડી કાઢવામાં, નિર્ધારિત

કરવામાં, લાગુ કરવામાં, અને ચકાસી જોવામાં આવ્યાં છે. એ પગલાં લગભગ અચૂક રીતે વસતિના એકત્રીકરણનાં છે, વિવિધ પ્રકારોનાં એવાં યુનિયનો સ્થાપવાનાં અથવા એવાં યુનિયનોને પ્રોત્સાહન આપવાનાં છે કે જેમાં રાજ્યના પ્રતિનિધિઓ સામેલ હોય, જે રાજ્યની દેખરેખ હેઠળ ચાલતાં હોય, વગેરે. નિયંત્રણનાં એવાં પગલાં સૌને જાણીતાં છે, તેમને વિશે ઘણું ઘણું કહેવામાં તથા લખવામાં આવ્યું છે, અને ઉન્નત યુદ્ધરત સત્તાઓએ નિયંત્રણના સંબંધમાં અપનાવેલા કાનૂનોના અનુવાદો રશિયન ભાષામાં પ્રકાશિત થઈ ગયા છે અથવા એ કાનૂનોનાં વિગતવાર વિવરણો રશિયન અખબારોમાં છપાયાં છે.

આપણું રાજ્ય ખરેખર નિયંત્રણને રીતસર તથા ગંભીરતાથી અમલમાં મૂકવા **માગતું હોય**, તેની સંસ્થાઓ મૂડીદારો પ્રત્યેની દાસતાને લીધે "તદ્દન નિષ્ક્રિયતા"ની હાલતમાં ન ધકેલાઈ ગઈ હોય, તો તેને માત્ર એટલું જ કરવાનું રહે છે કે તે ભૂતકાળમાં જાણવામાં આવી ચૂકેલાં તથા અમલમાં મુકાઈ ચૂકેલાં નિયંત્રણનાં પગલાંના સમૃદ્ધ સંચયનો મુક્ત રીતે ઉપયોગ કરે. તેમાં એકમાત્ર અવરોધ — કેડેટો, સમાજવાદી-ક્રાંતિકારીઓ, તથા મેન્શેવિકોએ લોકોની નજરથી છુપાવી રાખેલો અવરોધ — એવો હતો અને હજુ છે કે નિયંત્રણથી મૂડીદારોના બેસુમાર નફાઓ છતા થઈ જશે અને એ નફાઓના પાયા ખંડિત થઈ જશે.

આ અત્યંત મહત્ત્વના સવાલને (તાત્ત્વિક દૃષ્ટિએ જોઈએ તો રશિયાને યુદ્ધ તથા દુકાળથી ઉગારવા માગતી **કોઈ પણ** ખરી ક્રાંતિકારી સરકારના કાર્યક્રમના સવાલની જોડે સમાન કક્ષાએ મૂકી શકાય એવા આ સવાલને) વધારે સાફ સમજાવવા માટે અમે નિયંત્રણનાં મુખ્ય પગલાં ગણાવીને દરેકનું પરીક્ષણ કરીશું.

આપણે જોઈશું કે સરકારનું ક્રાંતિકારી-લોકશાહીવાદી સરકાર જેવું નામ જો ખાલી ઠેકડી જ ન હોત તો સરકારે માત્ર એટલું જ કરવાનું હતું કે તેણે પોતાના અસ્તિત્વના પહેલા જ અઠવાડિયામાં નિયંત્રણનાં મુખ્ય પગલાં અપનાવતી ડિક્રી જાહેર કરવી જોઈતી હતી, છળકપટ વડે નિયંત્રણથી છટકવાની કોશિશ કરનારા મૂડીદારોને નિશ્ચિત તથા આકરી સજાનો બંદોબસ્ત કરવો જોઈતો હતો, અને વસતિને જ સીધી હાકલ કરવી જોઈતી હતી કે તે મૂડીદારોની ઉપર દેખરેખ રાખે અને મૂડીદારો તરફથી નિયંત્રણના નિયમોના બરાબર પાલનની પૂરી તકેદારી રાખે — એમ કરવામાં આવ્યું હોત તો રશિયામાં નિયંત્રણ લાંબા સમય પહેલાં અમલી બની ગયું હોત.

નિયંત્રણનાં મુખ્ય પગલાં નીચે મુજબ છે:

(૧) તમામ બૅંકોનું જોડાણ કરીને એક જ બૅંકની સ્થાપના અને તેની કામગીરી ઉપર રાજ્યનું નિયંત્રણ, અથવા બૅંકોનું રાષ્ટ્રીયકરણ.

(૨) સિંડિકેટોનું રાષ્ટ્રીયકરણ, અર્થાત્ સૌથી મોટાં ઈજારદારી મૂડીવાદી મંડળોનું (ખાંડ, તેલ, કોલસા, લોખંડ તથા પોલાદ, અને બીજી સિંડિકેટોનું) રાષ્ટ્રીયકરણ.

(૩) વાણિજ્ય કારોબારમાં ગુપ્તતાની નાબૂદી.

(૪) ઉદ્યોગપતિઓ, વેપારીઓ, તથા સામાન્ય રીતે માલિકોના સંઘોની ફરજિયાત સ્થાપના (એટલે કે મંડળોમાં ફરજિયાત જોડાણ).

(૫) વસતિનું ઉપભોકતા મંડળોમાં ફરજિયાત સંગઠન, અથવા એવા સંગઠનને પ્રોત્સાહન, અને તેની ઉપર નિયંત્રણ.

હવે આપણે જોઈએ કે આ પગલાંને ક્રાંતિકારી-લોકશાહીવાદી રીતે અમલમાં મૂકવામાં આવે તો દરેક પગલાંનું મહત્ત્વ કેવું રહેશે.

## બૅંકોનું રાષ્ટ્રીયકરણ

આપણે જાણીએ છીએ કે બૅંકો આધુનિક આર્થિક જીવનનાં કેંદ્રો હોય છે, સમગ્ર મૂડીવાદી આર્થિક પદ્ધતિનાં મુખ્ય ચેતા કેંદ્રો હોય છે. "આર્થિક જીવનના નિયમન"ની વાતો કરવી અને બૅંકોના રાષ્ટ્રીયકરણના સવાલને ટાળવો એટલે કાં તો ઘોર અજ્ઞાન જાહેર કરવું અથવા રૂપકડાં વેણ બોલીને તેમ જ કદી ન પાળવાની સભાન મુરાદ સાથે શબ્દાડંબરી વચનો આપીને "સાધારણ જનતાની" જોડે કપટ કરવું.

બૅંકિંગ કામગીરીઓના નિયંત્રણ તથા નિયમન વગર અનાજના પુરવઠા કે સામાન્ય રીતે માલના ઉત્પાદન તથા વહેંચણીનું નિયંત્રણ તથા નિયમન કરવાની વાત બેહૂદી છે. એ તો કરોડો રૂબલની બાબત અંગે આંધળાની જેમ આંખો મીચી દઈને છૂટાછવાયા બેચાર "કોપેક" પકડવાની કોશિશ જેવું છે. આજકાલ બૅંકો વેપાર તથા ઉદ્યોગ જોડે એટલી બારીક તથા ગાઢ રીતે સંકળાયેલી હોય છે કે બૅંકોને "હાથમાં લીધા" વગર કશું મહત્ત્વનું, કશું "ક્રાંતિકારી-લોકશાહીવાદી", સિદ્ધ ન જ કરી શકાય.

પરંતુ રાજ્ય તરફથી બૅંકોને "હાથમાં લેવાનું" કામ કદાચ બહુ મુશ્કેલ અને જટિલ છે? એ લોકો એવો જ ખ્યાલ આગળ ધરીને કૂપમંડૂકોને ગભરાવી

દેવાની કોશિશ કરે છે—એટલે કે મૂડીદારો તથા તેમના હિમાયતીઓ એવી કોશિશ કરે છે કારણ તેમાં તેમને ફાયદો છે.

પરંતુ વાસ્તવમાં બૅંકોના રાષ્ટ્રીયકરણથી કોઈ પણ "માલિક"ને એક કોપેકનુંયે નુકસાન નહિ થાય, અને તેમાં કોઈ જાતની ટેકનિકલ અથવા સાંસ્કૃતિક મુશ્કેલીઓ બિલકુલ છે જ નહિ. તેમાં વિલંબ કરવામાં આવે છે તેનું **એકમાત્ર** કારણ નજીવા ગણતર દોલતમંદ માણસોની અધમ લાલસાનું જ છે. ઘણી વાર બૅંકોના રાષ્ટ્રીયકરણને ખાનગી મિલકત જપ્ત કરી લેવાના કદમ જોડે ગૂંચવી નાખવામાં આવે છે, પરંતુ એવી વ્યાપક ગેરસમજણ માટે તો મૂડીવાદી અખબારો જ દોષિત છે કારણ કે તેમનું હિત જનતાને છેતરવામાં સમાયેલું છે.

બૅંકો તરફથી વાપરવામાં આવતી અને બૅંકોમાં કેંદ્રિત મૂડીની માલિકી શૅર, બૉંડ, બિલ, રસીદ, વગેરે તરીકે ઓળખાતાં છાપેલાં તથા લેખિત સર્ટિફિકેટો વડે પ્રમાણિત હોય છે. બૅંકોનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવે, અર્થાત્ બધી બૅંકોનું જોડાણ કરીને એક જ રાજ્ય બૅંક સ્થાપવામાં આવે, તો એથી એવા એક પણ સર્ટિફિકેટને રદ નહિ કરવામાં આવે અથવા તેમાં કશો ફેરફાર નહિ કરવામાં આવે. કોઈ માણસના પંદર રૂબલ બચત ખાતામાં પડયા હોય તો બૅંકોના રાષ્ટ્રીયકરણ પછી પણ તે પોતાના પંદર રૂબલના માલિક તરીકે ચાલુ જ રહેશે, અને કોઈના પંદર મિલિયન રૂબલ બૅંકોમાં રોકાયેલા હોય તો બૅંકોના રાષ્ટ્રીયકરણ પછી પણ તેના પંદર મિલિયન રૂબલ શૅર, બૉંડ, બિલ, વાણિજ્યિક સર્ટિફિકેટો, વગેરેના રૂપમાં તેની જ માલિકીના રહેશે.

તો પછી બૅંકોના રાષ્ટ્રીયકરણનો મર્મ શો છે?

આજે અલગ અલગ બૅંકોનું કોઈ જાતનું અસરકારક નિયંત્રણ શક્ય નથી (વાણિજ્ય કારોબારની ગુપ્તતા વગેરેને નાબૂદ કરી નાખવામાં આવે તોયે) કારણ કે સરવૈયાં તૈયાર કરવામાં, ખાલી ચોપડાઓમાં જ હયાતી ધરાવતા હોય એવા ઉદ્યોગધંધાઓ તથા સહાયક પેઢીઓ ઉપજાવી કાઢવામાં, ખાલી નામ પૂરતા જ મોવડીઓની સેવાઓનો ઉપયોગ કરવામાં, ઇત્યાદિમાં અજમાવવામાં આવતી અત્યંત જટિલ, આંટીઘૂંટીઓવાળી, તથા કપટભરી ચાલબાજીઓને પારખી કાઢવાનું અશક્ય છે. માત્ર સઘળી બૅંકોનું જોડાણ કરીને એક જ બૅંક સ્થાપવામાં આવે—કેવળ એટલું કરવાથી માલિકીના સંબંધમાં કશો જ ફરક નહિ પડે, અને અમે ફરી વાર કહીએ છીએ કે એથી કોઈ પણ માલિકને એક કોપેકનુંયે નુકસાન નહિ થાય—તો જ ખરું નિયંત્રણ સ્થાપવાનું **શક્ય** બનશે, બેશક એટલી શરતે કે ઉપર નિર્દેશિત કદમોને અમલમાં મૂકવામાં આવે. બૅંકોનું

રાષ્ટ્રીયકરણ થાય તો જ રાજ્ય માટે **જાણવાનું શક્ય બને** કે લાખો અને કરોડો રૂબલો ક્યાં અને કેવી રીતે, ક્યાંથી અને ક્યારે વહેતા રહે છે. બૅંકોની ઉપર, મૂડીવાદી સંચલનના કેંદ્રની ઉપર, તેના કેંદ્રબિંદુ તથા ક્રિયારીતિની ઉપર, નિયંત્રણ સ્થાપવામાં આવે તો જ સમગ્ર આર્થિક જીવનના, મુખ્ય માલના ઉત્પાદન તથા વહેંચણીના, કાલ્પનિક નહિ પરંતુ વાસ્તવિક નિયંત્રણની સંઘટના શક્ય બને, તો જ "આર્થિક જીવનના નિયમન"ની સંઘટના શક્ય બને, નહિતર એવા નિયમનની વાત સાધારણ જનતાને બેવકૂફ બનાવવાનો સરકારી વાણીવિલાસ જ અનિવાર્ય રીતે બની રહે. સમગ્ર બૅંકિંગ કામગીરીઓને એક જ રાજ્ય બૅંકમાં કેંદ્રિત કરીને તેની ઉપર નિયંત્રણ સ્થાપવામાં આવે, અને તેની સાથે સાથે અમુક સહેલાઈથી અમલમાં મૂકી શકાય એવાં પગલાં અપનાવવામાં આવે, તો જ આવકવેરાની અસરકારક વસૂલીની સંઘટના એવી રીતે કરવાનું શક્ય બનશે કે જેથી મિલકત તથા આવકોની છુપામણી અટકાવી શકાય. વર્તમાન સમયે આવકવેરો તો બહુ મોટા પ્રમાણમાં કેવળ કલ્પનાજગતની જ બાબત છે.

બૅંકોના રાષ્ટ્રીયકરણ માટે માત્ર ડિક્રી જાહેર કરવાની જરૂર છે, તેને અમલમાં મૂકવાનું કામ તો ડાયરેક્ટરો તથા કર્મચારીઓ પોતે જ કરી લેશે. તેને માટે રાજ્ય તરફથી કોઈ ખાસ તંત્ર રચવાની, તૈયારીનાં કોઈ ખાસ કદમો ઉઠાવવાની, જરૂર નહિ પડે કારણ કે નિર્ણયને એક જ ડિક્રી જાહેર કરીને, "એક જ ઝપાટે" અમલમાં મૂકી શકાય. મૂડીવાદ બિલ, શૅર, બૉંડ, વગેરેના તબક્કા સુધીનો વિકાસ પામ્યો ત્યારે તેણે જ રાષ્ટ્રીયકરણને આર્થિક દૃષ્ટિએ સાધ્ય બનાવી દીધું હતું. જરૂર **માત્ર** એટલી જ છે કે **હિસાબકિતાબનું એકીકરણ સાધવામાં આવે.** બધી બૅંકોનું તત્કાળ જોડાણ કરીને એક જ રાજ્ય બૅંકની સ્થાપના કરવા માટે દરેક શહેરમાં મૅનેજરો તથા કર્મચારીઓની મિટિંગો તેમ જ દરેક પ્રદેશમાં તથા આખા દેશમાં સંમેલનો ભરવાની વ્યવસ્થા તારસંદેશાઓ મારફત કરવાનો ફેંસલો ક્રાંતિકારી-લોકશાહીવાદી સરકાર તાકીદે કરી નાખે તો આ સુધારો થોડાંક અઠવાડિયાંમાં જ અમલમાં મુકાઈ જશે. બૅંકોના મૅનેજરો તથા મોટા અમલદારો બેશક સુધારાનો પ્રતિકાર કરશે અને રાજ્યની જોડે છળ કરવાની, બાબતોને ઢીલમાં નાખી દેવાની, વગેરે કોશિશો કરશે કારણ કે એ સજ્જનોને ભારે મોટા પગારનાં પદો છોડી દેવાં પડશે અને ખૂબ જ ફાયદાકારક બેઈમાન કરતૂતો કરવાની તક તેમને પછી નહિ મળે. **બાબતનું હાર્દ એવું છે.** પરંતુ બૅંકોનું જોડાણ કરવામાં ટેકનિકલ મુશ્કેલી બિલકુલ નહિ જ પડે; અને રાજ્ય સત્તા

કેવળ શબ્દોમાં જ ક્રાંતિકારી ન હોય (એટલે કે તે મંદતાને અને રાબેતા મુજબ ચાલતી આવેલી રીતોને પડતી મૂકતાં ગભરાય નહિ), તે કેવળ શબ્દોમાં જ લોકશાહીવાદી ન હોય (એટલે કે તે ગણતર અમીરોના હિતમાં નહિ પરંતુ જનતાની બહુસંખ્યાના હિતમાં કદમ ઉઠાવે), તો એવી ડિક્રી જ પૂરતી થઈ રહેશે કે જરાક સરખોયે વિલંબ કરનારા અથવા દસ્તાવેજો તથા હિસાબકિતાબ છુપાવવાની કોશિશ કરનારા મૅનેજરો, સંચાલક મંડળના સભ્યો, તથા મોટા શૅરહોલ્ડરોને મિલકતની જપ્તિ તથા કેદની સજા કરવામાં આવશે. બૅંકોના રાષ્ટ્રીયકરણને બને એટલી સરળતાથી તથા ઝડપથી અમલમાં મૂકવા માટે, દાખલા તરીકે, એટલું જ પૂરતું થઈ રહેશે કે વધારે ગરીબ કર્મચારીઓનું **અલગ** સંગઠન સાધવામાં આવે અને અમીરોનાં બેઈમાની તથા ઢીલનાં કરતૂતો પકડી પાડવા બદલ તેમને ઈનામ આપવામાં આવે.

બૅંકોના રાષ્ટ્રીયકરણથી સમગ્ર જનતાને—ખાસ રીતે કામદારોને **નહિ** (કારણ કે કામદારોને બૅંકો જોડે બહુ ઓછો સંબંધ હોય છે) પરંતુ કિસાનો તથા નાના કારખાનદારોના સમુદાયોને—જબ્બર ફાયદા થશે. શ્રમની પારાવાર બચત થશે, અને જો એવી ધારણા કરવામાં આવે કે રાજ્ય બૅંક કર્મચારીઓની અગાઉની સંખ્યા જેમની તેમ જાળવી રાખશે તો બૅંકોના ઉપયોગને સાર્વજનીન બનાવવાની, બૅંકોની શાખાઓ વધારવાની, બૅંકોની કામગીરીઓ વધારે સહેલાઈથી સૌની પહોંચમાં આણવાની, વગેરે દિશાઓમાં રાષ્ટ્રીયકરણ ખૂબ જ મહત્ત્વનું પગલું બની રહેશે. **નાના** માલિકો માટે, કિસાનો માટે, સહેલી શરતોએ ધિરાણો મેળવવાની સગવડો બેસુમાર વધી જશે. તમામ નાણાકીય કામગીરીઓ ઉઘાડી બની જશે એટલે પહેલી જ વાર રાજ્ય તેમને **અગાઉથી મૂલવી જોવાની**, તેમની ઉપર **નિયંત્રણ સ્થાપવાની**, પછી આર્થિક જીવનનું **નિયમન કરવાની**, અને છેલ્લે મૂડીદાર સજ્જનોને તેમની "સેવાઓ" બદલ અપરંપાર "વળતરો" ચૂકવ્યા વગર જ લાખો તથા કરોડો રૂબલ રાજ્યના મહત્ત્વના સોદાઓ માટે **મેળવવાની** સ્થિતિમાં આવી જશે. એ જ કારણે—અને એકમાત્ર એ જ કારણે—તમામ મૂડીદારો, બધા મૂડીવાદી પ્રોફેસરો, સમગ્ર મૂડીદાર વર્ગ, અને તેમની સેવા બજાવતા સઘળા પ્લેખાનોવો, પોત્રેસોવો, વગેરેની કંપની બૅંકોના રાષ્ટ્રીયકરણની સામે પૂરી તાકાતથી લડી લેવા તત્પર છે અને ખૂબ સહેલા તથા ખૂબ તાકીદના પગલાને અટકાવવા માટે હજારો બહાનાં ઉપજાવી કાઢે છે; જોકે દેશના "રક્ષણ"ની દૃષ્ટિએ, એટલે કે લશ્કરી દૃષ્ટિએ, **પણ** એ પગલાથી જબ્બર ફાયદો થશે અને દેશનું "લશ્કરી સામર્થ્ય" બેહદ વધી જશે.

કદાચ આવો વાંધો ઉઠાવવામાં આવે: જર્મની તથા અમેરિકા જેવાં ઉન્નત રાજ્યો આટલી સરસ રીતે "આર્થિક જીવનનું નિયમન" બૅંકોના રાષ્ટ્રીયકરણનો વિચાર પણ કર્યા વગર કેમ કરે છે?

અમારો જવાબ આવો છે: કારણ કે એ **બન્ને** રાજ્યો કેવળ મૂડીવાદી જ નહિ પરંતુ સામ્રાજ્યવાદી પણ છે, જોકે એક રાજશાહી છે અને બીજું પ્રજાસત્તાક છે. એટલે તેઓ પોતાને માટે જરૂરી સુધારાઓ પ્રત્યાઘાતી-નોકરશાહી રીતો વડે અમલમાં મૂકે છે, પરંતુ આપણે તો અહીંયાં ક્રાંતિકારી-લોકશાહીવાદી રીતોની વાત કરી રહ્યા છીએ.

આ "નાનકડો તફાવત" મોટા મહત્ત્વનો છે. મોટા ભાગના દાખલાઓમાં તેનો વિચાર કરવાનો જાણે "ધારો જ નથી". "ક્રાંતિકારી-લોકશાહીવાદી" શબ્દો આપણે માટે (ખાસ કરીને સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોમાં) લગભગ રૂઢિગત ઉચ્ચારણ બની ગયા છે, "ભગવાનની દયા" શબ્દોની જેમ— ભગવાનમાં માનવા જેટલા અજ્ઞાની ન હોય એવા માણસો પણ એ શબ્દો બોલતા હોય છે, અથવા "માનનીય નાગરિક" શબ્દોની જેમ—એ શબ્દો ક્યારેક 'દેન'[25] કે 'યેદીન્સ્ત્વો'ના સ્ટાફના માણસોને સંબોધતી વેળા પણ વાપરવામાં આવે છે, જોકે લગભગ દરેક વ્યકિત સમજે છે કે એ અખબારો મૂડીદારોના હિતમાં મૂડીદારો તરફથી જ સ્થાપિત તથા સંચાલિત છે અને એટલે એ અખબારોમાં લખનારા નકલી સમાજવાદીઓના સંબંધમાં "માનનીય" ગણાવી શકાય એવું બહુ ઓછું હોય છે.

આપણે "ક્રાંતિકારી-લોકશાહીવાદી" શબ્દોનો ઉપયોગ બીબાઢાળ ઔપચારિક ઉચ્ચારણ તરીકે, રૂઢિગત કથન તરીકે, ન કરીએ પરંતુ તેના અર્થનો **વિચાર કરીએ** તો આપણને જણાય છે કે લોકશાહીવાદી હોવું એટલે જનતાની લઘુસંખ્યાનાં નહિ પરંતુ બહુસંખ્યાનાં હિતોને લક્ષમાં લેવાં, અને ક્રાંતિકારી હોવું એટલે જે કંઈ હાનિકારક તથા કાલગ્રસ્ત હોય તે સર્વને અત્યંત મક્કમ તથા બેરહમ રીતે ખતમ કરી નાખવું.

આપણે જાણીએ છીએ ત્યાં સુધી અમેરિકામાં કે જર્મનીમાં સરકાર અથવા શાસક વર્ગો તરફથી પોતે "ક્રાંતિકારી લોકશાહીવાદીઓ" હોવાનો દાવો મુદ્દલ નથી કરવામાં આવતો, પરંતુ આપણા સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો એવો દાવો કરે છે (અને એવા દાવાનો વ્યભિચાર કરે છે).

જર્મનીમાં રાષ્ટ્રીય મહત્ત્વની બહુ મોટી ખાનગી બૅંકો માત્ર **ચાર** છે. અમેરિકામાં ફકત **બે** જ છે. એ બૅંકોના માંધાતાઓ માટે ખાનગી રીતે,

છાનીછપની રીતે, ક્રાંતિકારી નહિ પણ પ્રત્યાઘાતી રીતે, લોકશાહીવાદી રીતે નહિ પણ નોકરશાહીની રીતે, એકતા સાધી લેવાનું વધારે સહેલું, વધારે અનુકૂળ, અને વધારે લાભદાયક હોય છે; તેઓ સરકારી અમલદારોને લાંચ આપે છે (અમેરિકામાં અને **જર્મનીમાં** સામાન્ય રીતે એમ જ કરવામાં આવે છે) અને કામગીરીઓની ગુપ્તતા ચાલુ રાખવાના, "અતિ-નફાઓ"ના રૂપમાં રાજ્યની કરોડોની રકમો ચૂસી લેવાના, તથા નાણાકીય બેઈમાનીઓ શક્ય બનાવવાના આશયે બૅંકોનું ખાનગી સ્વરૂપ જાળવી રાખે છે.

અમેરિકા તેમ જ જર્મનીમાં "આર્થિક જીવનનું નિયમન" એવી રીતે કરવામાં આવે છે કે કામદારો માટે (અને આંશિક રીતે કિસાનો માટે) **જંગના જમાના જેવી સખત મજૂરીની કેદના** સંજોગો પેદા થાય અને બૅંકરો તથા મૂડીદારો માટે **સ્વર્ગનું** સર્જન થાય. તેમના નિયમનમાં કામદારોને ભૂખમરાની હદ સુધી "નિચોવી લેવામાં" આવે છે અને મૂડીદારોને યુદ્ધ પૂર્વેના નફાઓ કરતાં **વધારે** નફાઓની ગૅરંટી (છાનીછપની, પ્રત્યાઘાતી-નોકરશાહીની રીતે) પૂરી પાડવામાં આવે છે.

એવું ધોરણ પ્રજાસત્તાકપંથી-સામ્રાજ્યવાદી રશિયામાં પણ બરાબર શક્ય છે જ. ખરેખર, કેવળ મિલ્યુકોવો તથા શિનગાર્યોવો જ નહિ પરંતુ કેરેન્સ્કીએ પણ તેરેશ્ચેન્કો, નેક્રાસોવ, બેર્નાત્સ્કી, પ્રોકોપોવિચ, વગેરેની ભાગીદારીમાં એવું જ ધોરણ અપનાવ્યું છે; તેઓ **પણ** બૅંકોની "અનુલ્લંઘનીયતા"ની તેમ જ પારાવાર નફા હાંસલ કરવાના તેમના પુનિત અધિકારની **હિમાયત** પ્રત્યાઘાતી-નોકરશાહી રીતે **કરે છે.** એટલે બહેતર છે કે આપણે **સત્ય** જણાવી દઈએ અને જાહેર કરીએ કે પ્રજાસત્તાકપંથી રશિયામાં એ લોકો આર્થિક જીવનનું નિયમન પ્રત્યાઘાતી-નોકરશાહી રીતે કરવા માગે છે, પરંતુ "સોવિયેતો"ની હયાતીને કારણે "ઘણી વાર" એમ કરવાનું મુશ્કેલ બની જાય છે, સોવિયેતોને કોર્નીલોવ નંબર એક વિખેરી ન શક્યો, પરંતુ કોર્નીલોવ નંબર બે તેમને વિખેરી નાખવાની કોશિશ કરશે...

સત્ય એવું છે. અને જનતાને સુજાણ બનાવવા માટે "આપણી" "મહાન" "ક્રાંતિકારી" લોકશાહી સંબંધી મધઝરતાં જૂઠાણાં કરતાં એ કડવું પણ સાદું સત્ય વધારે ઉપયોગી છે...

બૅંકોના રાષ્ટ્રીયકરણથી તેની સાથે સાથે જ વિમાના કારોબારના રાષ્ટ્રીયકરણમાં મોટી મદદ મળશે, અર્થાત્ સઘળી વીમા કંપનીઓનું જોડાણ કરીને એક જ કંપની સ્થાપવામાં, તેમની કામગીરીઓના કેંદ્રીકરણમાં, અને તેમની ઉપર

રાજ્ય હસ્તકનું નિયંત્રણ સ્થાપવામાં મોટી મદદ મળશે. આ સંબંધમાં પણ, ક્રાંતિકારી-લોકશાહીવાદી સરકાર એવી ડિક્રી જાહેર કરે અને ડાયરેક્ટરો તથા મોટા શૅરહોલ્ડરોને જરાય ઢીલ વગર જોડાણ કરી લેવાનો હુકમ આપે તથા તેમાંના દરેકને એ બાબતમાં ચોક્કસ રૂપે જવાબદાર બનાવી દે તો વીમા કંપનીઓના કર્મચારીઓની કૉંગ્રેસો એવું જોડાણ તત્કાળ અને કશી ભારે જહેમતો વગર જ સાધી શકે. મૂડીદારોએ વીમાના કારોબારમાં કરોડો રૂબલનાં રોકાણો કર્યાં છે, બધું કામ કર્મચારીઓ કરે છે. વીમાના કારોબારના એકીકરણથી વીમાનાં પ્રિમિયમ ઘટાડી શકાશે, વીમો ધરાવનારાઓને પુષ્કળ સગવડો તથા સવલતો પૂરી પાડી શકાશે, અને મહેનત તથા નાણાંના વ્યયમાં વધારો કર્યા વગર જ તેમની સંખ્યા વધારવાનું શક્ય બનશે. આ સુધારાથી રાષ્ટ્રીય શ્રમમાં બચત થશે અને "આર્થિક જીવનનું નિયમન" શબ્દોમાં નહિ પરંતુ કૃત્યોમાં કરવાની સંખ્યાબંધ ખૂબ મહત્ત્વની શક્યતાઓ ઊભી થશે, અને તેના પરિણામે બીજી બાબતોની સાથે સાથે દેશના "સંરક્ષણ સામર્થ્ય"માં વધારો થશે, પરંતુ મોટા પગારોનાં પદો ધરાવતા ગણતર માણસોની શિથિલતા, રાબેતા મુજબની રીતો, અને સ્વાર્થને લીધે સુધારામાં ઢીલ થઈ રહી છે.

## સિંડિકેટોનું રાષ્ટ્રીયકરણ

મૂડીવાદ અર્થકારણની પુરાણી, મૂડીવાદ પૂર્વેની, રીતોથી જુદો પડે છે, તેણે અર્થતંત્રની વિવિધ શાખાઓના વધારેમાં વધારે ગાઢ પરસ્પર જોડાણ તથા પરસ્પર અવલંબનનું સર્જન કર્યું છે. પ્રસંગોચિત ઉલ્લેખ કરીએ કે એમ ન હોત તો સમાજવાદની દિશામાં કોઈ પણ પગલાં ટેકનિકલ દૃષ્ટિએ સાધ્ય ન બન્યાં હોત. ઉત્પાદનમાં બૅંકોના વર્ચસ્વનું લક્ષણ ધરાવતા આધુનિક મૂડીવાદે અર્થતંત્રની વિવિધ શાખાઓના એવા પરસ્પર અવલંબનને પરાકાષ્ઠાએ પહોંચાડી દીધું છે. બૅંકો અને ઉદ્યોગ તથા વાણિજ્યની અધિક મહત્ત્વની શાખાઓ અવિભાજ્ય રીતે સંકળાઈ ગઈ છે. તેનો અર્થ એક તરફ એવો થાય છે કે વાણિજ્યિક તથા ઔદ્યોગિક સિંડિકેટોના (ખાંડ, કોલસા, લોખંડ, તેલ, વગેરે) સંબંધમાં રાજ્યની ઇજારદારી સ્થાપવાનું શરૂ કર્યા વગર અને તેમના રાષ્ટ્રીયકરણ વગર માત્ર બૅંકોનું જ રાષ્ટ્રીયકરણ અશક્ય છે. તેનો અર્થ બીજી તરફ એવો થાય છે કે આર્થિક પ્રવૃત્તિના નિયમનને ગંભીરતાથી અમલી બનાવવામાં આવે તો એકીવેળાએ બૅંકો તેમ જ સિંડિકેટોનું રાષ્ટ્રીયકરણ આવશ્યક બની જશે.

આપણે ખાંડ સિંડિકેટનો દાખલો લઈએ. તે ઝારશાહીના જમાનામાં અસ્તિત્વમાં આવી અને એ વખતે વિકસીને ઉત્કૃષ્ટ સરંજામ ધરાવતી રિફાઇનરીઓના વિશાળ મૂડીવાદી સંકુલની કક્ષાએ પહોંચી ગઈ. અને અત્યંત પ્રત્યાઘાતી તથા નોકરશાહી ભાવનાથી જ પૂરેપૂરા રંગાયેલા એ સંકુલે મૂડીદારો માટે નિરંકુશ રીતે જંગી નફાઓ હાંસલ કર્યા અને કર્મચારીઓને કશા અધિકારો વગરના, હીણપત વેઠતા, કચડાયેલા ગુલામોની હાલતમાં ધકેલી દીધા. એ વખતે પણ ઉત્પાદનનું નિયંત્રણ તથા નિયમન રાજ્ય તરફથી થતું હતું — પરંતુ અમીરોના, નાણાસમ્રાટોના, હિતમાં.

**માત્ર** એટલું જ કરવાનું બાકી રહે છે કે કર્મચારીઓ, ઇજનેરો, ડાયરેક્ટરો, તથા શૅરહોલ્ડરોની કૉંગ્રેસ ભરવાની, સમરૂપ હિસાબકિતાબ દાખલ કરવાની, કામદાર યુનિયનોને હસ્તક નિયંત્રણની, વગેરે જોગવાઈ કરતી સાદી ડિક્રીઓ મારફત પ્રત્યાઘાતી-નોકરશાહી નિયમનને ક્રાંતિકારી-લોકશાહીવાદી નિયમનમાં પલટાવી નાખવામાં આવે. આ તો સાવ સાદું કામ છે પણ તોયે કરવામાં નથી આવ્યું! લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં ખાંડ ઉદ્યોગ **વાસ્તવમાં** પ્રત્યાઘાતી-નોકરશાહી રહ્યો છે, બધું પુરાણા જમાનામાં હતું એમ જ કાયમ રહ્યું છે — રાષ્ટ્રીય શ્રમની બરબાદી, ચીલાચાલુ રીતો તથા સ્થગિતતા, અને તેરેશ્ચેન્કો તથા બોબ્રિન્સ્કીઓનાં ધનદોલતમાં એકધારો વધારો. નોકરશાહોને નહિ પણ લોકશાહીવાદીઓને, "ખાંડના રાજાઓ"ને નહિ પણ કામદારોને તથા બીજા કર્મચારીઓને, સ્વતંત્ર પહેલકદમી દાખવવાની હાકલ કરવી જોઈએ, અને એ થોડા દિવસોની અંદર, એક જ ઝપાટે, થઈ શકે એમ છે તથા કરવું જોઈએ — સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો એ જ ખાંડના રાજાઓ જોડે "સહયોગ"ની, આર્થિક જીવનના નિયમનની બાબતમાં સરકારની "સાવ નિષ્ક્રિયતા" અમીરો જોડેના જે સહયોગને પગલે પગલે તદ્દન અનિવાર્ય રીતે આવે છે અને જેનું પરિણામ છે એ જ સહયોગની, યોજનાઓ વડે લોકોનાં મનમાં ધુમ્મસ ન ભરી દે તો.*

---

*આ લીટીઓ લખાઈ ગઈ હતી ત્યારે મને અખબારોમાંથી ખબર પડી કે કેરેન્સ્કી સરકાર ખાંડની ઇજારદારી દાખલ કરી રહી છે, અને બેશક પ્રત્યાઘાતી-નોકરશાહી રીતે દાખલ કરી રહી છે, કામદારો તથા બીજા કર્મચારીઓની કૉંગ્રેસો વગર, જાહેરાત વગર, અને મૂડીદારોની ઉપર અંકુશ લગાવ્યા વગર કરી રહી છે!

તેલના વેપારની વાત લઈએ. મૂડીવાદના અગાઉના વિકાસથી તેનું ભારે મોટા પ્રમાણમાં "સમાજીકરણ" થઈ ગયું હતું. જે "વેપાર" **ક્યારનો** વસ્તુગત, ટેકનિકલ, તથા સામાજિક રીતે રાષ્ટ્રીય પાયા પર સંગઠિત થઈ ગયેલો છે, અને જેનું સંચાલન સેંકડો તથા હજારો કર્મચારીઓ, ઈજનેરો, વગેરે **ક્યારના** કરી રહ્યા છે, તેમાંથી તેલના રાજાઓની ફક્ત એક જોડી કુપનો કાપીને કલ્પનાતીત નફાઓ હાંસલ કરે છે અને લાખો તથા કરોડો રૂબલની દોલતમાં આળોટે છે. તેલ ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ ક્રાંતિકારી-લોકશાહીવાદી રાજ્ય **તત્કાળ** કરી શકે અને તેણે અચૂક કરવું જ જોઈએ, ખાસ કરીને તો જ્યારે એવું રાજ્ય કપરી કટોકટીમાં સપડાઈ ગયેલું હોય અને ગમે તે ભોગે ઈંધણનું ઉત્પાદન વધારવા માટે રાષ્ટ્રીય શ્રમની કરકસર આવશ્યક બની ગઈ હોય ત્યારે. વાત સાફ છે કે આ સંબંધમાં નોકરશાહી નિયંત્રણ કશું જ સિદ્ધ ન કરી શકે, કશું જ પલટાવી ન શકે, કારણ કે "તેલના રાજાઓ" જેટલી સહેલાઈથી ઝારશાહીના પ્રધાનોને પહોંચી વળતા હતા એટલી જ સહેલાઈથી તેરેશ્ચેન્કો, કેરેન્સ્કી, આવ્ક્સેન્ત્યેવ, તથા સ્કોબેલેવ જેવા માણસોને પણ પહોંચી વળી શકે એમ છે—અર્થાત્ ઢીલ કરીને, બહાનાં કાઢીને તથા વચનો આપીને, તેમ જ મૂડીવાદી અખબારોને પ્રત્યક્ષ અથવા પરોક્ષ લાંચ આપીને (તેને "લોકમત" કહેવામાં આવે છે અને કેરેન્સ્કીઓ તથા આવ્ક્સેન્ત્યેવો તેને "લક્ષમાં લે છે") તથા અમલદારોને (અકબંધ રાખવામાં આવેલા પુરાણા રાજ્યતંત્રમાં કેરેન્સ્કીઓ તથા આવ્ક્સેન્ત્યેવોએ અમલદારોને તેમનાં પુરાણાં પદો પર કાયમ રહેવા દીધા છે તેમને) લાંચ આપીને.

કશું વાસ્તવિક કરવું હોય તો નોકરશાહીને તજી દઈને લોકશાહી અપનાવી લેવી જોઈએ, અને તે પણ ખરેખરી ક્રાંતિકારી રીતે અપનાવી લેવી જોઈએ, એટલે કે તેલના રાજાઓ તથા શૅરહોલ્ડરોની સામે જંગ જાહેર કરી દેવો જોઈએ અને તેલના વેપારના રાષ્ટ્રીયકરણમાં ઢીલ પાડવાના, આવકો તથા હિસાબ છુપાવવાના, ઉત્પાદનને ખરાબે ચડાવી દેવાના, તથા ઉત્પાદન વધારવાનાં પગલાં ન લેવાના ગુના બદલ મિલકતની જપ્તિની તેમ જ કેદની સજા જાહેર કરવી જોઈએ. કામદારો તથા બીજા કર્મચારીઓની પહેલકદમીનો ઉપયોગ કરવો જોઈએ, **તેમને** તત્કાળ સંમેલનો તથા કૉંગ્રેસોમાં એકત્રિત કરવા જોઈએ, નફાનો હિસ્સો એવી શરતે **તેમને** ફાળવવો જોઈએ કે તેઓ સર્વાંગી નિયંત્રણ સ્થાપે અને ઉત્પાદન વધારે. એવાં ક્રાંતિકારી-લોકશાહીવાદી કદમો એકદમ, તત્કાળ, ૧૯૧૭ના એપ્રિલમાં, ઉઠાવવામાં આવ્યાં હોત તો દુનિયામાં પ્રવાહી ઈંધણના ભંડારોની બાબતમાં સૌથી સમૃદ્ધ દેશોમાંનો એક રશિયા દેશ જળમાર્ગોનો

ઉપયોગ કરીને આ ઉનાળા દરમિયાન લોકોને ઈંધણના જરૂરી જથ્થા પૂરા પાડવાની દિશામાં ઘણુંબધું કરી શક્યો હોત.

મૂડીવાદી સરકારે કે સમાજવાદી-ક્રાંતિકારી-મેન્શેવિક-કેડેટ મિશ્ર સરકારે બિલકુલ કંઈ જ કર્યું નથી. બેઉ સરકારો સુધારાઓની નોકરશાહી રમત પૂરતી જ સીમિત રહી છે. તેમણે એક પણ ક્રાંતિકારી-લોકશાહીવાદી કદમ ઉઠાવવાની હિંમત કરી નથી. બધું ઝારશાહીવાદી જમાનામાં હતું એમ જ ચાલુ રહ્યું છે— તેલના રાજાઓ, સ્થગિતતા, કામદારો તથા બીજા કર્મચારીઓની તેમના શોષકો પ્રત્યેની નફરત, તેના પરિણામે અંધેર અને રાષ્ટ્રીય શ્રમની બરબાદી— "પ્રજાસત્તાકપંથી" કાર્યાલયોમાં આવતા અને તેમાંથી બહાર જતા કાગળોને **મથાળે છપાયેલા અક્ષરો** જ માત્ર બદલાયા છે!

કોલસા ઉદ્યોગને લઈએ. તે રાષ્ટ્રીયકરણ માટે ટેકનિકલ તથા સામાજિક રીતે જરાય ઓછો "પરિપક્વ" નથી, અને જનતાને લૂંટનારાઓ, કોલસાના રાજાઓ, તરફથી ચલાવવામાં આવતા તેના વહીવટમાં બેશરમી જરાય ઓછી નથી, વળી ઉદ્યોગપતિઓ તરફથી ઉત્પાદનમાં સીધી ભાંગફોડની, ઉત્પાદનને સીધા **નુકસાનની** તથા બંધ કરી દેવાની, સંખ્યાબંધ અત્યંત સચોટ **હકીકતો** મોજૂદ છે. મેન્શેવિકોના સરકારતરફી 'રાબોચાયા ગાઝેતા'માં પણ એ હકીકતોને માન્ય કરવામાં આવી છે. અને આપણને શું જોવા મળે છે? "અરધા અરધા આધારે"—કામદારોની અને કોલસા સિંડિકેટના ડાકુઓની સમાન સંખ્યાના આધારે—પુરાણી ઢબની પ્રત્યાઘાતી-નોકરશાહી મિટિંગો ભરવા સિવાય બીજું કંઈ બિલકુલ નથી કરવામાં આવ્યું! એક પણ ક્રાંતિકારી-લોકશાહીવાદી કદમ નથી ઉઠાવવામાં આવ્યું, વાસ્તવિક ગણાય એવું એકમાત્ર નિયંત્રણ—**નીચેથી,** કર્મચારીઓના યુનિયન મારફત, કામદારો મારફત, દેશને તારાજ કરી રહેલા અને ઉત્પાદન થંભાવી રહેલા કોલસા ઉદ્યોગપતિઓની સામે ત્રાસના ઉપયોગ મારફત નિયંત્રણ—સ્થાપવાના પ્રયાસનો અણસારો સરખોયે નજરે નથી પડતો! આપણે "સૌ" "મિશ્ર સરકાર"ની—કેડેટોની જોડે નહિ તો વાણિજ્યિક તથા ઔદ્યોગિક વર્તુળોની જોડે—તરફેણમાં હોઈએ ત્યારે એ કાર્ય કેવી રીતે થઈ શકે? અને મિશ્ર સરકારનો અર્થ છે સત્તા મૂડીદારોના હાથમાં રહેવા દેવાનો, તેમને સજા વગર છૂટા રહેવા દેવાનો, તેમને કામકાજ અવરોધવા દેવાનો, તેમને દોષનો ટોપલો કામદારોની ઉપર ઢોળવા દેવાનો, તેમને અંધાધૂંધી વધારવા દેવાનો અને **એ રીતે** નવા કોર્નીલોવ બંડ માટે માર્ગ મોકળો કરવા દેવાનો!

## વાણિજ્ય કારોબારની ગુપ્તતાની નાબૂદી

વાણિજ્ય કારોબારની ગુપ્તતાને નાબૂદ નહિ કરી નાખવામાં આવે ત્યાં સુધી ઉત્પાદન તથા વહેંચણીની ઉપર નિયંત્રણ પોકળ વચન જ રહેશે — જેની જરૂર કેડેટોને એટલા માટે જ છે કે તેઓ સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોને બેવકૂફ બનાવી શકે, અને સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોને એટલા માટે જ છે કે તેઓ કામદાર વર્ગોને બેવકૂફ બનાવી શકે — અથવા નિયંત્રણને માત્ર પ્રત્યાઘાતી-નોકરશાહી રીતો તથા સાધનો વડે જ અમલમાં મૂકી શકાશે. પૂર્વગ્રહો વગરના દરેક માણસને આ વાત સાફ સમજાતી હોવા છતાં, અને વાણિજ્ય કારોબારની ગુપ્તતાને નાબૂદ કરવાની માંગ 'પ્રાવદા' સતત ઉઠાવતું રહ્યું હોવા છતાં (અને મૂડીની તાબેદાર કેરેન્સ્કી સરકારે તેને મોટે ભાગે એ જ કારણસર દબાવી દીધું હોવા છતાં), આપણી પ્રજાસત્તાક સરકારે કે "ક્રાંતિકારી લોકશાહીનાં અધિકૃત સંઘટનોએ" વાસ્તવિક નિયંત્રણની દિશાના આ **પહેલા કદમ** વિશે વિચાર પણ કર્યો નથી.

સમગ્ર નિયંત્રણની ચાવી જ એ કદમમાં છે. જનતાને લૂંટતી અને ઉત્પાદનને ખરાબે ચડાવી દેતી મૂડીનું અત્યંત નાજુક બિંદુ આપણને અહીંયાં જોવા મળે છે. અને ચોક્કસ એ જ કારણે સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો એ સંબંધમાં કશુંયે કરતાં ગભરાય છે.

મૂડીદારોની હંમેશની દલીલ, અને નિમ્ન-મૂડીવાદીઓ જેને કશો વિચાર કર્યા વગર દોહરાવતા રહે છે એ દલીલ, એવી છે કે મૂડીવાદી અર્થતંત્રમાં વાણિજ્ય કારોબારની ગુપ્તતાને નાબૂદ કરવાનું સામાન્ય રીતે સાવ અશક્ય હોય છે કારણ કે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી અને અલગ અલગ પેઢીઓનું બજાર ઉપરનું અવલંબન વાણિજ્યના ચોપડાઓની અને બેશક બૅંકિંગ કામગીરીઓ સમેત વાણિજ્યિક કામગીરીઓની "પુનિત ગુપ્તતા" આવશ્યક બનાવી દે છે.

એક અથવા બીજા રૂપમાં આ દલીલને અથવા આવી બીજી દલીલોને દોહરાવનારા માણસો આધુનિક આર્થિક પ્રવૃત્તિની ખૂબ જ મહત્ત્વ ધરાવતી તથા સામાન્ય રીતે જાણીતી બે મૂળભૂત હકીકતોના સંબંધમાં પોતાની આંખો મીચી દઈને ખુદ તો કપટના ભોગ બની જાય છે પરંતુ પાછા પોતેય જનતાની જોડે કપટ કરે છે. પહેલી હકીકત છે મોટા પાયાના મૂડીવાદના અસ્તિત્વની, અર્થાત્ બૅંકો, સિંડિકેટો, મોટાં કારખાનાં, વગેરેની આર્થિક પદ્ધતિનાં વિશિષ્ટ લક્ષણોની. બીજી હકીકત છે યુદ્ધની.

આધુનિક મોટા પાયાનો મૂડીવાદ દરેક ઠેકાણે ઈજારદારી મૂડીવાદ બની રહ્યો છે જે વાણિજ્ય કારોબારની ગુપ્તતાના વાજબીપણાની દરેકે દરેક છાયા સુદ્ધાંને ખતમ કરી નાખે છે, તેને દંભમાં તેમ જ મોટી મૂડીની નાણાકીય ઠગબાજી તથા કલ્પનાતીત જબ્બર નફાઓને છુપાવવાની એકમાત્ર કામગીરીના સાધનમાં પલટાવી નાખે છે. મોટા પાયાનું મૂડીવાદી અર્થકારણ તેના ટેકનિકલ સ્વરૂપને જ કારણે સમાજીકૃત અર્થકારણ હોય છે; એટલે કે તે કરોડો લોકો માટે ચાલતું હોય છે, તેમ જ પોતાની કામગીરીઓ વડે પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે સેંકડો, હજારો, તથા લાખો કુટુંબોને સાંકળી લેતું હોય છે. તે કંઈ નાના કસબી કે મધ્યમ કિસાનના અર્થકારણ જેવું નથી હોતું—નાનો કસબી કે મધ્યમ કિસાન તો વેપારી ચોપડા રાખતો જ ન હોય એટલે વાણિજ્ય કારોબારની ગુપ્તતાની નાબૂદીથી તેની ઉપર કશી અસર ન જ પડે!

પરિસ્થિતિ એવી છે કે મોટા પાયાના વેપારમાં થતી કામગીરીઓ સેંકડો અથવા એથીયે વધારે માણસોની જાણમાં હોય છે. વાણિજ્ય કારોબારની ગુપ્તતાનું રક્ષણ કરતો કાનૂન એ ક્ષેત્રમાં ઉત્પાદન તથા વિનિમયનાં હિતોની સેવા નથી બજાવતો પરંતુ તદ્દન ઉઘાડી સટ્ટાખોરી તથા નફાખોરીનાં તેમ જ સીધી ઠગબાજીનાં હિતોની સેવા બજાવે છે. આપણે જાણીએ છીએ કે સીધી ઠગબાજી જૉઇન્ટ સ્ટોક કંપનીઓમાં વિશેષ રૂપે વ્યાપક છે અને જનતાને છેતરવાના આશયે ઘડી કાઢવામાં આવેલા અહેવાલો તથા સરવૈયાં વડે ખૂબ ચતુરાઈથી છુપાવી રાખવામાં આવે છે.

નાના પાયાના વાણિજ્ય ઉત્પાદનમાં, અર્થાત્ નાના કિસાનો તથા કસબીઓની બાબતમાં, વાણિજ્ય કારોબારની ગુપ્તતા અનિવાર્ય હોય છે કારણ કે એ કક્ષાએ ઉત્પાદન જ સમાજીકૃત ન હોઈને વેરવિખેર તથા વિભકત હોય છે. પરંતુ મોટા પાયાના મૂડીવાદી ઉત્પાદનમાં વાણિજ્ય કારોબારની ગુપ્તતાના રક્ષણનો અર્થ છે સમગ્ર જનતાનાં હિતોની **વિરુદ્ધ** શાબ્દિક અર્થમાં ગણતર માણસોના વિશેષાધિકારો તથા નફાઓનું રક્ષણ. આ બાબત કાનૂનમાં એટલા પૂરતી માન્ય થઈ ચૂકી છે કે જૉઇન્ટ સ્ટોક કંપનીઓના હિસાબોના પ્રકાશનની જોગવાઈ કરવામાં આવી છે. પરંતુ સઘળા ઉન્નત દેશોમાં તેમ જ રશિયામાં દાખલ થઈ ચૂકેલું **એવું** નિયંત્રણ પ્રત્યાઘાતી-નોકરશાહી નિયંત્રણ છે, તે **જનતાની** આંખો નથી ઉઘાડતું અને જૉઇન્ટ સ્ટોક કંપનીઓની કામગીરીઓ વિશે **આખું સત્ય** જાહેર **નથી થવા દેતું**.

ક્રાંતિકારી-લોકશાહીવાદી રીતે કદમ ઉઠાવવા માટે જરૂરી છે કે તત્કાળ નવો

કાનૂન અપનાવીને વાણિજ્ય કારોબારની ગુપ્તતાને નાબૂદ કરી નાખવામાં આવે, મોટી પેઢીઓને તેમ જ અમીરોને પૂરા હિસાબ પ્રગટ કરવાની ફરજ પાડવામાં આવે, અને સારી એવી લોકશાહીવાદી સંખ્યા શકિત ધરાવતા દરેક નાગરિક જૂથને (સમજો કે ૧૦૦૦ અથવા ૧૦૦૦૦ મતદારોના) કોઈ પણ મોટી પેઢીના **તમામ** ચોપડાઓનું પરીક્ષણ કરવાનો અધિકાર આપવામાં આવે. એવા પગલાને સાદી ડિક્રી વડે પૂર્ણ રૂપે તથા સહેલાઈથી અમલમાં મૂકી શકાય. **કેવળ** એવું પગલું જ નિયંત્રણમાં ઑફિસ કર્મચારીઓનાં યુનિયનો, કામદારોનાં યુનિયનો, તથા સઘળી રાજકીય પાર્ટીઓ મારફત **પ્રજાકીય** પહેલકદમીને પૂરી મોકળાશ આપશે; અને કેવળ એવું પગલું જ નિયંત્રણને અસરકારક તથા લોકશાહીવાદી બનાવશે.

હવે યુદ્ધની બાબત લઈએ. ભારે મોટા ભાગની વેપારી તથા ઔદ્યોગિક પેઢીઓ હાલ "મુકત બજાર" માટે નહિ પરંતુ **સરકાર માટે**, યુદ્ધ માટે, કામ કરી રહી છે. એટલે હું 'પ્રાવદા'માં જણાવી ચૂક્યો છું કે અમારા ધોરણનું ખંડન સમાજવાદ દાખલ ન થઈ શકવાની દલીલ વડે કરનારા માણસો લબાડો છે, અને પાછા બેશરમ લબાડો છે, કારણ કે સવાલ સમાજવાદ અત્યારે, સીધો, રાતભરમાં દાખલ કરી દેવાનો નથી પરંતુ **રાજ્યને લૂંટવાનાં કરતૂતો**[26] **ઉઘાડાં પાડવાનો છે.**

મૂડીવાદી "યુદ્ધ" અર્થતંત્ર (અર્થાત્ યુદ્ધને લગતા ઠેકાઓ જોડે પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે સંકળાયેલું અર્થતંત્ર) તો રીતસર તથા કાયદેસર ચલાવવામાં આવતી **લૂંટ** જ છે, અને વાણિજ્ય કારોબારની ગુપ્તતાની નાબૂદીનો વિરોધ મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓની જોડે મળીને કરનારા કેડેટ સજ્જનો **લૂંટમાં મદદ તથા ઢાંકપિછોડા** સિવાય બીજું કશું જ નથી કરતા.

હાલ રશિયાનું યુદ્ધ સંબંધી ખર્ચ **રોજના** પચાસ મિલિયન રૂબલનું છે. એ પચાસ મિલિયન રૂબલ મોટે ભાગે તો લશ્કરી ઠેકેદારોના હાથમાં જાય છે. પચાસ મિલિયનમાંથી **રોજના** ઓછામાં ઓછા પાંચ મિલિયન, અને ઘણું કરીને દસ મિલિયન કે એથી વધારે, મૂડીદારોની તેમ જ એક યા બીજી રીતે તેમના મળતિયા અમલદારોની "પ્રમાણિક આવક" બની રહે છે. યુદ્ધને લગતા ઠેકાઓ માટે નાણાં ધીરતી બહુ મોટી પેઢીઓ તથા બૅંકો તેમાંથી જબ્બર નફા હાંસલ કરે છે, અને રાજ્યને લૂંટીને જ હાંસલ કરે છે, કારણ કે યુદ્ધની હાડમારીઓના "સંજોગોમાં", હજારો અને લાખો ઈન્સાનોના મોતના "સંજોગોમાં", જનતાને ધૂતવાનાં તથા લૂંટવાનાં કરતૂતોનું વર્ણન બીજી કોઈ રીતે ન જ થઈ શકે.

યુદ્ધને લગતા ઠેકાઓમાંથી કરવામાં આવતા એવા જંગી નફાઓ વિશે, બૅંકો તરફથી ગુપ્ત રાખવામાં આવતા "ગૅરંટી પત્રો" વિશે, વધતા જતા જીવનખર્ચથી કોને લાભ થાય છે તેને વિશે, "સૌ" જાણે છે. એ બાબત વિશે "સમાજ"માં મુખડાં મલકાવવામાં આવે છે. "અણગમતી" હકીકતો વિશે ચુપ રહેવાનું અને "અટપટા" સવાલોને ટાળવાનું વલણ સામાન્ય રીતે અપનાવતાં મૂડીવાદી અખબારોમાં **પણ** તેને વિશે કેટલાય ચોક્કસ ઉલ્લેખો કરવામાં આવ્યા છે. સૌ તેને વિશે જાણે છે, પણ સૌ તેને વિશે ચુપકી સેવે છે, સૌ તેને સાંખી લે છે, "નિયંત્રણ" તથા "નિયમન" વિશે છટાદાર લવારા કરતી રહેતી સરકારને સૌ ચલાવી લે છે!!

ક્રાંતિકારી લોકશાહીવાદીઓ ખરેખરા ક્રાંતિકારીઓ તથા લોકશાહીવાદીઓ હોય તો તત્કાળ કાનૂન અપનાવીને વાણિજ્ય કારોબારની ગુપ્તતાને નાબૂદ કરી નાખે, ઠેકેદારો તથા વેપારીઓને હિસાબકિતાબ જાહેર કરી દેવાની ફરજ પાડે, તેમને સત્તાધારીઓની પરવાનગી વગર પોતાની પ્રવૃત્તિનું ક્ષેત્ર તજી દેવાની મનાઈ ફરમાવી દે, છુપામણી તથા જનતા જોડે કપટના ગુના બદલ મિલકત જપ્ત કરી લેવાની તથા ગોળીએ વીંધી નાખવાની* સજા નક્કી કરે, અને ખુદ જનતા મારફત, કામદારો તથા બીજા કર્મચારીઓ તેમ જ ઉપભોકતાઓ વગેરેનાં યુનિયનો મારફત, **નીચેથી**, લોકશાહીવાદી રીતે, ચકાસણી તથા નિયંત્રણની સંઘટના કરે.

આપણા સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોને તો બરાબર છાજતી રીતે બેબાકળા લોકશાહીવાદીઓ ગણાવવા જોઈએ કારણ કે આ સવાલ અંગે તેઓ તમામ બેબાકળા કૂપમંડૂકોની જ વાતો દોહરાવતા રહે છે, તેઓ કહેતા રહે છે કે "વધારે પડતાં કડક" પગલાં અપનાવવામાં આવશે તો મૂડીદારો "ભાગી જશે", "આપણે" મૂડીદારો વગર કંઈ કરી નહિ શકીએ, આપણને બેશક "ટેકો" આપી રહેલા ફ્રેંચ તથા બ્રિટિશ લાખોપતિઓ પણ ઘણું કરીને

---

*હું બોલ્શેવિક અખબારોમાં જણાવી ચૂક્યો છું કે મોતની સજા વિરુદ્ધ દલીલ કરવાનું તો ત્યારે જ ઉચિત ગણાય કે જ્યારે શોષકો તરફથી શોષણ ચાલુ રાખવાના આશયે મહેનતકશ લોકોના **સમુદાયોની** સામે એવી સજાનો ઉપયોગ કરવામાં આવતો હોય.[27] એવો સંભવ બહુ ઓછો છે કે ગમે તેવી કોઈ પણ ક્રાંતિકારી સરકારનું કામ **શોષકોની** (એટલે કે જમીનદારો તથા મૂડીદારોની) સામે મોતની સજાનો ઉપયોગ કર્યા વગર ચાલી શકે.

"દુભાઈ જશે," વગેરે. એવો ખ્યાલ પેદા થાય કે જાણે બોલ્શેવિકો કશુંક ઈતિહાસમાં સાવ અજાણ્યું, કશુંક અગાઉ કદી ન અજમાવવામાં આવેલું, કશુંક "તરંગી", સૂચવી રહ્યા હોય. પરંતુ હકીકત એવી છે કે સવા સો વરસ પહેલાં પણ ફ્રાંસમાં જે લોકો ખરેખરા "ક્રાંતિકારી લોકશાહીવાદીઓ" હતા, પોતાની લડતના ઈનસાફી તથા રક્ષણાત્મક સ્વરૂપની પ્રતીતિ સાચેસાચ ધરાવતા હતા, વાસ્તવમાં પ્રજાકીય ટેકો ધરાવતા હતા અને એ બાબતની પ્રતીતિ ખરા દિલે ધરાવતા હતા, તેઓ અમીરોની ઉપર **ક્રાંતિકારી** નિયંત્રણ સ્થાપી શક્યા હતા અને તેમને આખી દુનિયાની પ્રશંસા અપાવનારાં પરિણામો સાધી શક્યા હતા. ત્યાર બાદ વીતેલા સવા સૈકા દરમિયાન બેંકો, સિંડિકેટો, રેલવે, વગેરેના સર્જનમાં પરિણમેલા મૂડીવાદના વિકાસથી શોષકોની ઉપર, જમીનદારો તથા મૂડીદારોની ઉપર, ખરેખરા લોકશાહીવાદી નિયંત્રણનાં પગલાં અપનાવવાનું કામ ખૂબ જ સહેલું તથા સાદું બની ગયું છે.

હકીકતમાં નિયંત્રણના આખા સવાલનું સારતત્ત્વ એવું છે કે કોણ કોની ઉપર નિયંત્રણ સ્થાપે છે, અર્થાત્ નિયંત્રણ કયા વર્ગને હસ્તક છે અને કોની ઉપર થઈ રહ્યું છે. આપણા દેશમાં, પ્રજાસત્તાક રશિયામાં, ધારી લેવામાં આવેલી ક્રાંતિકારી લોકશાહીનાં "અધિકૃત સંઘટનો"ની મદદ વડે, જમીનદારો તથા મૂડીદારોને જ નિયંત્રણ કરનારાઓ તરીકેની માન્યતા આપવામાં આવે છે અને હજુ તેઓ જ નિયંત્રણ કરી રહ્યા છે. તેનું અનિવાર્ય પરિણામ છે—લોકોમાં સાર્વત્રિક રોષ જગાવતી મૂડીવાદી લૂંટફાટ, અને મૂડીદારો તરફથી કૃત્રિમ રીતે ચાલુ રાખવામાં આવતી આર્થિક અંધાધૂંધી. આપણે પુરાતન જોડેના સંબંધો તોડી નાખવામાં જરાય બીક રાખ્યા વગર, નૂતનનું નિર્માણ કરવામાં જરાય બીક રાખ્યા વગર, મક્કમપણે તથા અફર રીતે, કામદારો તથા કિસાનો **તરફથી** જમીનદારો તથા મૂડીદારોની **ઉપર** નિયંત્રણના તબક્કામાં પહોંચી જવું જોઈએ. અને આપણા સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોને બરાબર આ જ વાતની બીક મરકી કરતાંયે વધારે લાગે છે.

## ફરજિયાત જોડાણ

ઉદ્યોગપતિઓના સંઘોની ફરજિયાત સ્થાપના, તેમનું મંડળોમાં જોડાણ, દાખલા તરીકે જર્મનીમાં અમલમાં છે જ. અને તેમાં કશી નવી વાત પણ નથી. આ સંબંધમાં પણ આપણને સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોના દોષને

લીધે પ્રજાસત્તાક રશિયામાં—જેનું "મનોરંજન" ઝાઝી આબરૂ વગરની એ પાર્ટીઓ કેડેટોની જોડે, અથવા બૂબ્લિકોવોની જોડે, અથવા તેરેશ્ચેન્કો તથા કેરેન્સ્કીની જોડે નાચીને કરી રહી છે—તદ્દન સ્થગિતતા જોવા મળે છે.

સંઘોની ફરજિયાત સ્થાપના એક તરફ તો એવું સાધન બની રહે છે કે જેની મારફત રાજ્ય જાણે મૂડીવાદી વિકાસને પ્રવેગ આપે છે, અને તેના પરિણામે દરેક ઠેકાણે વર્ગસંઘર્ષનું સંગઠન થાય છે તથા સંઘોતી સંખ્યા, વિવિધતા, તેમ જ મહત્ત્વમાં વધારો થાય છે. બીજી તરફ, ફરજિયાત "સંઘીકરણ" કોઈ પણ જાતના અસરકારક નિયંત્રણની તેમ જ રાષ્ટ્રીય શ્રમની પૂરી કરકસરની અનિવાર્ય પૂર્વશરત છે.

દાખલા તરીકે, જર્મન કાનૂન મુજબ અમુક વિસ્તારના અથવા આખા દેશના ચામડા કારખાનદારોને પોતાનું મંડળ સ્થાપવું જ પડે છે, અને તેની કાર્યવાહક સમિતિમાં રાજ્યનો પ્રતિનિધિ નિયંત્રણ માટે સામેલ હોય છે. એવા પ્રકારનો કાનૂન મિલકત સંબંધોની ઉપર કોઈ જાતની અસર સીધી રીતે, એટલે કે કાનૂન તરીકે, નથી પાડતો. તે કોઈ પણ માલિકનો એક કોપેક પણ છીનવી નથી લેતો અને અગાઉથી નિર્ધારિત નથી કરતો કે નિયંત્રણને કેવી રીતે—પ્રત્યાઘાતી-નોકરશાહી રીતે યા ક્રાંતિકારી-લોકશાહીવાદી રૂપ, દિશા, અથવા ભાવના અપનાવીને—અમલમાં મૂકવામાં આવે.

એવા કાનૂનો આપણા દેશમાં કીમતી સમયનું એક પણ અઠવાડિયું વેડફી નાખ્યા વગર તત્કાળ અપનાવી લેવા જોઈએ. કાનૂનના અમલનાં વધારે ચોક્કસ રૂપો, તેના અમલનો વેગ, તેના અમલ ઉપર દેખરેખ રાખવાની રીતો, વગેરે નિર્ધારિત કરવાની બાબત **ખુદ સામાજિક સંજોગોની ઉપર જ** છોડી દેવી જોઈએ. એ રીતે, એવા કાનૂન અપનાવવા માટે રાજ્યને કોઈ ખાસ તંત્રની, કોઈ ખાસ તપાસ, કે પછી પ્રારંભિક પૂછપરછની જરૂર નહિ પડે. તેને માટે તો એટલું જ જરૂરી છે કે એવી દખલગીરીથી "ટેવાયેલા ન હોય" અને વહીવટની પુરાણી રીતો તથા નિયંત્રણની ગેરહાજરીને કારણે સુનિશ્ચિત બની રહેતા અતિ-નફાઓ તજી દેવા બિલકુલ તૈયાર ન હોય એવા મૂડીદારોના ચોક્કસ ખાનગી સ્વાર્થોના ખાતમાનો નિર્ધાર કરી લેવામાં આવે.

એવો કાનૂન અપનાવવા **માટે** કોઈ ક્રિયાતંત્રની જરૂર નથી અને કોઈ "આંકડાઓની" (ચેર્નોવ જેને કિસાનોની ક્રાંતિકારી પહેલકદમીના સ્થાને મૂકી દેવા માગતો હતો) જરૂર નથી કારણ કે તેના અમલની બાબતને ખુદ કારખાનદારો કે ઉદ્યોગપતિઓની, **મોજૂદ** પ્રજાકીય પરિબળોની, ફરજ બનાવી દેવી જોઈએ,

વળી તેનો અમલ મોજૂદ પ્રજાકીય (એટલે કે બિનસરકારી, બિનનોકરશાહી) પરિબળોના નિયંત્રણ હેઠળ જ થવો જોઈએ, અને એ પરિબળો "નીચલા દરજ્જાઓ" તરીકે ઓળખાતા માણસોનાં, અર્થાત્ પીડિત તથા શોષિત વર્ગોનાં, બનેલાં હોવાં જોઈએ; ઇતિહાસમાં એ વર્ગો પરાક્રમ, કુરબાની, તથા સાથીભાવી શિસ્તના ગુણોની બાબતમાં હંમેશાં શોષકોથી બેહદ **ચડિયાતા** સાબિત થયા છે.

ધારો કે આપણે ખરેખરી ક્રાંતિકારી-લોકશાહીવાદી સરકાર ધરાવીએ છીએ અને તે નિર્ણય અપનાવીને ઉત્પાદનની દરેક શાખામાં સમજો કે ઓછામાં ઓછા બે કામદારોને કામે રાખનારા કારખાનદારો તથા ઉદ્યોગપતિઓ માટે તત્કાળ જિલ્લા તથા પ્રાંતીય મંડળો સ્થાપી દેવાનું આવશ્યક બનાવે છે. કાનૂનના કડક પાલનની જવાબદારી સૌથી પહેલી કારખાનદારો, ડાયરેક્ટરો, સંચાલક મંડળના સભ્યો, અને મોટા શૅરહોલ્ડરોની (કારણ કે આધુનિક ઉદ્યોગના ખરા આગેવાનો, ખરા માલિકો, તેઓ જ હોય છે) ઉપર મુકાવી જોઈએ. તેઓ કાનૂનના તાત્કાલિક અમલની કામગીરી ન બજાવે તો તેમને લશ્કરી સેવાના ભાગેડુઓ જેવા ગણવામાં આવે અને એવા આધારે જ સજા ફટકારવામાં આવે, તેઓ પરસ્પર જવાબદારી ઉઠાવે, તેઓ પોતાની તમામ મિલકત હોડમાં મૂકીને સૌને માટે એક અને એકને માટે સૌ જવાબદાર બની રહે. જવાબદારી ત્યાર પછી સઘળા ઑફિસ કર્મચારીઓ ઉપર—તેઓ પણ **એક** યુનિયનની સ્થાપના કરે—અને કામદારો તથા તેમના યુનિયન ઉપર મુકાવી જોઈએ. "સંઘીકરણ"નો હેતુ પૂરેપૂરો, પાકેપાકો, તથા વધારેમાં વધારે વિગતવાર હિસાબ દાખલ કરવાનો છે, પરંતુ મુખ્યત્વે તો કાચા માલની ખરીદીમાં, નીપજોના વેચાણમાં, અને રાષ્ટ્રીય નાણાભંડોળો તથા શકિતઓની **કરકસરમાં કામગીરીઓનો સમન્વય સાધવાનો** છે. અર્થકારણનું વિજ્ઞાન આપણને શીખવે છે તે મુજબ અને સિંડિકેટો, કાર્ટેલો, તથા ટ્રસ્ટોનું ઉદાહરણ આપણને બતાવે છે તે મુજબ, અલગ અલગ પેઢીઓનું જોડાણ એક જ સિંડિકેટમાં કરી લેવામાં આવે ત્યારે એવી કરકસર વિરાટ પ્રમાણો ધારણ કરી લે છે. અને એ વાત દોહરાવવી જ જોઈએ કે સંઘીકરણથી મિલકત સંબંધોમાં જરાક સરખોયે ફેરફાર નહિ જ થાય અને કોઈ પણ માલિકને એક કોપેક પણ ગુમાવવો નહિ પડે. આ બાબત ખૂબ જ ભારપૂર્વક જાહેર કરવી જોઈએ કારણ કે મૂડીવાદી અખબારો નાના તથા મધ્યમ માલિકોને એમ જણાવીને સતત "ડરાવતાં" રહે છે કે સામાન્ય રીતે સમાજવાદીઓ અને ખાસ કરીને બોલ્શેવિકો તેમનું "માલિકીહરણ" કરી લેવા માગે છે—એવું કથન જાણીજોઈને ફેલાવવામાં આવતું જૂઠાણું છે કારણ કે સમાજવાદીઓ **પૂર્ણ રૂપની સમાજવાદી**

**ક્રાંતિ થાય તોપણ** નાના કિસાનોનું માલિકીહરણ કરવા માગતા નથી, કરી શકે નહિ, અને કરશે નહિ. અમે બધો વખત **માત્ર** તાત્કાલિક તથા તાકીદનાં પગલાંની જ વાત કરી રહ્યા છીએ, એવાં પગલાં પશ્ચિમ યુરોપમાં અમલી બની ચૂકેલાં છે, અને જરાયે સુસંગત હોય એવી લોકશાહી તરફથી, આપણા દેશમાં તોળાઈ રહેલી અને અનિવાર્ય આફતનો સામનો કરવા માટે, તત્કાળ અમલમાં મુકાવાં જ જોઈએ.

નાના અને બહુ જ નાના માલિકોનું જોડાણ મંડળોમાં કરવાના કાર્યમાં, તેમના ઉદ્યોગધંધાઓના અત્યંત નાનાં પ્રમાણો તથા ટેકનિકલ પ્રારંભિક દશાને લીધે તેમ જ માલિકોમાં પ્રવર્તિત નિરક્ષરતા તથા કેળવણીના અભાવને લીધે, ગંભીર ટેકનિકલ તેમ જ સાંસ્કૃતિક મુશ્કેલીઓનો સામનો કરવો પડશે. પરંતુ ચોક્કસ રૂપે એવા ઉદ્યોગધંધાઓને જ કાનૂનના અમલમાંથી બકાત રાખી શકાય (અમે ઉપર ટાંકેલા અનુમાનિત ઉદાહરણમાં નિર્દેશ કરવામાં આવ્યો છે તે મુજબ). તેમના વિલંબિત જોડાણની વાત તો રહેવા દઈએ પરંતુ તેમના બિનજોડાણથીયે કશો ગંભીર અવરોધ ઊભો નહિ થાય કારણ કે કુલ ઉત્પાદનમાં નાના ઉદ્યોગધંધાઓની વિશાળ સંખ્યાની ભૂમિકા અને સમગ્ર અર્થતંત્રમાં તેમનું મહત્ત્વ **નજીવાં** છે, અને વધુમાં તેઓ ઘણી વાર એક યા બીજી રીતે મોટા ઉદ્યોગધંધાઓ પર અવલંબિત હોય છે.

માત્ર મોટા ઉદ્યોગધંધાઓ જ નિર્ણાયક મહત્ત્વ ધરાવે છે, અને એ સંબંધમાં "સંઘીકરણ"નાં ટેકનિકલ તથા સાંસ્કૃતિક સાધનો તથા પરિબળો **મોજૂદ છે;** ખોટ તો એવી **ક્રાંતિકારી** સરકારની અડગ દૃઢનિશ્ચયી પહેલકદમીની છે કે જે એવાં પરિબળો તથા સાધનોને ગતિમાન કરવા માટે શોષકો તરફ બેરહમીથી આકરું વલણ અપનાવે.

કોઈ પણ દેશ ટેકનિકલ તાલીમ પામેલાં પરિબળોની બાબતમાં અને સામાન્ય રીતે બૌદ્ધિક પરિબળોની બાબતમાં જેટલો વધારે ગરીબ હોય એટલા પ્રમાણમાં **વધારે તાકીદે** તેણે ફરજિયાત સંઘીકરણ બને એટલું જલદી તથા મક્કમપણે જાહેર કરી દેવું જોઈએ, અને એવી ડિક્રીને અમલમાં મૂકતી વેળા વધારે મોટા તથા સૌથી મોટા ઉદ્યોગધંધાઓથી શરૂઆત કરવી જોઈએ, કારણ કે સંઘીકરણથી જ બૌદ્ધિક શકિતઓની **કરકસર,** તેમનો **પૂરો** ઉપયોગ, અને તેમની વધારે ઉચિત વહેંચણી શક્ય બનશે. ૧૯૦૫ પછી ઝારશાહી સરકારના જમાનામાં અંતરિયાળ જિલ્લાઓમાં વસતા રશિયન કિસાનો પણ, સરકાર તરફથી ઊભા કરવામાં આવેલા હજારો અવરોધોનો સામનો કરીને, તરેહવાર મંડળો સ્થાપવાની

6*

દિશામાં ભારે આગેકૂચ કરી શક્યા હતા. એ હકીકત સાફ બતાવી આપે છે કે મોટા—અને મધ્યમ—પાયાના ઉદ્યોગ તથા વેપારનું જોડાણ વહેલું નહિ તો કેટલાક મહિનાઓની અંદર સાધી શકાય એમ છે—એટલી શરતે કે "નીચલા દરજ્જાઓના", ટેકા ઉપર, સામેલગીરી ઉપર, તેમ જ હિત અને ફાયદા ઉપર આધાર રાખતી ખરેખરી ક્રાંતિકારી-લોકશાહીવાદી સરકાર એ દિશામાં બળજબરીનો ઉપયોગ કરે અને એ **નીચલા દરજ્જાઓને** નિયંત્રણ સ્થાપવાની હાકલ કરે.

## વપરાશનું નિયમન

યુદ્ધને લીધે સઘળા યુદ્ધરત દેશોને અને ઘણા તટસ્થ દેશોને વપરાશનું નિયમન કરવું પડયું છે. રોટીનાં રૅશનકાર્ડ શરૂ થઈને હવે તો રોજિંદી જિંદગીનો એક ભાગ બની ગયાં છે. તેના પરિણામે બીજાં રૅશનકાર્ડ શરૂ થયાં છે. રશિયા તેમાં અપવાદ નથી. અહીંયાં પણ રોટીનાં રૅશનકાર્ડ ચાલુ કરવામાં આવ્યાં છે.

આપણે આ બાબતને ઉદાહરણ તરીકે લઈને આફતનો સામનો કરવાની પ્રત્યાઘાતી-નોકરશાહી રીતો અને ક્રાંતિકારી-લોકશાહીવાદી રીતો વચ્ચે કદાચ વધારેમાં વધારે સચોટ સરખામણી કરી શકીએ. પહેલા પ્રકારની રીતો ઓછામાં ઓછા સુધારાઓની હદને ઓળંગતી નથી, પરંતુ બીજા પ્રકારની રીતોનું નામ ખરું ઠરાવવા માટે તેમાં પુરાણી કાલગ્રસ્ત પદ્ધતિ જોડેના સંબંધો ધડાકેભડાકે તોડી નાખવાનું અને બને એટલા વધારે વેગે પ્રગતિ સાધવાનું લક્ષ્ય અપનાવવાનું હોય છે.

રોટીનું રૅશનકાર્ડ—આધુનિક મૂડીવાદી દેશોમાં વપરાશના નિયમનની રીતનું લાક્ષણિક ઉદાહરણ—માત્ર એક જ લક્ષ્ય ધરાવે છે અને (બહુ બહુ તો) સિદ્ધ કરી લે છે. એ લક્ષ્ય છે અનાજના મોજૂદ પુરવઠાની વહેંચણી દરેક માણસને ભાગ મળે એવી રીતે કરવાનું. વપરાશની અધિકતમ મર્યાદા બાંધી દેવામાં આવે છે અને તેમાં ખોરાકની બધી ચીજોને નહિ પરંતુ કેવળ મુખ્ય ચીજોને, "લોક" વપરાશની ચીજોને, આવરી લેવામાં આવે છે. બસ, એટલું જ. એથી વધારે કશું કરવાનો ઇરાદો જ નથી હોતો. અનાજના મોજૂદ પુરવઠાનો હિસાબ નોકરશાહી રીતે ગણવામાં આવે છે, પછી તેનું માથાદીઠ વિભાજન કરવામાં આવે છે, રૅશન નક્કી તથા દાખલ કરવામાં આવે છે, અને વાત ત્યાં પૂરી થઈ જાય છે. વૈભવની ચીજો ઉપર કશી અસર નથી પડતી કારણ કે તેની તો

"ગમે તેમ પણ" અછત જ હોય છે અને તે "ગમે તેમ પણ" બેહદ મોંઘી હોવાથી "લોકો"ની પહોંચમાં નથી હોતી. એટલે એક પણ અપવાદ સિવાય **બધા જ** યુદ્ધરત દેશોમાં, જર્મનીમાં **પણ**—જેને વાંધાની બીક રાખ્યા વગર વપરાશના કાળજીભર્યા, પાંડિત્યભર્યા, તથા કડક નિયમનનો નમૂનો જરૂર ગણાવી શકાય એવા જર્મનીમાં **પણ**—આપણને જોવા મળે છે કે અમીરો પોતાને "રૅશન" **ઉપરાંત** જે જોઈએ તે બધું હંમેશાં મેળવી લેતા હોય છે. આ વાત પણ "સૌ" જાણે છે અને તેને વિશે "સૌ" મોં મલકાવીને વાત કરે છે. જર્મન સેન્સરશિપની ભયંકર લશ્કરી સખતાઈ છતાં જર્મન સમાજવાદી અખબારોમાં અને ક્યારેક ક્યારેક તો મૂડીવાદી અખબારોમાં પણ આપણને અમીરોના ખાનપાનની "વાનગીઓ" સંબંધી ખબરો તથા અહેવાલો વાંચવા મળે છે, અને તેમાં જણાવવામાં આવ્યું હોય છે કે અમુક આરોગ્યધામમાં (જેની પાસે ખૂબ પૈસા હોય એવા બધા માણસો માંદગીનું બહાનું કાઢીને ત્યાં જાય છે) અમીરો સફેદ રોટી પોતાને જોઈએ એટલી કેવી રીતે મેળવી શકે છે, તથા અમીરો પ્રજાકીય વપરાશની ચીજોને બદલે વૈભવની મઝેદાર તથા વિરલ ચીજોનો ઉપયોગ કેવી રીતે કરતા હોય છે.

મૂડીવાદના, રોજી-ગુલામીના, અમીરોની આર્થિક સર્વોપરિતાના થાંભલા ખોદી નાખતાં **ડરતું હોય**, કામદારોની અને સામાન્ય રીતે મહેનતકશ લોકોની પહેલકદમીને પ્રોત્સાહન આપતાં **ડરતું હોય**, તેમને વધારે કડક વલણ અપનાવવાનું "ઉત્તેજન આપતાં" **ડરતું હોય**, એવા પ્રત્યાઘાતી મૂડીવાદી રાજ્યને—**એવા** રાજ્યને રોટીના રૅશનકાર્ડથી પૂરો સંતોષ થઈ જ જાય. એવું રાજ્ય કોઈ પણ પગલું અપનાવતી વેળા મૂડીવાદને વધારે મજબૂત બનાવવાના, પોતાની તાકાતને ઓસરતી અટકાવવાના, અને સામાન્ય રૂપે "આર્થિક જીવનના નિયમન"ની તથા વિશેષ રૂપે વપરાશના નિયમનની મર્યાદાઓ જનતાને ખોરાક પૂરો પાડવા માટે તદ્દન અનિવાર્ય પગલાં પૂરતી જ બાંધી રાખવાના **પ્રત્યાઘાતી** લક્ષ્યને એક પળ પણ ભૂલતું નથી; અને **અમીરોની ઉપર નિયંત્રણ** સ્થાપીને તેમ જ યુદ્ધના સમયમાં બોજાનો **વધારે** હિસ્સો બહેતર જીવનારા, વિશેષાધિકારો ધરાવનારા, સારો ખોરાક પામનારા તથા શાંતિના સમયમાં વધારે પડતો ખોરાક પેટમાં પધરાવનારા માણસોની ઉપર લાદીને વપરાશનું ખરું નિયમન અમલી બનાવવાનો કશો પ્રયત્ન બિલકુલ કરતું જ નથી.

યુદ્ધે પ્રજાઓની સામે ખડી કરી દીધેલી સમસ્યાનો પ્રત્યાઘાતી-નોકરશાહી ઉકેલ રોટીના રૅશનકાર્ડ પૂરતો જ, "પ્રજાકીય" ખાદ્યપદાર્થોની—લોકોનાં

પેટ ભરવા માટે તદ્દન અનિવાર્ય ચીજોની—સમાન વહેંચણી પૂરતો જ, સીમિત રહે છે; તેમાં નોકરશાહી તથા પ્રત્યાઘાતી વિચારોથી, અર્થાત્ ગરીબોની, સર્વહારા વર્ગની, લોકસમુદાયોની ("જનસાધારણ"ની) પહેલકદમીને પ્રોત્સાહન **ન** આપવાના લક્ષ્યથી, **તેમને** અમીરોની ઉપર નિયંત્રણ સ્થાપવા **ન** દેવાના લક્ષ્યથી, અને અમીરો માટે અછતનો ખાડો વૈભવની ચીજો વડે પૂરી દેવાની **બને એટલી** છટકબારીઓ ખુલ્લી રાખવાના લક્ષ્યથી એક તસુ જેટલીયે પીછેહઠ નથી કરવામાં આવતી. **બધા** દેશોમાં, અમે ફરી વાર કહીશું કે જર્મનીમાં પણ—રશિયાની તો વાત જ રહેવા દઈએ—ઘણીબધી છટકબારીઓ ખુલ્લી રાખવામાં આવી છે; "સાધારણ લોકો" ભૂખમરાના ભોગ બની રહ્યા છે પરંતુ અમીરો આરોગ્યધામોમાં જાય છે, નજીવા સત્તાવાર રૅશનમાં છાનીછપની રીતે મેળવેલી તરેહવાર "વધારાની ચીજો" વડે પુરવણી કરે છે, અને **પોતાની ઉપર** નિયંત્રણ સ્થપાવા **નથી** દેતા.

ઝારશાહીની સામે મુકિત અને સમાનતાના નામે હજી હમણાં જ ક્રાંતિ કરી ચૂકેલા રશિયામાં, વસ્તુગત રાજકીય સંસ્થાઓના સંબંધમાં તત્કાળ લોકશાહીવાદી પ્રજાસત્તાક બની ગયેલા રશિયામાં, ખાસ રીતે લોકોની નજરમાં આવી જતી બાબત, ખાસ રીતે પ્રજાકીય અસંતોષ, ચીડ, ખીજ, તથા કોપ પેદા કરનારી બાબત, એ છે કે અમીરોને રોટીના રૅશન ઉપરાંત જે જોઈએ તે બધું સહેલાઈથી હાંસલ કરી લેતા **સૌ** નજરે જુએ છે. અમીરો ખરેખર સહેલાઈથી એમ કરે છે. "થડા નીચેથી", અને બહુ મોંઘી કિંમતે, ખાસ કરીને જો **"લાગવગ"** હોય (જે માત્ર અમીરોને જ હોય છે) તો, જે કંઈ જોઈતું હોય તે બધું, વળી મોટા જથ્થાઓમાં, મેળવી શકાય છે. ભૂખમરો તો સાધારણ લોકોને જ વેઠવો પડે છે. વપરાશનું નિયમન તદ્દન સાંકડી નોકરશાહી-પ્રત્યાઘાતી મર્યાદાઓમાં બંધાયેલું છે. સરકાર નિયમનને ખરેખરા ક્રાંતિકારી-લોકશાહીવાદી પાયા પર મૂકવાનો ઇરાદો મુદ્દલ નથી ધરાવતી, તેને એમ કરવાની ફિકર જરાય નથી.

"સૌને" કતારોની વિપદા વેઠવી પડે છે—પરંતુ અમીરો તો પોતાના નોકરોને કતારોમાં ખડા રહેવા મોકલી દે છે, અને કતારોમાં ખડા રહેવાના કામ માટે ખાસ નોકરો પણ રાખે છે! અને તેનું નામ છે "લોકશાહી"!

દેશ અકથ્ય વિપદાઓ વેઠી રહ્યો છે એવી વેળાએ ક્રાંતિકારી-લોકશાહીવાદી નીતિ તોળાઈ રહેલી આફતનો સામનો કરવામાં રોટીનાં રૅશનકાર્ડ પૂરતી જ સીમિત ન રહે, તેમાં આગળ વધીને નીચેનાં કદમો સામેલ કરવામાં આવે જ: એક—સમગ્ર વસતિનું ઉપભોકતા મંડળોમાં ફરજિયાત સંગઠન, કારણ કે એવા સંગઠન વગર વપરાશ ઉપરના નિયંત્રણને પૂરી રીતે અમલમાં ન મૂકી શકાય;

બે—અમીરો માટે શ્રમ સેવા, તેમને ઉપભોકતા મંડળોમાં દફતરી તથા એવી બીજી કામગીરીઓ વેતન વગર કરવાની ફરજ પાડવી; ત્રણ—વસતિમાં તમામે તમામ વપરાશી ચીજોની સમાન વહેંચણી, જેથી યુદ્ધની હાડમારીઓ સૌને ખરેખર એકસરખા ભાગે વહેંચાઈ જાય; ચાર—નિયંત્રણની સંઘટના એવી રીતે કરવામાં આવે કે વસતિના વધારે ગરીબ વર્ગો અમીરોના વપરાશ ઉપર નિયંત્રણ રાખી શકે.

આ ક્ષેત્રમાં ખરી લોકશાહી સ્થાપવામાં આવે અને જનતાના સૌથી ગરીબ વર્ગો નિયંત્રણની સંઘટનામાં ખરી ક્રાંતિકારી ભાવના દાખવે તો સઘળાં ઉપલબ્ધ બૌદ્ધિક પરિબળોના ઉપયોગને તેમ જ સમગ્ર જનતાની ખરેખરી ક્રાંતિકારી શકિતઓના વિકાસને ભારે જબ્બર પ્રવેગ મળશે. હાલ તો પ્રજાસત્તાકપંથી અને ક્રાંતિકારી-લોકશાહીવાદી રશિયાના પ્રધાનો, બીજા બધા સામ્રાજ્યવાદી દેશોમાંના તેમના સહયોગીઓની જેમ જ, "જનતાના કલ્યાણ માટે સહિયારી કામગીરી" વિશે અને "પૂરી જહેમતો કરવા" વિશે પોકળ આડંબરી ભાષણો ઝીંકી રહ્યા છે, પરંતુ એવી વાતોમાં સમાયેલા દંભને લોકો જુએ છે, અનુભવે છે, તથા પારખી લે છે.

પરિણામ એવું છે કે કશી જ પ્રગતિ નથી થઈ રહી, અંધાધૂંધી અદમ્ય રીતે ફેલાઈ રહી છે, અને આફત નજીક આવી રહી છે. આપણી સરકાર કોર્નીલોવની રીતે, હીનડેનબુર્ગની રીતે, સામાન્ય સામ્રાજ્યવાદી રીતે, કામદારો માટે યુદ્ધ-સમયની સખત જનમકેદની સજા દાખલ કરી શકે એમ નથી—**ક્રાંતિની** પરંપરાઓ, યાદો, નિશાનીઓ, ટેવો, તથા સંસ્થાઓ જનતાની અંદર હજુ વધારે પડતી જીવંત છે; આપણી સરકાર ક્રાંતિકારી-લોકશાહીવાદી દિશામાં કોઈ ખરાં ગંભીર કદમો ઉઠાવવા માગતી જ નથી કારણ કે તે મૂડીદાર વર્ગ ઉપરના તેના અવલંબન, મૂડીદાર વર્ગ જોડેની તેની "એકસંપી", અને મૂડીદાર વર્ગના ખરા વિશેષાધિકારોની ઉપર તરાપ મારવામાં તેને લાગતી બીકના રંગે પૂરેપૂરી રંગાઈ ગયેલી છે, એ બધા તાણાવાણાની જાળમાં પૂરેપૂરી સપડાઈ ગયેલી છે.

## લોકશાહીવાદી સંગઠનોના કાર્યમાં સરકાર તરફથી ભંગાણ

આપણે આફત તથા દુકાળનો સામનો કરવાના વિવિધ ઉપાયો તથા તરીકાઓનું પરીક્ષણ કર્યું. આપણે દરેક બાબતમાં જોયું કે એક તરફ લોકશાહીવાદીઓ અને બીજી તરફ સરકાર તેમ જ તેને ટેકો આપતી સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા

મેન્શેવિકોની જૂથબંધી વચ્ચેના વિરોધો કટ્ટર છે. આપણી ક્રાંતિના છ મહિનાના ઈતિહાસનાં બે ખૂબ જ લાક્ષણિક "પરિણામો" તથા બોધપાઠોનો ઉલ્લેખ કરીને અમે સાબિત કરી દઈશું કે એ વિરોધો ખાલી અમારા વિવરણમાં જ નહિ પરંતુ **વાસ્તવિક** અસ્તિત્વ ધરાવે છે અને એ વિરોધોનું કટ્ટર સ્વરૂપ સમગ્ર જનતાને અસર કરતાં ઘર્ષણોમાં વસ્તુગત રીતે જાહેર થાય છે.

પાલ્ચીન્સ્કીના "શાસન"નો ઈતિહાસ એક બોધપાઠ પૂરો પાડે છે. પેશેખોનોવના "શાસન" તથા પતનનો ઈતિહાસ બીજો બોધપાઠ પૂરો પાડે છે.

આફત તથા દુકાળનો સામનો કરવાનાં ઉપર વર્ણવેલાં પગલાંનું સારતત્ત્વ એવું છે કે વસતિના, અને મુખ્યત્વે લોકશાહીવાદીઓના, અર્થાત્ વસતિની બહુસંખ્યાના, અથવા, સૌપ્રથમ પીડિત વર્ગોના, કામદારો તથા કિસાનોના, ખાસ કરીને ગરીબ કિસાનોના, "સંઘીકરણ"ને સર્વાંગી પ્રોત્સાહન (તેને ફરજિયાત બનાવવાની હદ સુધી પણ) આપવામાં આવે. અને યુદ્ધની અજોડ મુશ્કેલીઓ, બોજાઓ, તથા હાડમારીઓને પહોંચી વળવા માટે ખુદ વસતિએ આપમેળે અપનાવવા માંડેલો પંથ એ જ હતો.

ઝારશાહીએ વસતિના મુક્ત અને સ્વતંત્ર "સંઘીકરણ"ને અવરોધવાની પૂરી કોશિશ કરી. પરંતુ ઝારની રાજશાહીના પતન પછી આખા રશિયામાં લોકશાહીવાદી સંગઠનો ફૂટી નીકળવા તથા ઝડપથી વધવા લાગ્યાં. આફત સામેનો સંઘર્ષ આપમેળે ઉગમ પામતાં લોકશાહીવાદી સંગઠનો — તરેહવાર પુરવઠા સમિતિઓ, ખોરાક સમિતિઓ, ઈંધણ પરિષદો, વગેરે — તરફથી લડાવા લાગ્યો.

અને આપણા પરીક્ષણ હેઠળની બાબતને લાગેવળગે છે ત્યાં સુધી, આપણી ક્રાંતિના પૂરા છ મહિનાના ઈતિહાસમાં સૌથી વધારે નોંધપાત્ર બાબત એ છે કે પોતાને પ્રજાસત્તાકપંથી તથા ક્રાંતિકારી કહેવડાવતી અને "ક્રાંતિકારી લોકશાહીનાં અધિકૃત સંઘટનો"ના નામે બોલતા સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોનો **ટેકો ધરાવતી સરકારે** લોકશાહીવાદી સંગઠનોની **સામે લડત ચલાવી** અને **તેમને પરાજિત કરી દીધાં!!**

એ લડત ચલાવીને પાલ્ચીન્સ્કીએ આખા રશિયામાં અત્યંત વ્યાપક તથા ખૂબ જ ગમગીન કુખ્યાતિ હાંસલ કરી લીધી. તેણે જાહેર રીતે ધોરણ રજૂ કર્યા વગર સરકારની પીઠ પાછળ કદમો ઉઠાવ્યાં (કેડેટો ખુશીથી ત્સેરેતેલીને "જનતા માટે" આગળ ધકેલી દઈને પરંતુ મહત્ત્વના બધા કામકાજનો બંદોબસ્ત પોતે જ ગુપચુપ કરી લઈને કદમ ઉઠાવવાનું જેમ સામાન્ય રીતે પસંદ કરતા હતા એમ જ). આપમેળે સ્થપાઈ ગયેલાં લોકશાહીવાદી સંગઠનોના દરેક ગંભીર

પગલાને પાલ્ચીન્સ્કી અવરોધતો હતો અને નાકામયાબ બનાવી દેતો હતો કારણ કે કીત કીતિચોના નિરંકુશ નફાઓ તથા સ્વચ્છંદતાને "હાનિ પહોંચાડયા" વગર એક પણ ગંભીર પગલું લઈ શકાય એમ નહોતું. અને પાલ્ચીન્સ્કી વાસ્તવમાં કીત કીતિચોનો વફાદાર સમર્થક અને સેવક જ હતો. પાલ્ચીન્સ્કી તો એટલી હદ સુધી પહોંચી ગયો—અને એ હકીકતની ખબર અખબારોમાં છપાઈ હતી—કે આપમેળે સ્થપાયેલાં લોકશાહીવાદી સંગઠનોના હુકમોને તેણે **રદ કરી નાખ્યા!**

પાલ્ચીન્સ્કીના "શાસન"નો—તેનું "શાસન" ઘણા મહિના સુધી ચાલ્યું હતું, અને તે પણ ત્સેરેતેલી, સ્કોબેલેવ, તથા ચેર્નોવ "પ્રધાનો" હતા ત્યારે—આખો ઈતિહાસ શરૂથી આખર સુધી ભયંકર ભવાડા જેવો હતો. મૂડીદારોને **ખુશ કરવા માટે** અને તેમની **અધમ** લાલસા સંતોષવા માટે જનતાની મુરાદ તથા લોકશાહીવાદીઓના નિર્ણયોને નાકામયાબ બનાવી દેવામાં આવ્યાં હતાં. બેશક, પાલ્ચીન્સ્કીનાં "પરાક્રમો"ના સાવ નજીવા હિસ્સાની વાતો અખબારોમાં છપાઈ હતી. દુકાળ સામેના સંઘર્ષમાં તેણે કેવી રીતે **અવરોધો ઊભા કરેલા** તેની પૂરી તપાસ તો માત્ર સર્વહારા વર્ગની ખરેખરી લોકશાહીવાદી સરકાર જ કરી શકે, તે સત્તા હાંસલ કરી લઈને પાલ્ચીન્સ્કી અને તેના જેવા બીજા માણસોનાં તમામ કરતૂતો કશું જ છુપાવ્યા વગર જનતાના **ફેંસલા માટે** રજૂ કરી દે ત્યારે જ થઈ શકે.

કદાચ એવી દલીલ કરવામાં આવે કે પાલ્ચીન્સ્કી તો અપવાદ હતો અને આખરે તેની હકાલપટ્ટી કરવામાં આવી જ હતી... પરંતુ હકીકત તો એ છે કે પાલ્ચીન્સ્કી અપવાદ નહોતો પણ **નિયમને** વ્યકત કરતો હતો, તેની હકાલપટ્ટી પછી પરિસ્થિતિમાં કશો જ સુધારો નથી થયો, તેનું સ્થાન જુદાં જુદાં નામો ધરાવતા એવા જ પ્રકારના પાલ્ચીન્સ્કીઓએ લઈ લીધું છે, અને મૂડીદારોનો બધો **"પ્રભાવ"** તેમ જ **દુકાળ સામેના સંઘર્ષને** મૂડીદારોની **ખુશી ખાતર નાકામયાબ બનાવી દેવાની** આખી નીતિ હજુ જેમનાં તેમ અકબંધ કાયમ રહ્યાં છે. કેરેન્સ્કી અને કંપની તો મૂડીદારોનાં હિતોના રક્ષણને છુપાવી રાખવાનો કેવળ પડદો જ છે.

ખોરાક પ્રધાન પેશેખોનોવનું રાજીનામું તેની અત્યંત સચોટ સાબિતી પૂરી પાડે છે. આપણે જાણીએ છીએ કે પેશેખોનોવ ખૂબ જ નરમપંથી નરોદવાદી છે. પરંતુ ખોરાકના પુરવઠાની વ્યવસ્થામાં તે લોકશાહીવાદી સંગઠનો જોડે સંપર્ક રાખીને અને તેમની મદદ મેળવીને પ્રમાણિકતાથી કામ કરવા માગતો હતો.

પેશેખોનોવના કાર્યનો **અનુભવ** અને તેનું **રાજીનામું** વધારે રસપ્રદ એ કારણે બની રહે છે કે એ અત્યંત નરમપંથી નરોદવાદી, પ્રજાકીય સમાજવાદી પાર્ટીનો સભ્ય, મૂડીદાર વર્ગ જોડેની કોઈ પણ જાતની તડજોડ સ્વીકારી લેવા તૈયાર હોવા છતાં તેને રાજીનામું આપી દેવું પડ્યું! કેરેન્સ્કી સરકારે મૂડીદારો, જમીનદારો, તથા ધનવાન ખેડૂતોને ખુશ કરવા માટે અનાજના નિયત ભાવમાં **વધારો કરી દીધો** એટલે!

સ્મિથે એ "કદમ"નું અને તેના મહત્ત્વનું વર્ણન સપ્ટેંબરની બીજી તારીખે પ્રગટ થયેલા 'સ્વોબોદનાયા ઝીઝ્ન'[28] અખબારના પહેલા અંકમાં આ પ્રમાણે કર્યું છે:

> "સરકારે નિયત ભાવોમાં વધારો કરવાનો નિર્ણય લીધો તેનાથી થોડાક દિવસો પહેલાં રાષ્ટ્રીય ખોરાક સમિતિમાં નીચે મુજબનું દૃશ્ય જોવા મળ્યું હતું: મવાળપંથી, ખાનગી વેપારના મક્કમ સમર્થક, અને અનાજની ઈજારદારીના તેમ જ આર્થિક મામલાઓમાં રાજ્યની દખલગીરીના કટ્ટર વિરોધી રોલોવિચે સ્વસંતોષના ભાવે મોં મલકાવીને જાહેર નિવેદન કર્યું કે મારા ખ્યાલ મુજબ અનાજના નિયત ભાવ થોડા સમયમાં જ વધારી દેવામાં આવશે.
>
> કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેત તરફથી મોજૂદ સભ્યે જવાબમાં જણાવ્યું કે મને એવી કશી ખબર મળી નથી. રશિયામાં ક્રાંતિ ચાલુ રહે ત્યાં સુધી એવું કૃત્ય થઈ શકે જ નહિ, અને અધિકૃત લોકશાહીવાદી સંઘટનો—આર્થિક પરિષદ અને રાષ્ટ્રીય ખોરાક સમિતિ—જોડે મસલત કર્યા વગર સરકાર એવું કદમ કોઈ રીતે ઉઠાવી શકે જ નહિ. કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેત તરફથી મોજૂદ સભ્યે તેના નિવેદનને ટેકો આપ્યો.
>
> પરંતુ અફસોસની વાત છે કે એવા વળતા નિવેદનમાં વાસ્તવિકતાએ ખૂબ જ આકરો સુધારો જોડી દીધો! લોકશાહીવાદીઓના પ્રતિનિધિઓની વાત નહિ પણ ધનવાન તત્ત્વોના પ્રતિનિધિની વાત ખરી નીકળી. લોકશાહીવાદી અધિકારોની ઉપર હુમલાની તૈયારીઓ અંગે તે પાકો માહિતગાર સાબિત થઈ ગયો, પરંતુ લોકશાહીવાદી પ્રતિનિધિઓએ તો એવા હુમલાની શક્યતાને જ રોષપૂર્વક રદિયો આપી દીધો."

એટલે, કામદારોનો પ્રતિનિધિ અને કિસાનોનો પ્રતિનિધિ, બેઉ, જનતાની વ્યાપક બહુસંખ્યા વતી પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે જાહેર કરે છે,

પરંતુ કેરેન્સ્કી સરકાર મૂડીદારોના હિતમાં એ અભિપ્રાયની વિરુદ્ધ કદમ ઉઠાવે છે!

મૂડીદારોનો પ્રતિનિધિ રોલોવિચ લોકશાહીવાદીઓની પીઠ પાછળ પાકો માહિતગાર નીકળ્યો—મૂડીવાદી અખબારો 'રેચ' તથા 'બિર્ઝેવકા'ને[29] કેરેન્સ્કી સરકારનાં કરતૂતો વિશે પાકાં માહિતગાર આપણે હંમેશાં જોતા આવ્યા છીએ અને આજે પણ જોઈ રહ્યા છીએ એવી જ રીતે.

એવી પાકી માહિતી ધરાવવાની હકીકત શું બતાવે છે? સાફ છે કે મૂડીદારો પોતાના "બંદોબસ્ત" રાખે છે અને સત્તા **વાસ્તવમાં** તેમના હાથમાં જ છે. કેરેન્સ્કી તો ખાલી નામ પૂરતો જ વડો છે અને મૂડીદારો પોતાને જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ કરે છે. ગણતર અમીરોના નફા ખાતર કરોડો કામદારો તથા કિસાનોનાં હિતોનો ભોગ આપી દેવામાં આવ્યો છે.

અને જનતાની ઉપર એવા જુલમના જવાબમાં આપણા સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો શું કરે છે? તેમણે કામદારો તથા કિસાનોને અપીલ કરીને જણાવ્યું ખરું કે આવા કરતૂત પછી તો કેરેન્સ્કી અને તેના સોબતીઓ માટે એકમાત્ર લાયક જગ્યા કેદખાનું જ છે?

અલ્લા અલ્લા કરો! સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોએ તો તેમના 'આર્થિક વિભાગ' મારફત એક પ્રભાવક ઠરાવ અપનાવીને સંતોષ માની લીધો! એ ઠરાવનો ઉલ્લેખ અમે કરી ચૂક્યા છીએ. તેમાં તેમણે જાહેર કર્યું છે કે કેરેન્સ્કી સરકારનું અનાજના ભાવ વધારવાનું કૃત્ય "**સત્યાનાશી** પગલું છે જે ખોરાકના પુરવઠા ઉપર તેમ જ દેશના સમગ્ર આર્થિક જીવન ઉપર **સખત ફટકો** લગાવે છે", અને આવાં સત્યાનાશી પગલાં કાનૂનનો સીધો **ભંગ કરીને** લેવામાં આવ્યાં છે!!

તડજોડની નીતિનો, કેરેન્સ્કીની જોડે નખરાંબાજીનો, અને તેને "માફ કરી દેવાની" ઉત્સુકતાનો અંજામ એવો છે!

નિયંત્રણ, ખોરાકના પુરવઠા, અને અત્યંત ડામાડોળ નાણાભંડોળોને સદ્ધર બનાવવાના આખા મામલાને **ખરાબે ચડાવી દેતું** પગલું અમીરો, જમીનદારો, તથા મૂડીદારોના હિતમાં લઈને સરકાર કાનૂનનો ભંગ કરે છે, તેમ છતાં સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો વાણિજ્યિક તથા ઔદ્યોગિક વર્તુળો જોડે સમજણ વિશે વાતો કરતા રહે છે, તેરેશ્ચેન્કોની જોડે સંમેલનોમાં ભાગ લેતા રહે છે તથા કેરેન્સ્કીને માફ કરતા રહે છે, વિરોધનો કાગળિયો ઠરાવ અપનાવીને સંતોષ માની લે છે, અને સરકાર એ ઠરાવને ઠંડે પેટે અભરાઈ ઉપર ચડાવી દે છે!!

આથી એ હકીકત તદ્દન સાફ જાહેર થઈ જાય છે કે સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોએ જનતાનો તથા ક્રાંતિનો દ્રોહ કર્યો છે, અને બોલ્શેવિકો લોકસમુદાયોના, સમાજવાદી-ક્રાંતિકારી તથા મેન્શેવિક લોકસમુદાયોના **પણ**, ખરા આગેવાનો બની રહ્યા છે.

બોલ્શેવિક પાર્ટીની આગેવાની હેઠળ સર્વહારા વર્ગ સત્તા હાંસલ કરી લે તો જ કેરેન્સ્કી અને તેની ટોળકીનાં કરતૂતોનો અંત આણી શકાય એમ છે, અને ખોરાકની વહેંચણીનાં, પુરવઠાનાં, તથા બીજાં લોકશાહીવાદી સંઘટનોના જે કાર્યને કેરેન્સ્કી તથા તેની સરકાર હાલ **અટકાવી રહી છે** તેને **ફરી ચાલુ** કરી શકાય.

ઉપરના ઉદાહરણમાં સાવ સાફ જોઈ શકાય છે કે સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોની ઢચુપચુ, અનિશ્ચિત, અને સાચેસાચ દગાખોર નીતિની સામે, અનાજના ભાવ વધારવાના આ શરમજનક કરતૂતની હાલતમાં દેશને ધકેલી દેનારી નીતિની સામે, બોલ્શેવિકો **સમગ્ર** જનતાનાં હિતોના પ્રતિનિધિઓ તરીકે ખોરાકની વહેંચણી તથા પુરવઠા સુનિશ્ચિત બનાવવાનાં અને કામદારો **તેમ જ કિસાનોની** અત્યંત તાકીદની જરૂરિયાતો સંતોષવાનાં કદમો ઉઠાવી રહ્યા છે!

## નાણાકીય પતન અને તેનો સામનો કરવાનાં પગલાં

અનાજના નિયત ભાવ વધારવાની બાબતનું બીજું એક પાસું પણ છે. ભાવમાં વધારાથી બહાર પાડવામાં આવતા કાગળનાણામાં નવો આંધાધૂંધ વધારો થશે, જીવનખર્ચમાં ફરી વધારો થશે, નાણાકીય અવ્યવસ્થા વધી જશે, અને નાણાકીય પતનની હાલત નજીક આવી જશે. સૌ કબૂલ કરે છે કે કાગળનાણું બહાર પાડવાનું કૃત્ય ફરજિયાત લોનનું બદતરીન રૂપ છે, તેની માઠી અસર સૌથી વધારે પ્રમાણમાં તો કામદારોની, વસતિના વધારેમાં વધારે ગરીબ વિભાગની, જિંદગી ઉપર પડે છે, અને તે નાણાકીય અવ્યવસ્થામાંથી પેદા થતું મુખ્ય અનિષ્ટ છે.

અને સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોનો ટેકો ધરાવતી કેરેન્સ્કી સરકાર એ જ પગલાનો આશરો લઈ રહી છે!

નાણાકીય અવ્યવસ્થાનો તથા અનિવાર્ય નાણાકીય પતનનો સામનો કરવાનો એકમાત્ર ઉપાય મૂડીનાં હિતોને ક્રાંતિકારી તિલાંજલિ આપી દેવાનો અને ખરેખરા

લોકશાહીવાદી નિયંત્રણની—અર્થાત્ "નીચેથી" નિયંત્રણની, કામદારો તથા ગરીબ કિસાનો તરફથી મૂડીદારોની ઉપર નિયંત્રણની—સંઘટના કરવાનો છે, બીજો કોઈ ઉપાય નથી. અમે એ ઉપાયનો ઉલ્લેખ આ નિરૂપણના અગાઉના હિસ્સામાં સતત કર્યો છે.

મોટા પ્રમાણમાં કાગળનાણું બહાર પાડવાથી નફાખોરીને ઉત્તેજન મળે છે, મૂડીદારો માટે લાખો કરોડો રૂબલના નફા શક્ય બને છે, અને ઉત્પાદનના ખૂબ જ જરૂરી વિસ્તરણના માર્ગમાં જબ્બર મુશ્કેલીઓ ઊભી થાય છે કારણ કે સામગ્રી, યંત્રો, વગેરેની પહેલેથી જ ઊંચી કિંમતો હજી કૂદકે ને ભૂસકે વધી રહી છે. અમીરોએ નફાખોરી મારફત હાંસલ કરેલી દોલતને છુપાવવામાં આવે છે ત્યારે એ સંબંધમાં શું કરી શકાય?

મોટી અને બહુ મોટી આવકોની ઉપર વૃદ્ધિશીલ તથા ખૂબ જ ઊંચા દરોનો આવકવેરો લગાવી શકાય. આપણી સરકારે બીજી સામ્રાજ્યવાદી સરકારોના ઉદાહરણને અનુસરીને આવકવેરો દાખલ કર્યો છે. પરંતુ તે મોટે ભાગે તો કલ્પનાજગતમાં અટવાઈ ગયેલો છે, નિરર્થક બની ગયેલો છે, કારણ કે પહેલી વાત તો એ કે નાણાનું મૂલ્ય વધારે ને વધારે ઝડપથી ઘટી રહ્યું છે, અને બીજી વાત એ કે જેમ જેમ નફાખોરીમાંથી વધારે આવકો હાંસલ કરાતી જાય અને વાણિજ્ય કારોબારની ગુપ્તતા વધારે પાકી રીતે જળવાતી જાય તેમ તેમ આવકોને વધારે ને વધારે પ્રમાણમાં છુપાવવામાં આવે છે.

આવકવેરાને કલ્પનાજગતનો નહિ પરંતુ વાસ્તવિક બનાવવા માટે ખાલી નામ પૂરતું નહિ પણ ખરું નિયંત્રણ જરૂરી છે. તે જો નોકરશાહી રીતનું જ બની રહે તો મૂડીદારોની ઉપર નિયંત્રણ સ્થાપવાનું અશક્ય છે કારણ કે નોકરશાહી તો મૂડીદાર વર્ગની જોડે હજારો તાણાવાણા વડે વણાયેલી હોય જ છે. એટલે જ, પશ્ચિમ યુરોપીય સામ્રાજ્યવાદી રાજ્યોમાં, રાજશાહીઓમાં તેમ જ પ્રજાસત્તાકોમાં એકસરખી રીતે, નાણાકીય વ્યવસ્થા માત્ર "શ્રમ સેવા" દાખલ કરીને જ સાધવામાં આવે છે, જેના પરિણામે કામદારો માટે **યુદ્ધ-સમયની સખત મજૂરીની કેદના** અથવા **યુદ્ધ-સમયની ગુલામીના** સંજોગો પેદા થાય છે.

સામ્રાજ્યવાદી રાજ્યો— ફ્રાંસ તથા અમેરિકાનાં લોકશાહીવાદી પ્રજાસત્તાકોને બકાત રાખ્યા વગર—યુદ્ધના બોજાઓ સર્વહારા વર્ગ તથા મહેનતકશ જનતાની ઉપર લાદી દેવાની એક જ રીત, પ્રત્યાઘાતી-નોકરશાહી નિયંત્રણની રીત, જાણે છે.

આપણી સરકારની નીતિમાં સમાયેલો મૂળભૂત આંતરવિરોધ એ છે કે મૂડીદાર વર્ગની સાથે ઝઘડો ન કરવાની મુરાદને કારણે, તેની સાથેની "એકસંપી"

ખતમ ન કરી નાખવાની મુરાદને કારણે, સરકારને પ્રત્યાઘાતી-નોકરશાહી નિયંત્રણ દાખલ કરવું પડે છે, તેને તે "ક્રાંતિકારી-લોકશાહીવાદી" નિયંત્રણ ગણાવે છે, લોકોની જોડે દરેક ડગલે કપટ કરે છે, અને ઝારશાહીને ઉથલાવી પાડવાનું કાર્ય હમણાં જ પાર પાડી ચૂકેલા લોકસમુદાયોમાં ખીજ તથા રોષની લાગણી પેદા કરે છે.

પરંતુ ક્રાંતિકારી-લોકશાહીવાદી પગલાં લેવામાં આવે તો જ, પીડિત વર્ગોને, કામદારો તથા કિસાનોને, લોકસમુદાયોને, યુનિયનોમાં સંગઠિત કરવામાં આવે તો જ, **અમીરોની ઉપર** પૂરેપૂરું અસરકારક નિયંત્રણ સ્થાપવાનું તેમ જ આવકોની છુપામણી સામે પૂરી સફળતાથી લડત ચલાવવાનું શક્ય બનશે.

કાગળનાણું વધારે પડતું બહાર પાડવાની આવશ્યકતાને ટાળવાની તરકીબ તરીકે ચેકના ઉપયોગને ઉત્તેજન આપવાનો પ્રયાસ થઈ રહ્યો છે. ગરીબોને લાગેવળગે છે ત્યાં સુધી એ પગલાનો કશો જ અર્થ નથી કારણ કે તેઓ તો જેમ તેમ કરીને ગુજરાન ચલાવતા હોય છે, પોતાનું "આર્થિક ચક્ર" એક અઠવાડિયામાં પૂરું કરી દેતા હોય છે, અને પોતે રળેલા થોડાક કંગાલ દોકડા પાછા મૂડીદારોને હવાલે કરી દેતા હોય છે. અમીરોના સંબંધમાં ચેકનો ઉપયોગ કદાચ ભારે અગત્યનો બની રહેશે. એથી રાજ્ય માટે, ખાસ કરીને તો બૅંકોનું રાષ્ટ્રીયકરણ તથા વાણિજ્ય કારોબારની ગુપ્તતાની નાબૂદી જેવાં પગલાંના સંગાથમાં મૂડીદારોની આવકો ઉપર **વાસ્તવિક નિયંત્રણ સ્થાપવાનું**, તેમની ઉપર વાસ્તવિક કરવેરા લાદવાનું, અને નાણાકીય પદ્ધતિનું વાસ્તવિક "લોકશાહીકરણ" સાધવાનું (તથા સાથે સાથે તેમાં વ્યવસ્થા આણવાનું) શક્ય બનશે.

પરંતુ મૂડીદાર વર્ગના વિશેષાધિકારોને હાનિ પહોંચવાની તથા તેમની જોડેની "એકસંપી" ખતમ થઈ જવાની બીકને લીધે તેમાં અવરોધ ઊભો થાય છે. ખરેખરાં ક્રાંતિકારી પગલાં અપનાવવામાં ન આવે અને ખૂબ જ ગંભીરતાથી જબરદસ્તી અજમાવવામાં ન આવે ત્યાં સુધી મૂડીદારો કોઈ પણ જાતના નિયંત્રણને આધીન નહિ બને, તેમનાં બજેટો સંબંધી જાણકારી નહિ આપે, અને તેમના કાગળ નાણાના સંચયો લોકશાહીવાદી રાજ્યને "હિસાબકિતાબ" માટે સુપરત નહિ કરે.

કામદારો તથા કિસાનોનું યુનિયનોમાં સંગઠન, બૅંકોનું રાષ્ટ્રીયકરણ, દોલતમંદ માણસો માટે ચેકનો ઉપયોગ કાયદેસર ફરજિયાત બનાવતો હુકમ, વાણિજ્ય કારોબારની ગુપ્તતાની નાબૂદી, આવકોની છુપામણી બદલ મિલકતની જપ્તિની સજા, વગેરે પગલાં નિયંત્રણને— અર્થાત્ અમીરો ઉપરના નિયંત્રણને,

કાગળનાણું બહાર પાડનારા **સરકારી ખજાનાને** એવું નાણું જેમની પાસે હોય **તેમની પાસેથી** તેમ જ જેઓ છુપાવતા હોય **તેમની પાસેથી પરત થઈ જવાની** ખાતરી ઊભી કરે એવા નિયંત્રણને — અત્યંત સહેલાઈથી અસરકારક તેમ જ સાર્વત્રિક બનાવી શકશે.

તેને માટે આવશ્યક છે કે લોકશાહીની ક્રાંતિકારી સરમુખત્યારી, ક્રાંતિકારી સર્વહારા વર્ગની આગેવાની ધરાવતી સરમુખત્યારી, સ્થાપવામાં આવે; અર્થાત્ આવશ્યક છે કે લોકશાહી **હકીકતમાં** ક્રાંતિકારી બની રહે. બાબતનું હાર્દ એવું છે. પરંતુ આપણા સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોને બરાબર એ જ વાત મંજૂર નથી, તેઓ "ક્રાંતિકારી લોકશાહી"નો **ઝંડો** દેખાડીને જનતાને છેહ દઈ રહ્યા છે અને હકીકતમાં મૂડીદાર વર્ગની પ્રત્યાઘાતી-નોકરશાહી નીતિને ટેકો આપી રહ્યા છે, અને મૂડીદાર વર્ગ તો સદા આવા નિયમમાંથી જ માર્ગદર્શન મેળવતો હોય છે: "Après nous le déluge" — અમારા પછી પ્રલય!

મૂડીવાદી મિલકતની "પવિત્રતા" સંબંધી લોકશાહીવાદ-વિરોધી ટેવો તથા પૂર્વગ્રહોના રંગે આપણે કેવા પૂરેપૂરા રંગાયેલા છીએ તે સામાન્ય રીતે આપણા ધ્યાનમાં પણ નથી આવતું. કોઈ ઇજનેર અથવા બૅંકર તરફથી કામદારની આવક તથા ખર્ચા સંબંધી નિવેદન પ્રગટ કરવામાં આવે, તેની રોજી તથા તેના શ્રમની ઉત્પાદકતા અંગેની માહિતી જાહેર કરવામાં આવે, ત્યારે તેને તદ્દન વાજબી તથા ઇનસાફી ગણવામાં આવે છે. તેને કામદારની "અંગત જિંદગી"માં દખલગીરી ગણવાનો, ઇજનેરની "જાસૂસી કે બાતમીદારી" ગણવાનો, કોઈને ખ્યાલ જ નથી આવતો. રોજી-કામદારના શ્રમ તથા કમાણીને મૂડીવાદી સમાજ **પોતાની** ખુલ્લી કિતાબ ગણે છે, કોઈ પણ મૂડીવાદીને તેમાં ગમે તે ઘડીએ ડોકિયું કરવાનો, કામદારના "વૈભવી જીવન" તેમ જ તેના ધારી લેવામાં આવેલા "આળસુપણા" વગેરેને ગમે તે ઘડીએ ઉઘાડાં પાડવાનો હક હોય છે.

પણ તેનાથી ઊલટા નિયંત્રણનું શું? **લોકશાહીવાદી** રાજ્ય તરફથી કર્મચારીઓનાં, કારકુનોનાં, તથા **ઘરેલુ નોકરોનાં** યુનિયનોને મૂડીદારોની આવક તથા ખર્ચની તપાસણી કરવાનું, એ વિશે માહિતી પ્રગટ કરવાનું, અને આવકોની છુપામણીનો સામનો કરવામાં સરકારને મદદગાર બનવાનું જણાવવામાં આવે તો શું?

મૂડીદાર વર્ગ "જાસૂસી" તથા "બાતમીદારી"ની વિરુદ્ધ કેવો ભયંકર દેકારો મચાવી દેશે! "માલિકો" નોકરોની ઉપર નિયંત્રણ રાખે, અથવા મૂડીદારો

કામદારોની ઉપર નિયંત્રણ રાખે, ત્યારે તેને કુદરતી રીતે વાજબી ગણવામાં આવે છે; પરંતુ મહેનતકશ તથા શોષિત લોકોની અંગત જિંદગીને અનુલ્લંઘનીય **નથી** ગણવામાં આવતી. મૂડીદાર વર્ગને કોઈ પણ "રોજી ગુલામ" પાસેથી હિસાબ માગવાનો અને તેની આવક તથા ખર્ચ ગમે તે ઘડીએ જાહેર કરી દેવાનો હક છે. પરંતુ પીડિતો તરફથી પીડકની ઉપર નિયંત્રણ સ્થાપવાનો, **તેની** આવક તથા ખર્ચ જાહેર કરી દેવાનો, યુદ્ધના સમયમાંયે **તેના** વૈભવી જીવનને—મોરચે લશ્કરોના ભૂખમરા તથા મોત માટે તેનું વૈભવી જીવન સીધી રીતે જવાબદાર છે ત્યારે—ઉઘાડું પાડવાનો પ્રયત્ન—અરે, ના, મૂડીદાર વર્ગ "જાસૂસી" તથા "બાતમીદારી" નહિ જ સાંખી લે!

આખી બાબતનું તારણ આવું છે: મૂડીદાર વર્ગનું શાસન ખરેખરી ક્રાંતિકારી ખરી લોકશાહીથી **વિપરીત છે.** વીસમી સદીમાં અને મૂડીવાદી દેશમાં આપણે જો સમાજવાદ તરફ આગેકૂચ કરવામાં **ડરીએ** તો આપણે ક્રાંતિકારી લોકશાહીવાદીઓ ન જ હોઈએ.

## આપણે જો સમાજવાદ તરફ આગેકૂચ કરવામાં ડરીએ તો પ્રગતિ સાધી શકીએ ખરા?

અત્યાર સુધી જે કંઈ કહેવામાં આવ્યું છે તેની સામે, સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોના ચાલુ તકવાદી વિચારોની કેળવણી પામેલા વાચકના મનમાં, નીચે મુજબનો વાંધો કદાચ સહેલાઈથી ઊભો થાય. તે કદાચ દલીલ કરે કે અહીંયાં વર્ણવવામાં આવેલાં મોટા ભાગનાં પગલાં વાસ્તવમાં તો લોકશાહીવાદી નહિ પરંતુ સમાજવાદી પગલાં **જ** છે!

આ ચાલુ વાંધો, મૂડીવાદી, સમાજવાદી-ક્રાંતિકારી, તથા મેન્શેવિક અખબારોમાં (એક અથવા બીજા રૂપમાં) સામાન્ય રીતે ઉઠાવવામાં આવતો આ વાંધો, પછાત મૂડીવાદનો પ્રત્યાઘાતી બચાવ છે, રૂ વેપંથી વેશ સજાવેલો બચાવ છે. તેમાં એવી વાત રજૂ થતી લાગે છે કે આપણે ત્યાં પરિસ્થિતિ સમાજવાદ માટે પરિપકવ નથી થઈ, હાલ સમાજવાદ "દાખલ કરવાનું" તો વધારે પડતું વહેલું ગણાશે, આપણી ક્રાંતિ મૂડીવાદી ક્રાંતિ છે એટલે આપણે તો મૂડીદાર વર્ગના ચાકરો જ બની રહેવું જોઈએ (જોકે સવા સો વર્ષ પહેલાં ફ્રાંસમાં મહાન મૂડીવાદી ક્રાંતિકારીઓએ તમામ પીડકોની સામે, એકસરખી રીતે જમીનદારો

તથા મૂડીદારોની સામે, **ત્રાસનો** અમલ ચલાવીને પોતાની ક્રાંતિને મહાન ક્રાંતિ બનાવી દીધી હતી!)

મૂડીદાર વર્ગના નકલી માર્ક્સવાદી ખાંધિયાઓ — જેની સાથે સમાજવાદી-ક્રાંતિકારીઓ ભળી ગયા છે અને જે આવી દલીલ કરે છે — સમજતા નથી (તેમના અભિપ્રાયના સૈદ્ધાંતિક આધારનું પરીક્ષણ બતાવી આપે છે તેમ) કે સામ્રાજ્યવાદ એટલે શું, મૂડીવાદી ઈજારદારી એટલે શું, રાજ્ય એટલે શું, અને ક્રાંતિકારી લોકશાહી એટલે શું. આ બાબતો સમજનારા કોઈ પણ માણસને કબૂલ કરી જ લેવું પડે કે સમાજવાદ તરફ આગેકૂચ સિવાય બીજી કોઈ રીતે પ્રગતિ શક્ય નથી.

સૌ સામ્રાજ્યવાદ વિશે વાતો કરે છે. પરંતુ સામ્રાજ્યવાદ તો કેવળ ઈજારદારી મૂડીવાદ જ છે.

રશિયામાં પણ મૂડીવાદ ઈજારદારી મૂડીવાદ બની ગયો છે એ હકીકતની પૂરતી સાબિતી 'પ્રોદુગોલ', 'પ્રોદામેત', ખાંડ સિંડિકેટ, વગેરેનાં ઉદાહરણોમાંથી મળી રહે છે. આ ખાંડ સિંડિકેટ પદાર્થપાઠ પૂરો પાડે છે કે ઈજારદારી મૂડીવાદ રાજ્ય-ઈજારદારી મૂડીવાદમાં કેવી રીતે વિકસે છે.

અને રાજ્ય એટલે શું? તે શાસક વર્ગનું સંઘટન છે — દાખલા તરીકે જર્મનીમાં યુંકરો તથા મૂડીદારોનું. એટલે જર્મન પ્લેખાનોવો (શાઈદેમાન, લેન્ચ, તથા અન્ય) જેને "યુદ્ધ-સમયનો સમાજવાદ" ગણાવે છે તે હકીકતમાં તો યુદ્ધ-સમયનો રાજ્ય-ઈજારદારી મૂડીવાદ છે, અથવા વધારે સાદી તથા સ્પષ્ટ રીતે કહીએ તો કામદારો માટે યુદ્ધ-સમયની સખત મજૂરીની કેદ અને મૂડીદારોના નફાઓનું યુદ્ધ-સમયનું રક્ષણ છે.

હવે યુંકર-મૂડીદાર રાજ્યના, જમીનદાર-મૂડીદાર રાજ્યના, **સ્થાને ક્રાંતિકારી-લોકશાહીવાદી** રાજ્ય, અર્થાત્ **તમામ** વિશેષાધિકારોને ક્રાંતિકારી રીતે નાબૂદ કરી નાખે અને પૂર્ણ લોકશાહી ક્રાંતિકારી રીતે દાખલ કરવામાં ડરે નહિ એવું રાજ્ય, મૂકવાની કોશિશ કરો. તમને જણાશે કે ખરેખરું ક્રાંતિકારી-લોકશાહીવાદી રાજ્ય અસ્તિત્વમાં હોય તો રાજ્ય-ઈજારદારી મૂડીવાદ અનિવાર્ય તથા આવશ્યક રીતે સમાજવાદની દિશાનું જ એક કદમ, અને એક કરતાં વધારે કદમ, બની રહે છે.

કોઈ વિશાળ મૂડીવાદી ઉદ્યમ ઈજારદારી બની જાય તો તેનો અર્થ એવો થાય કે તે આખા રાષ્ટ્રની સેવા બજાવે. તે રાજ્ય ઈજારદારી બની જાય તો તેનો અર્થ એવો થાય કે રાજ્ય (અર્થાત્ **ક્રાંતિકારી** લોકશાહી અમલમાં હોય તો

વસતિનું, સૌપ્રથમ તો કામદારો તથા કિસાનોનું, હથિયારબંધ સંઘટન) આખા ઉદ્યમનું સંચાલન કરે. કોના હિતમાં?

કાં તો જમીનદારો તથા મૂડીદારોના હિતમાં — એવા દાખલામાં આપણે ત્યાં ક્રાંતિકારી-લોકશાહીવાદી નહિ પરંતુ પ્રત્યાઘાતી-નોકરશાહી રાજ્ય હોય, સામ્રાજ્યવાદી પ્રજાસત્તાક હોય.

અથવા ક્રાંતિકારી લોકશાહીના હિતમાં — અને એવા દાખલામાં **તે સમાજવાદની દિશાનું કદમ બની રહે.**

કારણ કે સમાજવાદ તો રાજ્ય-મૂડીવાદી ઇજારદારી પછીનું કેવળ નવું આગેકદમ જ છે. અથવા બીજા શબ્દોમાં સમાજવાદ તો કેવળ એવી રાજ્ય-મૂડીવાદી ઇજારદારી જ છે કે જેને **સમગ્ર જનતાનાં હિતોની સેવામાં** લગાવી **દેવામાં આવી હોય** અને જે એટલી હદે મૂડીવાદી ઇજારદારી **મટી ગઈ હોય.**

આ બાબતમાં વચલો કોઈ માર્ગ છે જ નહિ. વિકાસની વસ્તુગત પ્રક્રિયા એવી છે કે **ઇજારદારીઓની** (અને યુદ્ધને કારણે તેમની સંખ્યા, ભૂમિકા, તથા મહત્ત્વ વધીને દસ ગણાં થઈ ગયાં છે) કક્ષામાંથી કશી આગેકૂચ કરવાનું સમાજવાદ તરફની આગેકૂચ વગર **અશક્ય** છે.

કાં તો આપણે હકીકતમાં ક્રાંતિકારી લોકશાહીવાદીઓ બનીએ — એવા દાખલામાં આપણે સમાજવાદની દિશામાં કદમો ઉઠાવતાં ડરવું ન જ જોઈએ.

અથવા આપણે સમાજવાદની દિશામાં કદમો ઉઠાવતાં ડરીએ, તેમને પ્લેખાનોવ, દાન, કે ચેર્નોવની રીતે વખોડી કાઢીએ, અને એવી દલીલો કરીએ કે આપણી ક્રાંતિ તો મૂડીવાદી ક્રાંતિ છે, સમાજવાદ "દાખલ" ન કરી શકાય, વગેરે — એવા દાખલામાં આપણે અનિવાર્ય રીતે કેરેન્સ્કી, મિલ્યુકોવ, તથા કોર્નીલોવના ધોરણે નીચે સરકી પડીએ, અર્થાત્ આપણે કામદારો તથા કિસાનોની "ક્રાંતિકારી-લોકશાહીવાદી" આકાંક્ષાઓને **પ્રત્યાઘાતી-નોકરશાહી રીતે** દબાવી દઈએ.

વચલો કોઈ માર્ગ છે જ નહિ.

અને આપણી ક્રાંતિનો મૂળભૂત આંતરવિરોધ તેમાં જ સમાયેલો છે.

સામાન્ય રીતે ઇતિહાસમાં અને ખાસ કરીને યુદ્ધ-સમયમાં થંભી રહેવાનું અશક્ય હોય છે. આપણે કાં તો આગેકૂચ કરવી જોઈએ અથવા પીછેહઠ. ક્રાંતિકારી રીતે પ્રજાસત્તાક તથા લોકશાહી હાંસલ કરી ચૂકેલા વીસમી સદીના રશિયામાં સમાજવાદ તરફ **આગેકૂચ કર્યા** વગર, તેની દિશામાં **કદમો** (ટેકનોલોજી તથા સંસ્કૃતિની કક્ષાથી પ્રભાવિત તથા નિર્ધારિત કદમો: મોટા પાયાનું યંત્ર

ઉત્પાદન કિસાન ખેતીવાડીમાં "દાખલ" ન કરી શકાય અને ખાંડ ઉદ્યોગમાં નાબૂદ ન કરી શકાય) ઉઠાવ્યા વગર, પ્રગતિ સાધવાનું **અશક્ય** છે.

પરંતુ આગેકૂચ કરવામાં ડરવું **એટલે** પીછેહઠ કરવી—ત્સેરેતેલીઓ તથા ચેર્નોવોની મૂર્ખાઈભરી મદદના આધારે કેરેન્સ્કીઓ એમ જ કરી રહ્યા છે અને મિલ્યુકોવો તથા પ્લેખાનોવો એથી ખુશ થઈ રહ્યા છે.

ઈતિહાસની દ્વંદ્વાત્મકતા એવી છે કે યુદ્ધે ઈજારદારી મૂડીવાદના રાજ્ય-ઈજારદારી મૂડીવાદમાં રૂપાંતરને અસાધારણ રીતે પ્રવેગ આપીને **એ રીતે** માનવજાતિને સમાજવાદની દિશામાં અસાધારણ રીતે આગળ ધપાવી છે.

સામ્રાજ્યવાદી યુદ્ધ સમાજવાદી ક્રાંતિની પૂર્વવેળા છે. અને તેમ માત્ર એવા કારણે નથી કે યુદ્ધની ભયાનકતાઓથી સર્વહારા વર્ગીય વિદ્રોહની હાલત પેદા થાય છે—સમાજવાદ માટેના આર્થિક સંજોગો પરિપક્વ ન થઈ જાય ત્યાં સુધી કોઈ પણ વિદ્રોહ સમાજવાદ ન આણી શકે—પરંતુ એવા કારણે છે કે રાજ્ય-ઈજારદારી મૂડીવાદ સમાજવાદ માટેની પરિપૂર્ણ **ભૌતિક** તૈયારી છે, સમાજવાદનું **દ્વાર** છે, ઈતિહાસની સીડીનું એવું પગથિયું છે કે જેની અને સમાજવાદ તરીકે ઓળખાતા પગથિયાની વચ્ચે **બીજાં કોઈ પગથિયાં નથી.**

આપણા સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો સમાજવાદના સવાલ અંગે જડ મતવાદી વલણ ધરાવે છે, ગોખીને મોઢે કરી લીધેલા પરંતુ સમજણમાં સાવ ઓછા ઊતરેલા સિદ્ધાંતની દૃષ્ટિએ તેને નીરખે છે. તેઓ સમાજવાદનું ચિત્રણ કોઈ દૂરવર્તી, અજ્ઞાત, અને ધૂંધળા ભવિષ્યમાં કરે છે.

પરંતુ હવે તો સમાજવાદ આધુનિક મૂડીવાદની સઘળી બારીઓમાંથી આપણી સામે તાકી રહ્યો છે. એ આધુનિક મૂડીવાદના આધારે આગેકદમ બની રહેતા દરેક મહત્ત્વના પગલામાં સમાજવાદની રૂપરેખા પ્રત્યક્ષ રીતે, **વ્યવહાર્ય રીતે**, રજૂ થાય છે.

સાર્વજનીન શ્રમ ભરતી શું છે?

તે આધુનિક ઈજારદારી મૂડીવાદના આધારે આગેકદમ છે, ચોક્કસ સર્વસામાન્ય યોજના અનુસાર સમગ્ર આર્થિક જીવનના નિયમનની દિશાનું કદમ છે, રાષ્ટ્રીય શ્રમની કરકસરની દિશાનું અને મૂડીવાદ તરફથી કરવામાં આવતી શ્રમની નિરર્થક બરબાદી અટકાવવાની દિશાનું કદમ છે.

જર્મનીમાં યુંકરો (જમીનદારો) અને મૂડીદારો સાર્વજનીન શ્રમ ભરતી

7*

દાખલ કરી રહ્યા છે, એટલે તે અનિવાર્ય રીતે કામદારો માટે યુદ્ધ-સમયની સખત મજૂરીની કેદ બની રહે છે.

પરંતુ એ જ તજવીજનો વિચાર ક્રાંતિકારી-લોકશાહીવાદી રાજ્યમાં તેના મર્મની દૃષ્ટિએ કરી જુઓ. કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો સાર્વજનીન શ્રમ ભરતી દાખલ કરે અને તેનું નિયમન તથા સંચાલન કરે તો તે **હજુ** સમાજવાદ **તો નહિ** હોય પરંતુ મૂડીવાદ **પણ નહિ** રહે. તે સમાજવાદની **દિશાનું** જબ્બર **આગેકદમ** બની રહેશે, અને પૂર્ણ લોકશાહી જાળવી રાખવામાં આવે તો એવા કદમ પછી મૂડીવાદની દિશામાં કોઈ જાતની પીછેહઠ લોકસમુદાયોની ઉપર અજોડ જુલમ વરસાવ્યા વગર શક્ય નહિ રહે.

## આર્થિક અંધાધૂંધી સામેનો સંઘર્ષ—અને યુદ્ધ

તોળાઈ રહેલી આફતથી બચવાનાં પગલાંનું પરીક્ષણ આપણી સામે બીજો એક સર્વોપરી મહત્ત્વનો સવાલ પેશ કરે છે. એ સવાલ ગૃહનીતિ અને વિદેશનીતિ વચ્ચેના સંબંધનો છે, અથવા બીજા શબ્દોમાં ફતેહોના યુદ્ધ, સામ્રાજ્યવાદી યુદ્ધ, અને ક્રાંતિકારી યુદ્ધ, સર્વહારા વર્ગીય યુદ્ધ, વચ્ચેના સંબંધનો છે, ગુનાહિત ધાડપાડુ યુદ્ધ અને ઈનસાફી લોકશાહીવાદી યુદ્ધ વચ્ચેના સંબંધનો છે.

અમે જણાવી ચૂક્યા છીએ કે આફતથી બચવાનાં અમે વર્ણવેલાં તમામ પગલાં સંરક્ષણ સામર્થ્યમાં, અથવા બીજા શબ્દોમાં કહીએ તો દેશની લશ્કરી તાકાતમાં, ભારે વૃદ્ધિ કરશે. એક તરફ એમ બનશે. બીજી તરફ, ફતેહોના યુદ્ધને ઈનસાફી યુદ્ધમાં પલટાવી નાખ્યા વગર, મૂડીદારોના હિતમાં મૂડીદારો તરફથી લડવામાં આવતા યુદ્ધને તમામ મહેનતકશ તથા શોષિત લોકોના હિતમાં સર્વહારા વર્ગ તરફથી લડવામાં આવતા યુદ્ધમાં પલટાવી નાખ્યા વગર, એ પગલાં અમલમાં ન મૂકી શકાય.

ખરેખર, બૅંકો તથા સિંડિકેટોના રાષ્ટ્રીયકરણની સાથે સાથે વાણિજ્ય કારોબારની ગુપ્તતા નાબૂદ કરી નાખવામાં આવે અને મૂડીદારોની ઉપર કામદારોનું નિયંત્રણ સ્થાપવામાં આવે તો એથી રાષ્ટ્રીય શ્રમની ભારે બચત થશે તેમ જ શકિતઓ તથા સાધનોની કરકસર શક્ય બનશે એટલું જ નહિ પરંતુ મહેનતકશ **લોકસમુદાયોની,** વસતિના મોટા ભાગની, હાલતમાં સુધારો પણ થશે. સૌ જાણે છે કે આધુનિક લડાઈઓમાં આર્થિક સંઘટના નિર્ણાયક મહત્ત્વ ધરાવે છે. રશિયા

પાસે અનાજ, કોલસા, તેલ, અને લોખંડ પૂરતા પ્રમાણમાં છે. એ સંબંધમાં આપણે કોઈ પણ યુદ્ધરત યુરોપીય દેશ કરતાં બહેતર હાલતમાં છીએ. ઉપર નિર્દેશિત પગલાં લઈને આર્થિક અંધાધૂંધીની સામે સંઘર્ષ લડવામાં આવે, એ સંઘર્ષમાં પ્રજાકીય પહેલકદમીને સક્રિય બનાવવામાં આવે, લોકોની હાલતમાં સુધારો આણવામાં આવે, અને બૅંકો તથા સિંડિકેટોનું રાષ્ટ્રીયકરણ અપનાવવામાં આવે તો રશિયા પોતાની ક્રાંતિ તથા પોતાની લોકશાહીનો ઉપયોગ આખા દેશને આર્થિક સંઘટનાની અતુલ્ય ઉચ્ચતર કક્ષાએ પહોંચાડી દેવા માટે કરી શકે.

એપ્રિલમાં સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોએ નિયંત્રણના દરેક પગલાને અવરોધતી તથા ઉત્પાદનને ખરાબે ચડાવી દેતી મૂડીદાર વર્ગ જોડેની "એકસંપી"ને બદલે સોવિયેતોને સત્તા હવાલે કરી દીધી હોત અને પોતાની જહેમતોને "પ્રધાનપદાંની રમત"માં નહિ, નોકરશાહી રીતે કેડેટોની જોડાજોડ પ્રધાનોનાં, ઉપપ્રધાનોનાં, તથા એવાં જ બીજાં પદો હાંસલ કરી લેવામાં નહિ, પરંતુ કામદારો તથા કિસાનોને મૂડીદારોની **ઉપર તેમના** નિયંત્રણની સ્થાપનામાં, મૂડીદારો **સામેના** તેમના **જંગમાં,** માર્ગદર્શન આપવાની દિશામાં વાળી હોત તો રશિયા આજે આર્થિક દૃષ્ટિએ પૂરેપૂરું રૂપાંતર પામી ચૂકેલો દેશ હોત, જમીન કિસાનોના હાથમાં હોત, બૅંકોનું રાષ્ટ્રીયકરણ થઈ ગયું હોત, અર્થાત્ **એટલા પ્રમાણમાં** (અને આ બાબતો આધુનિક જીવનના અત્યંત મહત્ત્વના આર્થિક પાયાઓ સમી છે) બીજા બધા મૂડીવાદી દેશોથી **ચડિયાતો** દેશ હોત.

બૅંકોની ખાનગી માલિકી કાયમ રાખનારા દેશની સરખામણીમાં બૅંકોનું રાષ્ટ્રીયકરણ કરી ચૂકેલો દેશ **ચડિયાતું** સંરક્ષણ સામર્થ્ય, **ચડિયાતી** લશ્કરી તાકાત, ધરાવતો હોય છે. જમીનની માલિકી જમીનદારોના હાથમાં કાયમ રાખનારા દેશની સરખામણીમાં જમીન કિસાન સમિતિઓને હવાલે કરી ચૂકેલો કિસાન દેશ **ચડિયાતી** લશ્કરી તાકાત ધરાવતો હોય છે...

૧૯૧૭ના સપ્ટેંબરની
૧૦-૧૪ (૨૩-૨૭) તારીખે લિખિત

૧૯૧૭ના ઑક્ટોબરના અંતમાં
'પ્રિબોઈ' પ્રકાશકો (પેત્રોગ્રાદ)
તરફથી પુસ્તિકાના રૂપમાં પ્રકાશિત

## ક્રાંતિનાં કર્તવ્યોમાંથી

## દુકાળ અને આર્થિક પાયમાલીની સામે સંઘર્ષ

૫. સોવિયેત સરકારે ઉત્પાદન અને વહેંચણી ઉપર દેશવ્યાપી પાયાનું કામદારોનું નિયંત્રણ તત્કાળ દાખલ કરવું જોઈએ. મેની છઠ્ઠી તારીખ પછીના અનુભવે બતાવી આપ્યું છે કે એવા નિયંત્રણની ગેરહાજરીમાં સુધારાઓનાં બધાં વચનો અને સુધારાઓ દાખલ કરવાના સઘળા પ્રયાસો નિર્માલ્ય બની રહે છે, અને અભૂતપૂર્વ આફતના સંગાથમાં દુકાળ આખા દેશ માટે દર અઠવાડિયે વધારે ને વધારે મોટો ભય બની રહ્યો છે.

બૅંકોનું તથા વીમાની પેઢીઓનું તેમ જ ઉદ્યોગની સૌથી મહત્ત્વની શાખાઓનું (તેલ, કોલસા, ધાતુ, ખાંડ, વગેરે) તાત્કાલિક રાષ્ટ્રીયકરણ જરૂરી છે, અને સાથે સાથે જ વાણિજ્યની ગુપ્તતા નાબૂદ કરી નાખવાનું તેમ જ સરકારી ઠેકાઓના આધારે દોલતમંદ બની રહેલા અને પોતાના નફા તથા મિલકતની હિસાબ-તપાસણીને તથા વાજબી કરવેરાને ટાળી રહેલા નજીવી લઘુસંખ્યાના મૂડીદારોની ઉપર કામદારો તથા કિસાનોની કડક દેખરેખ સ્થાપવાનું જરૂરી છે.

મધ્યમ કિસાનોને કે કઝ્ઝાકોને કે નાના કસબીઓને એક કોપેકનુંયે નુકસાન ન પહોંચાડતાં એવાં કદમો દુકાળ સામેના સંઘર્ષ માટે તાકીદે જરૂરી બની ગયાં છે અને તદ્દન વાજબી છે કારણ કે એથી યુદ્ધના બોજાની વહેંચણી ઈનસાફી રીતે થઈ જશે. મૂડીવાદી લૂંટફાટને અંકુશમાં આણી દેવામાં આવે અને ઉત્પાદનમાં જાણીજોઈને કરવામાં આવતી ભાંગફોડને અટકાવી દેવામાં આવે ત્યાર પછી જ શ્રમની ઉત્પાદકતામાં સુધારણા આણવાનું કામ શક્ય બનશે, સાર્વત્રિક શ્રમ ભરતી તથા કારખાનાંની ચીજો સાથે અનાજનો સમુચિત વિનિમય દાખલ કરવાનું શક્ય બનશે, અને હાલ અમીરો તરફથી સંઘરી રાખવામાં આવતાં કરોડો રૂબલનાં કાગળનાણાં પાછાં સરકારી તિજોરી ભેગાં કરી દેવાનું શક્ય બનશે.

એવાં કદમો ન ઉઠાવવામાં આવે ત્યાં સુધી વિના વળતરે જમીનજાગીરો નાબૂદ કરી નાખવાનું પણ અશક્ય જ છે કારણ કે મોટા ભાગની જાગીરો બૅંકોમાં ગીરવી રાખવામાં આવેલી હોઈને જમીનદારો અને મૂડીદારોનાં હિતો અવિભાજ્ય રીતે સંકળાઈ ગયેલાં છે...

૧૯૧૭ના સપ્ટેંબરના પૂર્વાર્ધમાં
લિખિત

૧૯૧૭ના ઑક્ટોબરની ૯ અને ૧૦
(સપ્ટેંબરની ૨૬ અને ૨૭)
તારીખે 'રાબોચી પુત'ના ૨૦-૨૧
અંકોમાં પ્રકાશિત

હસ્તાક્ષર: એન. કે.

## **બોલ્શેવિકો રાજ્ય સત્તા જાળવી શકે એમ છે ખરા?**
નામક લેખમાંથી

સર્વહારા ક્રાંતિની સામે મુખ્ય મુશ્કેલી દેશવ્યાપી પાયા પર અત્યંત ચોકસાઈભર્યાં તથા અત્યંત પ્રમાણિક હિસાબકિતાબ તથા નિયંત્રણ, માલના ઉત્પાદન તથા વહેંચણીની ઉપર **કામદારોનું નિયંત્રણ**, સ્થાપવાની છે.

જ્યારે 'નોવાયા ઝીઝ્ન'ના લેખકોએ એવી દલીલ કરી કે "કામદારોને હસ્તક નિયંત્રણ"નું સૂત્ર રજૂ કરીને અમે સંઘવાદમાં સરકી રહ્યા છીએ, ત્યારે એ દલીલ તો "માર્ક્સવાદ"ને અભ્યાસ કર્યા વગર, સ્રૂવેની ઢબે કેવળ **ગોખી લઈને**, મૂઢતાભરી નિશાળિયાની રીતે લાગુ કરવાનું ઉદાહરણ જ અંકિત કરતી હતી. સંઘવાદ કાં તો સર્વહારા વર્ગની ક્રાંતિકારી સરમુખત્યારીને નકારી કાઢે છે અથવા સામાન્ય રાજકીય સત્તાની બાબતમાં કરે છે તેમ તેને પાછલી જગ્યાએ ધકેલી દે છે. પરંતુ અમે તેને મોખરે રાખીએ છીએ. અમે જો 'નોવાયા ઝીઝ્ન'ના લેખકોની જોડે સૂર મિલાવીને ફક્ત એટલું જ કહીએ કે કામદારોને હસ્તક નિયંત્રણ **નહિ પણ** રાજ્યને હસ્તક નિયંત્રણ તો તે કેવળ મૂડીવાદી-સુધારાવાદી સૂત્ર બની રહે છે, સારતત્ત્વની દૃષ્ટિએ સાવ કેડેટ ફૉર્મ્યુલા બની રહે છે, કારણ કે "રાજ્ય" હસ્તક નિયંત્રણમાં કામદારોની **સામેલગીરીની** સામે કેડેટો કશો વાંધો નથી ઉઠાવતા. કોર્નીલોવપંથી કેડેટો બરાબર જાણે છે કે એવી સામેલગીરી મૂડીદાર વર્ગ માટે કામદારોને બેવકૂફ બનાવવાની ઉત્તમ તરકીબ પૂરી પાડે છે; ગ્વોઝ્દ્યોવો, નિકીતિનો, પ્રોકોપોવિચો, ત્સેરેતેલીઓ, તથા એ ટોળકીના બાકીના માણસોને રાજકીય રીતે **લાંચ આપવાની** અત્યંત સૂક્ષ્મ રીત પૂરી પાડે છે.

જ્યારે અમે "કામદારોને હસ્તક નિયંત્રણ"ની વાત કરીએ છીએ અને તેને હંમેશાં સર્વહારા વર્ગની સરમુખત્યારીના સૂત્ર**ની જોડાજોડ**, હંમેશાં એ સૂત્ર **પછી** તરત જ, મૂકીએ છીએ ત્યારે એ રીતે અમે ખુલાસો કરી દઈએ છીએ

કે અમારો આશય કેવા પ્રકારના રાજ્યનો છે. રાજ્ય **વર્ગીય** વર્ચસ્વનું સંઘટન હોય છે. કયા વર્ગના વર્ચસ્વનું? મૂડીદાર વર્ગના વર્ચસ્વનું હોય તો તે કેડેટ-કોર્નીલોવ-"કેરેન્સ્કી" રાજ્ય છે, જે છ મહિના કરતાં વધારે સમયથી રશિયાના મહેનતકશ લોકોનું "કોર્નીલોવકરણ" તથા "કેરેન્સ્કીકરણ" કરી રહ્યું છે. સર્વહારા વર્ગના વર્ચસ્વનું હોય તો, આપણે સર્વહારા વર્ગીય રાજ્યની, **એટલે** કે સર્વહારા વર્ગીય સરમુખત્યારીની, વાત કરતા હોઈએ તો, કામદારોને હસ્તક નિયંત્રણ માલના ઉત્પાદન તથા વહેંચણીનો દેશવ્યાપી, સર્વાંગી, સર્વવ્યાપી, અત્યંત ચોકસાઈભર્યો, અને અત્યંત પ્રમાણિક **હિસાબકિતાબ** અંકિત કરી **શકે**.

સર્વહારા વર્ગીય, અર્થાત્ સમાજવાદી, રાજ્યની સામે ઉપસ્થિત મુખ્ય મુશ્કેલી એવી છે, મુખ્ય કર્તવ્ય એવું છે. એ કર્તવ્ય ઓછામાં ઓછું રશિયામાં તો સોવિયેતો વગર અસાધ્ય જ બની રહે. સોવિયેતો સર્વહારા વર્ગને **નિર્દેશ કરે** છે કે કેવું સંગઠનાત્મક કાર્ય એ ઐતિહાસિક મહત્ત્વની સમસ્યાને ઉકેલી **શકે**.

એથી આપણી સમક્ષ રાજ્ય તંત્રના સવાલનું બીજું એક પાસું ઉપસ્થિત થાય છે. આધુનિક રાજ્ય મુખ્યત્વે "જુલમી" તંત્ર—સ્થાયી સેના, પોલીસ, તથા નોકરશાહી—ઉપરાંત એવું તંત્ર ધરાવતું હોય છે કે જે બૅંકો તથા સિંડિકેટો સાથે અત્યંત ગાઢ રીતે સંકળાયેલું હોય છે, જે સમજો કે જબ્બર પ્રમાણમાં હિસાબકિતાબ તથા નોંધણીની કામગીરી કરતું હોય છે. એ તંત્રને ખતમ નથી કરવાનું, ખતમ ન કરવું જોઈએ. તેને મૂડીદારોના કાબૂમાંથી છીનવી લેવું જોઈએ; મૂડીદારોને અને તેઓ જેના વડે દોરીસંચાર કરતા હોય છે એ તાણાવાણાને એ તંત્રથી **અળગા કરી દેવા** જોઈએ, **કાપીને ખસેડી દેવા** જોઈએ, **વાઢીને છૂટા કરી નાખવા** જોઈએ; એ તંત્રને સર્વહારા વર્ગીય સોવિયેતોના **તાબામાં આણી દેવું** જોઈએ; તેને વિસ્તારવું જોઈએ, વધારે સર્વાંગી અને દેશવ્યાપી બનાવી દેવું જોઈએ. અને કાર્યને મોટા પાયાના મૂડીવાદે હાંસલ કરી લીધેલી સિદ્ધિઓના ઉપયોગ વડે પાર પાડી **શકાય** એમ છે (જેવી રીતે સર્વહારા વર્ગીય ક્રાંતિ એ સિદ્ધિઓનો ઉપયોગ કરીને જ પોતાનું લક્ષ્ય સામાન્ય રૂપમાં સિદ્ધ કરી શકે એવી જ રીતે).

મૂડીવાદે બૅંકો, સિન્ડિકેટો, ટપાલ વ્યવસ્થા, ઉપભોકતા મંડળો, અને ઑફિસ કર્મચારી યુનિયનોના રૂપમાં હિસાબકિતાબ **તંત્રનું** સર્જન કર્યું છે. **મોટી બૅંકો વગર સમાજવાદ અશક્ય બની રહેશે.**

મોટી બૅંકો એવું "રાજ્ય તંત્ર" છે કે જે આપણને સમાજવાદ સિદ્ધ કરવા માટે **જરૂરી છે** અને જેને આપણે મૂડીવાદ પાસેથી **તૈયાર હાલતમાં લઈએ**

છીએ. અહીંયાં આપણું કર્તવ્ય તો એટલું જ છે કે એ સરસ તંત્રને **મૂડીવાદી રીતે ખંડિત કરી નાખતી** બાબતોને આપણે **કાપીને હઠાવી દઈએ,** એ તંત્રને હજી **વધારે મોટું** બનાવીએ, હજી વધારે લોકશાહી સ્વરૂપનું બનાવીએ, હજી વધારે સર્વાંગી બનાવીએ. પરિમાણ ગુણવત્તામાં રૂપાંતરિત થઈ જશે. એક જ રાજ્ય બૅંક, મોટામાં મોટી બૅંક, દરેક ગ્રામજિલ્લામાં તથા દરેક કારખાનામાં શાખા ધરાવતી બૅંક, **સમાજવાદી** તંત્રનો નેવું ટકા જેટલો હિસ્સો બની રહેશે. એ હશે દેશવ્યાપી **નામું,** માલના ઉત્પાદન તથા વહેંચણીનો દેશવ્યાપી **હિસાબકિતાબ,** સમજો કે એ હશે સમાજવાદી સમાજના **માળખાનું** સ્વરૂપ ધરાવતું કશુંક.

આપણે એ "રાજ્ય તંત્ર"ને (જે મૂડીવાદી સમાજમાં પૂર્ણ રૂપે રાજ્ય તંત્ર નથી પરંતુ આપણી બાબતમાં, સમાજવાદી સમાજમાં, એવું બની રહેશે) એક ઝટકે, એક જ ડિક્રી મારફત, "કબજે લઈ" શકીએ અને "ગતિમાન કરી" શકીએ કારણ કે નામાનું, નિયંત્રણનું, નોંધણીનું, હિસાબકિતાબનું, અને ગણતરીનું વસ્તુગત કાર્ય તો **કર્મચારીઓ** કરતા હોય છે, અને તેમાંથી મોટા ભાગના સર્વહારા કે અર્ધ-સર્વહારાની હાલતમાં જિંદગી ગુજારતા હોય છે.

સર્વહારા વર્ગીય સરકાર એક જ ડિક્રી મારફત એ કર્મચારીઓને રાજ્યના કર્મચારીઓના દરજ્જામાં ફેરવી નાખી શકે અને તેણે ફેરવી નાખવા જ જોઈએ— હડતાલ પર ઊતરેલા રેલવે કામદારોને જેવી રીતે બ્રિઆં તથા બીજા મૂડીવાદી પ્રધાનો જેવા મૂડીવાદના રખેવાળ ડાઘિયાઓ એક જ હુકમ જાહેર કરીને રાજ્યના કર્મચારીઓના દરજ્જામાં ફેરવી નાખતા હોય છે એવી જ રીતે. આપણને એવા પ્રકારના ઘણા વધારે રાજ્ય કર્મચારીઓની જરૂર પડશે, અને વધારે મેળવી **શકાય** એમ પણ છે કારણ કે મૂડીવાદે હિસાબકિતાબ અને નિયંત્રણનું કામ સરળ બનાવી દીધું છે, તેને લખતાં વાંચતાં જાણતો કોઈ પણ માણસ કરી શકે એવું પ્રમાણમાં સાદી રીતના **નામાનું** કામ બનાવી દીધું છે.

બૅંકો, સિન્ડિકેટો, વેપારવાણિજ્ય, વગેરેના સાધારણ કર્મચારીઓને રાજ્યના કર્મચારીઓમાં પલટાવી નાખવાનું ટેકનિકલ દૃષ્ટિએ (નાણાકીય મૂડીવાદ સમેત મૂડીવાદી પદ્ધતિએ આપણે માટે પ્રારંભિક કાર્ય કરી આપ્યું છે એટલે) તેમ જ રાજકીય દૃષ્ટિએ બરાબર સાધ્ય છે— એટલી શરતે કે **સોવિયેતો** નિયંત્રણ કરે અને દેખરેખ રાખે.

ઊંચા અમલદારો સંખ્યામાં બહુ થોડા છે પરંતુ મૂડીદારો તરફ ખેંચાતા રહે છે એટલે આપણે મૂડીદારોના સંબંધમાં જેવું વલણ અપનાવીએ એવું જ

વલણ, અર્થાત્ "કડક" વલણ, તેમના સંબંધમાં પણ અપનાવવું પડશે. મૂડીદારોની જેમ જ તેઓ પણ **પ્રતિકાર** કરશે. એ પ્રતિકારને **તોડી નાખવો** પડશે, અને સદૈવ ભોળો પેશેખોનોવ છેક ૧૯૧૭ના જૂનમાં પોતે "રાજ્યના મામલાઓમાં જ્યારે ધાવણો બાબો" હતો ત્યારે તોતડાતી જીભે "મૂડીદારોના પ્રતિકારને તોડી નાખ્યો હોવાનો" દાવો કરતો હતો એ બાલિશ વાતને, એ બાલિશ ડંફાસને, એ બાલિશ શેખીને, **સર્વહારા વર્ગ વાસ્તવિકતામાં પલટાવી નાખશે.**

આપણે એમ કરી શકીએ કારણ કે સવાલ તો વસતિની નજીવી લઘુસંખ્યાના, શાબ્દિક અર્થમાં ગણતર માણસોના, પ્રતિકારને તોડી નાખવાનો જ છે; અને તેમાંના દરેકની ઉપર કર્મચારી યુનિયનો, ટ્રેડ યુનિયનો, ઉપભોકતા મંડળો, તથા સોવિયેતો એવી **દેખરેખ** રાખશે કે દરેક તીત તીતિચ સેદાન ખાતે ઘેરાઈ ગયેલા ફ્રેંચોની જેમ[30] ઘેરાઈ જશે. એ તીત તીતિચોનાં નામોની આપણને ખબર છે—આપણને તો ખાલી ડાયરેકટરો, સંચાલક મંડળના સભ્યો, મોટા શેરહોલ્ડરો, વગેરેની સૂચિઓ જ જોવી પડે એમ છે. **આખા** રશિયામાં થોડાક સેંકડા અથવા બહુ બહુ તો થોડાક હજાર એવા માણસો છે, અને સર્વહારા વર્ગીય રાજ્ય સોવિયેતોના તંત્ર તથા કર્મચારીઓનાં યુનિયનો વગેરે મારફત તેમાંના દરેકની ઉપર દસ દસ કે પછી સો સો નિરીક્ષકો નીમી શકશે, એટલે "પ્રતિકારને તોડી નાખવાને" બદલે સંભવ છે કે **કામદારોને હસ્તક નિયંત્રણ** (મૂડીદારોની ઉપર નિયંત્રણ) મારફત આપણે કોઈ પણ જાતના પ્રતિકારને જ **અશકય** બનાવી દઈએ.

મૂડીદારોની મિલકત જપ્ત કરી લેવાની બાબત પણ મહત્ત્વની નહિ હોય, અસલ મહત્ત્વની બાબત તો હશે મૂડીદારો અને તેમના શક્ય ટેકેદારોની ઉપર કામદારોનું દેશવ્યાપી, સર્વાંગી નિયંત્રણ સ્થાપવાની. એકલા મિલકતની જપ્તિના કદમથી કશો ફાયદો ન થાય કારણ કે તેમાં સંગઠનનું, સરખી વહેંચણીના હિસાબકિતાબનું, તત્ત્વ સામેલ નથી હોતું. જપ્તિને બદલે આપણે **વાજબી** કરવેરા (દાખલા તરીકે "શિનગાર્યોવ" પ્રમાણનાયે) લગાવી શકીએ, અને તેમાં બેશક કાળજી રાખીએ કે આકારણીથી બચી રહેવાની, હકીકતને છુપાવવાની, અથવા કાનૂનથી છટકી જવાની શક્યતા કોઈને માટે મુદ્દલ રહે જ નહિ. અને એવી શક્યતાને કેવળ **કામદારોના રાજ્યમાં** કામદારોને હસ્તક નિયંત્રણ વડે જ **ખતમ કરી શકાય.**

**ફરજિયાત સંઘરચના,** એટલે કે રાજ્યના નિયંત્રણ હેઠળ ફરજિયાત મંડળોમાં

જોડાણ — મૂડીવાદે તેનો જ માર્ગ મોકળો કર્યો છે, જર્મનીમાં યુંકરોના રાજ્યે એમ જ કર્યું છે, રશિયામાં સોવિયેતો, સર્વહારા વર્ગીય સરમુખત્યારી, સહેલાઈથી એમ કરી શકે, અને એમ કરવાથી જ **આપણને** એવું **"રાજ્ય તંત્ર" મળશે** કે જે સાર્વત્રિક, અદ્યતન, અને બિનનોકરશાહી હશે.*

મૂડીદાર વર્ગના વકીલોની ચોથી દલીલ એવી છે કે સર્વહારા વર્ગ "રાજ્ય તંત્રને ગતિમાન" નહિ કરી શકે. પુરોગામી દલીલની સરખામણીએ આ દલીલમાં નવું કંઈ જ નથી. આપણે પુરાણા તંત્રને બેશક કબજે ન લઈ શકીએ અને ગતિમાન ન કરી શકીએ. "ખુદ જનતામાંથી ઉદ્‌ભવ પામેલા સર્જનાત્મક ઉત્સાહના જોરદાર ઉછાળાથી" નવું તંત્ર, સોવિયેતો, **ક્યારનું** ગતિમાન થઈ ચૂકેલું છે. આપણે તો માત્ર એટલું જ કરવાનું છે કે સમાજવાદી-ક્રાંતિકારી અને મેન્શેવિક આગેવાનોના વર્ચસ્વે તેની ઉપર લાદેલાં **બંધનોથી** તેને મુકત કરી દઈએ. એ તંત્ર **ક્યારનું** ગતિમાન છે, આપણે તો માત્ર એટલું જ કરવાનું છે કે તેને પુરવેગે આગળ ધપતું અટકાવનારા ભયંકર નિમ્ન-મૂડીવાદી અવરોધોથી છુટકારો અપાવીએ.

જે કંઈ કહેવાઈ ગયું છે તેની પુરવણી માટે અહીંયાં બે સંજોગોની છણાવટ જરૂરી છે. પહેલી વાત તો એ કે નિયંત્રણનાં નવાં સાધનોનું સર્જન આપણા તરફથી **નથી** થયું પરંતુ મૂડીવાદ તરફથી તેની લશ્કરી-સામ્રાજ્યવાદી કક્ષામાં થયું છે, અને બીજી વાત એ કે સર્વહારા વર્ગીય રાજ્યના **કારોબારમાં** વધારે લોકશાહી દાખલ કરવાની બાબત મહત્ત્વની છે.

અનાજની ઈજારદારી અને રોટીનું રૅશન આપણે દાખલ નહોતાં કર્યાં પરંતુ મૂડીવાદી રાજ્યે યુદ્ધના સમયમાં દાખલ કર્યાં હતાં. કામદારો માટે યુદ્ધ-સમયની સખત મજૂરીની કેદ સમી સાર્વત્રિક શ્રમ ભરતી પણ તે મૂડીવાદના માળખાની અંદર દાખલ કરી ચૂક્યું હતું. પરંતુ સર્વહારા વર્ગ પોતાની સમગ્ર ઈતિહાસ-સર્જક પ્રવૃત્તિઓમાં કરે છે એવી જ રીતે આ બાબતમાં પણ તે પોતાનાં હથિયારો મૂડીવાદ પાસેથી મેળવે છે, તેમને "ઉપજાવી" નથી કાઢતો કે "શૂન્યમાંથી પેદા" નથી કરતો.

---

* ફરજિયાત સંઘરચનાના અર્થની વધારે વિગતો માટે જુઓ મારી પુસ્તિકા: 'તોળાઈ રહેલી આફત અને તેનો સામનો કેવી રીતે કરવો'. (જુઓ આ પુસ્તકનાં પૃષ્ઠ ૬૨.—સં.)

અનાજની ઈજારદારી, રોટીનું રૅશન, અને શ્રમ ભરતી સર્વહારા વર્ગીય રાજ્યના હાથમાં, સર્વસત્તાક સોવિયેતોના હાથમાં, હિસાબકિતાબ તથા નિયંત્રણનું ભારે જોરદાર સાધન બની રહેશે; એવું સાધન બની રહેશે કે તેને મૂડીદારોની ઉપર, **સામાન્ય રૂપે અમીરોની ઉપર**, અજમાવવામાં આવે તો, તેમની ઉપર કામદારો તરફથી અજમાવવામાં આવે તો, તે "રાજ્ય તંત્રને ગતિમાન કરવા" માટે, મૂડીદારોના પ્રતિકારને પહોંચી વળવા માટે, તેમને સર્વહારા વર્ગીય રાજ્યના તાબામાં આણી દેવા માટે, ઈતિહાસમાં અભૂતપૂર્વ શકિત પૂરી પાડશે. નિયંત્રણનું અને **લોકોને કામ કરવાની ફરજ પાડવાનું** એ સાધન કન્વેન્શનના કાનૂનો તથા તેના વધસ્તંભથીયે વધારે તાકાતવાન બની રહેશે. વધસ્તંભે તો **માત્ર** ત્રાસ ફેલાવ્યો હતો, કેવળ **સક્રિય** પ્રતિકારને તોડી નાખ્યો હતો. **આપણે માટે એટલું પૂરતું નથી.**

આપણે માટે એટલું પૂરતું નથી. આપણે માટે કેવળ એટલું પૂરતું નથી કે આપણે મૂડીદારોની અંદર "ત્રાસ ફેલાવી દઈએ", અર્થાત્ તેમને સર્વહારા વર્ગીય રાજ્યની સર્વશકિતમત્તાનું ભાન કરાવી દઈએ અને તેનો સક્રિય પ્રતિકાર કરવાનો ખ્યાલ તજી દેવાની ફરજ પાડીએ. આપણે તો **નિષ્ક્રિય** પ્રતિકારને પણ તોડી નાખવો જ જોઈએ કારણ કે તે નિ:શંક વધારે જોખમી તથા હાનિકારક હોય છે. આપણે દરેક પ્રકારના પ્રતિકારને તોડી નાખવા પૂરતા જ સીમિત ન રહેવું જોઈએ. આપણે નવી રાજ્ય સંઘટનાના માળખાની અંદર **કામ કરવાની મૂડીદારોને ફરજ પણ પાડવી** જોઈએ. મૂડીદારોને કેવળ "હઠાવી દેવાનું" જ પૂરતું નથી, આપણે (અનિચ્છનીય અને રીઢા "પ્રતિકારવીરો"ને હઠાવી દીધા પછી) તેમને **નવા રાજ્યની સેવામાં** લગાવી દેવા જોઈએ. આ બાબત મૂડીદારોને તેમ જ મૂડીવાદી બુદ્ધિજીવીઓ, ઑફિસ કર્મચારીઓ, વગેરેના ઉપલા વિભાગને લાગુ થાય છે.

અને એમ કામ પાર પાડવાનાં સાધનો આપણી પાસે છે. તેનાં સાધનો અને તરીકાઓ મૂડીવાદી રાજ્યે યુદ્ધ દરમિયાન આપણને આપ્યાં છે. એ સાધનો છે અનાજની ઈજારદારી, રોટીનું રૅશન, અને શ્રમ ભરતી. "જે કામ નહિ કરે તે ખાશે પણ નહિ"—આ છે મૂળભૂત સિદ્ધાંત, સૌથી પહેલો અને સૌથી મહત્ત્વનો નિયમ, જેને કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતો સત્તાસ્થાને આવશે ત્યારે અમલમાં મૂકી શકે એમ છે અને મૂકશે.

દરેક કામદાર પાસે કામ-પોથી હોય છે. એ પોથી તેને હલકો નથી પાડતી, જોકે **હાલના સમયે** તે નિ:શંક મૂડીવાદી રોજી-ગુલામીનો દસ્તાવેજ છે અને

એવું પ્રમાણપત્ર રજૂ કરે છે કે સંબંધિત કામદાર કોઈ પરજીવીની માલિકીનો છે.

સોવિયેતો **અમીરો માટે અને પછી ધીરે ધીરે** સમગ્ર વસતિ માટે કામ-પોથી દાખલ કરશે (કિસાન દેશમાં કિસાનોની ભારે બહુસંખ્યા માટે કામ-પોથીની આવશ્યકતા ઘણું કરીને લાંબા સમય માટે ઊભી નહિ થાય). કામ-પોથી "સાધારણ ટોળા"નો બિલ્લો મટી જશે, "નીચલા" દરજ્જાઓનો દસ્તાવેજ મટી જશે, રોજી-ગુલામીનું પ્રમાણપત્ર મટી જશે. તે તો એમ પ્રમાણિત કરતો દસ્તાવેજ બની જશે કે નવા સમાજમાં હવે "કામ કરનારા" માણસોનો વિભાગ નથી રહ્યો અને બીજી તરફ એવા માણસો પણ નથી રહ્યા કે જે **કામ ન કરતા હોય.**

અમીરોએ પોતાના કામ જોડે અત્યંત ગાઢ રૂપે સંકળાયેલા કામદાર યુનિયન અથવા ઑફિસ કર્મચારી યુનિયન પાસેથી કામ-પોથી ફરજિયાત મેળવી લેવી પડશે, અને તેમણે દર અઠવાડિયે અથવા બીજા કોઈ ચોક્કસ નિયત સમયાંતરે એ યુનિયન પાસેથી એવા મતલબનું સર્ટિફિકેટ મેળવી લેવું પડશે કે તેઓ તેમનું કામ પ્રમાણિકતાથી કરી રહ્યા છે. એવા સર્ટિફિકેટ વગર તેમને રોટીનાં રૅશનકાર્ડ કે સામાન્ય રૂપે ખોરાકની ચીજો નહિ મળે. સર્વહારા વર્ગીય રાજ્ય કહેશે: અમને બૅંકિંગના ક્ષેત્રમાં તેમ જ ઉદ્યોગધંધાઓના જોડાણના ક્ષેત્રમાં સારા સંગઠકોની જરૂર છે (આ સંબંધમાં મૂડીદારો વધારે અનુભવ ધરાવે છે અને અનુભવી માણસો જોડે કામ કરવાનું વધારે સહેલું હોય છે), અને અમને અગાઉ કરતાં ઘણા ઘણા વધારે ઇજનેરો, કૃષિવિજ્ઞાનીઓ, ટેકનિશ્યનો, તથા વૈજ્ઞાનિક તાલીમ પામેલા માણસોની જરૂર છે. અમે એ બધા વિશેષજ્ઞોને એવું કામ આપીશું કે જેનાથી તેઓ ટેવાયેલા હોય અને જેને તેઓ સહેલાઈથી કરી શકે એમ હોય. ઘણું કરીને અમે વેતનની સંપૂર્ણ સમાનતા તો ધીરે ધીરે જ દાખલ કરીશું અને સંક્રમણના સમય દરમિયાન બધા વિશેષજ્ઞોને બીજા કરતાં વધારે પગાર આપીશું. પરંતુ અમે તેમને કામદારોના સર્વાંગી નિયંત્રણ હેઠળ રાખીશું, અને અમે એવા નિયમનો પરિપૂર્ણ તથા પાકો અમલ સિદ્ધ કરીશું કે "જે કામ નહિ કરે તે ખાશે પણ નહિ". અમે કામનું સંગઠનાત્મક રૂપ ઉપજાવી નહિ કાઢીએ પરંતુ તેને તૈયાર હાલતમાં મૂડીવાદ પાસેથી મેળવી લઈશું—અમે બૅંકો, સિંડિકેટો, સારામાં સારાં કારખાનાં, પ્રયોગ મથકો, એકેડેમીઓ, વગેરે કબજે કરી લઈશું; પછી અમારે તો માત્ર એટલું જ કરવાનું રહેશે કે ઉન્નત દેશોએ પ્રસ્તુત કરેલા ઉત્તમ નમૂનાઓ મેળવી લેવા.

અમે તરંગી દુનિયાની હાલતમાં બેશક મુદ્દલ નહિ સરી પડીએ, આખો

મૂડીદાર વર્ગ ખૂબ જ મક્કમ પ્રતિકાર કરશે એમ કહેતી વેળા અમે અત્યંત ગંભીર વહેવારુ સમજણની ભૂમિકાને તજી નથી દેતા, પરંતુ સોવિયેતોની અંદર સમગ્ર વસતિનું સંગઠન એવા પ્રતિકારને તોડી નાખશે. અસાધારણ રીતે હઠીલા અને માથાભારે મૂડીદારોને તેમની પૂરી મિલકતની જપ્તિની તથા કારાવાસની સજા કરવી જ પડશે. પરંતુ બીજી તરફ સર્વહારા વર્ગનો વિજય એવા પ્રકારના કિસ્સાઓની સંખ્યામાં વૃદ્ધિ આણશે જ કે જેનો અહેવાલ મેં આજના 'ઇઝવેસ્તિયા'માં વાંચ્યો હતો. દાખલા તરીકે:

"સપ્ટેંબરની ૨૬મી તારીખે બે ઇજનેરોએ કારખાના સમિતિઓની કેંદ્રીય પરિષદના કાર્યાલયમાં આવીને સમાચાર આપ્યા કે ઇજનેરોના એક જૂથે ફેંસલો કરીને સમાજવાદી ઇજનેરોના યુનિયનની સ્થાપના કરી છે. યુનિયન માને છે કે વર્તમાન સમય વાસ્તવમાં સામાજિક ક્રાંતિનો આરંભ અંકિત કરે છે, અને યુનિયન પોતાને મહેનતકશ લોકોની સેવામાં પેશ કરે છે, કામદારોનાં હિતોની રક્ષા કાજે કામદાર સંગઠનોની સાથે સંપૂર્ણ એકતા સાધીને કાર્ય કરવા ઇચ્છે છે. કારખાના સમિતિઓની કેંદ્રીય પરિષદના પ્રતિનિધિઓએ જવાબ આપ્યો કે પરિષદ ખુશીથી પોતાના સંગઠનની અંદર ઇજનેરોનો વિભાગ સ્થાપશે અને એ વિભાગ ઉત્પાદનની ઉપર કામદારોના નિયંત્રણના સંબંધમાં કારખાના સમિતિઓના પ્રથમ સંમેલનની મુખ્ય થિસિસોને પોતાના કાર્યક્રમમાં સામેલ કરશે. કારખાના સમિતિઓની કેંદ્રીય પરિષદના ડેલિગેટો અને સમાજવાદી ઇજનેરોના પહેલકદમી જૂથના ડેલિગેટોની એક સંયુક્ત મિટિંગ આગામી થોડા દિવસોની અંદર ભરવામાં આવશે."

('ઇઝવેસ્તિયા', ૨૭ સપ્ટેંબર, ૧૯૧૭.)

૧૯૧૭ના સપ્ટેંબરના અંત
અને ૧ (૧૪) ઑક્ટોબર
દરમિયાન લિખિત

૧૯૧૭ના ઑક્ટોબરમાં સામયિક
'પ્રોસ્વેશ્ચેનિયે'ના ૧-૨ અંકમાં
પ્રકાશિત

## કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી નિયમોનો ખરડો[31]

૧. ઓછામાં ઓછા પાંચ કામદારો તથા ઑફિસ કર્મચારીઓને (ભેગા મળીને કુલ) કામે રાખનારા અથવા ઓછામાં ઓછી ૧૦૦૦૦ રૂબલની વાર્ષિક લેવડદેવડ કરનારા તમામ ઔદ્યોગિક, વાણિજ્ય, બૅંકિંગ, ખેતીવાડી, તથા અન્ય ઉદ્યમોમાં તમામ પેદાશો તથા કાચા માલના ઉત્પાદન, સંગ્રહ, ખરીદી, તથા વેચાણની ઉપર **કામદારોનું નિયંત્રણ** દાખલ કરવામાં આવશે.

૨. કામદારોને હસ્તક નિયંત્રણનો અમલ ઉદ્યમના તમામ કામદારો તથા ઑફિસ કર્મચારીઓ, સીધું નિયંત્રણ શક્ય બને એવા નાના ઉદ્યમોમાં સીધી રીતે કરશે, અથવા પોતાના ચૂંટાયેલા પ્રતિનિધિઓ મારફત કરશે. પ્રતિનિધિઓની ચૂંટણી સામાન્ય સભાઓમાં **તાત્કાલિક રીતે** કરવામાં આવશે, ચૂંટણીની કારવાઈની નોંધો લખી લેવામાં આવશે, અને ચૂંટાયેલા માણસોનાં નામોની યાદી સરકારને તેમ જ કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના પ્રતિનિધિઓની સ્થાનિક સોવિયેતોને મોકલવામાં આવશે.

૩. રાજ્યના સંબંધમાં મહત્ત્વ ધરાવતા (જુઓ કલમ ૭) કોઈ પણ ઉદ્યમ કે ઔદ્યોગિક કામધંધામાં ચૂંટાયેલા પ્રતિનિધિઓની પરવાનગી વગર કામ અટકાવી દેવાની કે કામગીરીમાં કશા ફેરફાર કરવાની સખત મનાઈ છે.

૪. કશા અપવાદ વગર **તમામ** ચોપડા તથા દસ્તાવેજો તેમ જ **તમામ** ગોદામો અને માલ, સાધનસરંજામ, તથા પેદાશોના જથ્થા ચૂંટાયેલા પ્રતિનિધિઓની પહોંચમાં રાખવામાં આવશે.

૫. કામદારો તથા ઑફિસ કર્મચારીઓના ચૂંટાયેલા પ્રતિનિધિઓના નિર્ણયો ઉદ્યમોના માલિકો માટે બંધનકારી ગણાશે અને માત્ર ટ્રેડ યુનિયનો તથા તેમની કૉંગ્રેસો જ એવા નિર્ણયોને રદ કરી શકશે.

૬. રાજ્યના સંબંધમાં મહત્ત્વ ધરાવતા સઘળા ઉદ્યમોમાં કડકમાં કડક

બંદોબસ્ત તથા શિસ્તની જાળવણીના સંબંધમાં તેમ જ મિલકતની સલામતીના સંબંધમાં **તમામ** માલિકો તેમ જ કામદારોને હસ્તક નિયંત્રણ માટે કામદારો તથા ઑફિસ કર્મચારીઓમાંથી ચૂંટાયેલા **તમામ** પ્રતિનિધિઓ રાજ્યને જવાબદાર રહેશે. ફરજની અવગણના, માલના જથ્થાની છુપામણી, હિસાબકિતાબમાં બેઈમાની, વગેરે બાબતોના ગુનેગાર માણસોને તેમની સમગ્ર મિલકતની જપ્તિની અને પાંચ વર્ષ સુધીની કારાવાસની સજા કરવામાં આવશે.

૭. રાજ્યના સંબંધમાં મહત્ત્વ ધરાવતા ઉદ્યમોનો અર્થ છે સંરક્ષણ સંબંધી કામગીરી કરતા અથવા વસતિના સમુદાયોના ગુજરાન માટે જરૂરી વસ્તુઓના ઉત્પાદન સાથે કોઈ પણ રીતે સંકળાયેલા તમામ ઉદ્યમો.

૮. કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી વધારે વિગતવાર નિયમો કામદારોના પ્રતિનિધિઓની સ્થાનિક સોવિયેતો અને કારખાના સમિતિઓનાં સંમેલનો તરફથી તેમ જ ઑફિસ કર્મચારીઓની સમિતિઓ તરફથી તેમના પ્રતિનિધિઓની સામાન્ય સભાઓમાં ઘડી કાઢવામાં આવશે.

૧૯૧૭ના ઑક્ટોબરની
૨૬ કે ૨૭મી (નવેંબરની
૮ કે ૯મી) તારીખે લિખિત

પહેલી વાર ૧૯૨૯માં
લેનિનની સંગૃહીત કૃતિઓની
બીજી અને ત્રીજી આવૃત્તિઓના
૨૨મા ગ્રંથમાં પ્રકાશિત

## વસતિને

સાથી કામદારો, સૈનિકો, કિસાનો, અને બધા કામગાર લોકો!

કેરેન્સ્કી દ્વારા ભોળવવામાં આવેલા કઝ્ઝાકોની અલ્પ સંખ્યાના છેલ્લા અવશેષોને વિખેરી નાખવામાં આવ્યા છે કે કેદ પકડી લેવામાં આવ્યા છે એટલે હવે પેત્રોગ્રાદમાં કામદાર-કિસાન ક્રાંતિ ચોક્કસ રૂપે વિજયી થઈ ગઈ છે. ક્રાંતિ મોસ્કોમાં પણ વિજયી થઈ ગઈ છે. પેત્રોગ્રાદથી મોકલવામાં આવેલી સૈનિકો ભરેલી ગાડીઓ આવી પહોંચે તે પહેલાં જ મોસ્કોમાં યુંકરોએ અને બીજા કોર્નીલોવપંથી માણસોએ સુલેહની શરતો ઉપર હસ્તાક્ષર કરી દીધા હતા. સુલેહની શરતો હતી—યુંકરોને શસ્ત્રહીન કરી નાખવા અને બચાવ-સમિતિને[૩૨] વિસર્જિત કરી નાખવી.

નવી સરકારને અને નવી સરકારની સુલેહ બાબતની તથા બધી જમીન સત્વર કિસાનોને હવાલે કરતી ડિક્રીઓને, ખાઈઓમાં બેસીને લડતા સૈનિકોની અને જીલ્લાઓમાં કિસાનોની અતિ વ્યાપક બહુસંખ્યાનો ટેકો જાહેર કરતા અહેવાલો મોરચેથી અને ગામડાંમાંથી પ્રતિદિન અને પ્રતિકલાક આવી રહ્યા છે. મોટા ભાગના લોકોએ કામદાર-કિસાન ક્રાંતિની તરફેણ ક્યારની કરી દીધી છે એટલે કામદાર-કિસાન ક્રાંતિના વિજયની ખાતરી પાકી થઈ ગઈ છે.

જમીનદારો અને મૂડીદારો, અને મૂડીદાર વર્ગની જોડે ઘનિષ્ઠતાથી સંકળાયેલા **મુલકી** અધિકારીઓ તેમ જ અમલદારોનાં ટોચનાં જૂથો, ટૂંકમાં બધા જ સંપત્તિશાળીઓ અને સંપત્તિશાળીઓને ટેકો આપનારાઓ, નવી ક્રાંતિ પ્રત્યે દુશ્મનાવટના પ્રત્યાઘાત પાડે, ક્રાંતિના વિજયનો પ્રતીકાર કરે, બૅંકોને બંધ કરી દેવાની ધમકી આપે, વિવિધ કાર્યાલયોના કામને અવ્યવસ્થિત કરી નાખે કે સદંતર થંભાવી નાખે, અને દરેક જાતની ઉઘાડી કે છાની રીતે ક્રાંતિને અવરોધે, એ સંપૂર્ણપણે સમજી શકાય એવી વાત છે. રાજકીય જાગૃતિ ધરાવતો દરેક

કામદાર સારી રીતે જાણતો હતો કે આ જાતના પ્રતીકારનો સામનો આપણે અનિવાર્ય રીતે કરવો જ પડશે. બોલ્શેવિકોના પક્ષના બધાં જ અખબારોએ સંખ્યાબંધ પ્રસંગોએ એને વિશે લખ્યું છે. આવા પ્રતીકારથી મહેનતકશ વર્ગો એક મિનિટ માટે પણ ધાક ખાવાના નથી, મૂડીદાર વર્ગની ધમકીઓ તથા તેઓના હુમલાઓ સમક્ષ એ વર્ગો કોઈ પણ રીતે ડગવાના નથી.

મોટા ભાગના લોકો આપણા પક્ષે છે. આખી દુનિયામાં મોટા ભાગના કામગાર અને પીડિત લોકો આપણા પક્ષે છે. આપણું લક્ષ્ય ન્યાયી છે. આપણો વિજય ચોક્કસ છે.

મૂડીદારોના અને ઊંચી પાયરીના અમલદારોના પ્રતિકારને કચડીને ખતમ કરી નાખવામાં આવશે. બૅંકોનું અને સિંડિકેટોનું રાષ્ટ્રીયકરણ જાહેર કરતા ખાસ રાજ્યકાનૂન વગર એક પણ વ્યકિતની મિલકત છીનવી લેવામાં નહિ આવે. એવા કાનૂનનો ખરડો તૈયાર થઈ રહ્યો છે. એક પણ મહેનતકશને કે કામદારને એક કોપેકનું પણ નુકસાન નહિ ખમવું પડે, એને તો ઊલટી મદદ મળશે. પાકા હિસાબ અને કડક નિયંત્રણ સિવાય, અગાઉ નક્કી કરવામાં આવેલા કરોને પૂરેપૂરા વસૂલ કરવા સિવાય, બીજાં કોઈ કદમ ઉઠાવવાનો સરકારનો ઈરાદો નથી.

આ ન્યાયી માગણીઓના સમર્થન અર્થે વિશાળ બહુમતીમાં લોકો કામચલાઉ કામદાર-કિસાન સરકારને ટેકો આપવા ઊમટયા છે.

કામગાર સાથીઓ! યાદ રાખજો કે હવે તો **તમે પોતે જ** રાજ્યના સુકાને ખડા છો. તમે પોતે જ એક થઈ જઈને રાજ્યની **બધી બાબતો તમારા** હાથમાં નહિ લઈ લો તો તમને કોઈ મદદ નહિ કરે. **તમારી** સોવિયેત સંસ્થાઓ હવેથી રાજ્યાધિકારનાં સંઘટનોનું સ્થાન લઈ લે છે, અને સંપૂર્ણ સત્તા સાથે કામ કરતી સંસ્થાઓ બની જાય છે.

તમારી સોવિયેત સંસ્થાઓને ટેકો આપવા ઊમટો. સોવિયેતોને મજબૂત બનાવો. પોતે જ કામ શરૂ કરી દો, તળિયેથી જ શરૂઆત કરો, કોઈની રાહ જોશો નહિ. કડકમાં કડક ક્રાંતિકારી વ્યવસ્થા સ્થાપો, દારૂડિયાઓના, મવાલીઓના, પ્રતિક્રાંતિકારી યુંકરોના, કોર્નીલોવપંથી માણસોના, અને એવા જ બીજા લોકોના અરાજકતા પેદા કરવાના પ્રયાસો વિરુદ્ધ મુદ્દલ દયા બતાવ્યા વગર કામ લો.

ઉત્પાદન ઉપર અને નીપજોના હિસાબ ઉપર કડકમાં કડક જાપતો રાખવાની પાકી ખાતરી કરો. જનતાના હિતને ઈજા પહોંચાડવાની હિંમત કરે એવા બધાને ગિરફતાર કરીને ક્રાંતિકારી અદાલતોને હવાલે કરી દો, અને એમ કરવામાં એ

વાતની દરકાર ન કરો કે ઈજા ઉત્પાદનને નુકસાન પહોંચાડવામાં (ભાંગફોડ, ઢીલ અને ઊથલપાથલની ઉશ્કેરણી) વ્યક્ત થઈ છે; અનાજના તથા નીપજોના સંઘરામાં કે અનાજની રવાનગીના વિલંબમાં વ્યક્ત થઈ છે; રેલવે, ટપાલ, તાર અને ટેલિફોન જેવી સેવાઓને અવ્યવસ્થિત કરી દેવામાં થઈ છે; કે પછી સુલેહના મહાન હેતુના અને જમીન કિસાનોને સુપરત કરી દેવાના તેમ જ ઉત્પાદન અને નીપજોની વહેંચણી ઉપર કામદારોનું પાકું નિયંત્રણ સ્થાપિત કરવાના કાર્યના કોઈ પણ પ્રકારના લેશ પણ પ્રતીકારમાં વ્યક્ત થઈ છે.

સાથી કામદારો, સૈનિકો, કિસાનો અને બધા કામગાર લોકો! **બધી** સત્તા **તમારી** સોવિયેતોના હાથમાં લઈ લો. સાવધ રહો, અને તમારાં જમીન, અનાજ, કારખાનાં, સરંજામ, નીપજો, વાહનો — જે આજથી **સંપૂર્ણપણે** તમારી માલિકીનું, સાર્વજનિક માલિકીનું, થઈ જવાનું છે તે સર્વની તમારી આંખની કીકીની જેમ રક્ષા કરો. ધીરે ધીરે, મોટા ભાગના કિસાનોની મંજૂરી અને સંમતિ મેળવી લઈને, તેઓના અને કામદારોના **વ્યાવહારિક** અનુભવ જોડે સુસંગત થાય એવી રીતે, દૃઢતાથી અને અડગતાથી આપણે સમાજવાદના વિજય તરફ આગેકૂચ કરીશું — એવા વિજય તરફ આગેકૂચ કરીશું જેને મોટા ભાગના સભ્ય દેશોના અગ્રગામી કામદારો પાકો બનાવશે અને જે પ્રજાઓ માટે કાયમી શાંતિ લાવશે તથા તેઓને બધી જાતના જુલમથી અને બધી જાતના શોષણથી મુક્ત કરશે.

લોક કમિસાર મંડળના અધ્યક્ષ
**વ્લા. ઉલ્યાનોવ** (લેનિન)

૫ નવેંબર, ૧૯૧૭
પેટ્રોગ્રાદ

'પ્રાવદા', અંક ૪ (સાંજની આવૃત્તિ)
૧૯(૬) નવેંબર, ૧૯૧૭

## ઘરો તથા ચાલીઓની જપ્તિ માટેના કાનૂનની થિસિસો[33]

૧) **બધી** જમીન (શહેરી) રાષ્ટ્રની મિલકત બની જશે.

૨) ભાડૂતોને **પદ્ધતિસર** ભાડે આપવામાં આવતાં મકાનો જપ્ત કરી લેવામાં આવશે અને રાષ્ટ્રની મિલકત બની જશે.

૩) ભાડૂતોને ભાડે **ન** આપવામાં આવ્યાં હોય એવાં મકાનો, બંધારણસભામાં નિર્ણય લેવામાં આવે ત્યાં સુધી, માલિકોના હકોમાં કશા ફેરફાર વગર માલિકોના કબજામાં રહેશે.

૪) જપ્ત કરી લેવામાં આવેલાં મકાનોનું થોડાક મહિનાઓનું (બેથી ત્રણ મહિનાઓનું) વળતર માલિકોને તેઓ સાબિતી પૂરી પાડે...*

૫) ભાડાં (કોણ?) **સોવિયેતો** વસૂલ કરશે (સોવિયેતોનાં ચાલુ ખાતાંમાં ચૂકવવામાં આવશે).

૬) બાંધકામ સમિતિઓ (ટ્રેડ યુનિયનો + બાંધકામ કાર્યાલયો) મકાન સવલતોની (ઈંધણ, વગેરે) જવાબદારી પણ સંભાળશે.

૭) ભાડાંની ચુકવણી તત્કાળ અમલમાં આવશે.

૮) બાંધકામ તથા મકાન સમિતિઓની કામગીરી ટ્રેડ યુનિયનો તથા સોવિયેતો તરફથી જેમ જેમ તેમની સ્થાપના થતી જાય તેમ તેમ ધીરે ધીરે અમલમાં મુકાતી જશે.

૯) મકાનોમાં ગરમાવાના બંદોબસ્તની અને તેમની ધોરણસર દેખરેખની

---

*વાક્ય અધૂરું છે. — સં.

જવાબદારી મકાન સમિતિઓની તથા બીજી સંસ્થાઓની (ટ્રેડ યુનિયનો, સોવિયેતો, નગર પરિષદનાં ઇંધણ ખાતાં, વગેરેની) રહેશે.

૧૯૧૭ના નવેંબરની
૨૦મી (ડિસેંબરની ત્રીજી)
તારીખે લિખિત

પહેલી વાર ૧૯૩૩માં
લેનિન લેખસંગ્રહના
૨૧મા ગ્રંથમાં પ્રકાશિત

## શ્લ્યાપ્નિકોવ અને દ્ઝેર્ઝીન્સ્કીને

સાથી શ્લ્યાપ્નિકોવ અને સાથી દ્ઝેર્ઝીન્સ્કી!

આ પત્ર લઈને તમારી પાસે આવનાર સાથી વોરોબ્યોવ ઉરાલના ડેલિગેટ છે અને પોતાના સ્થાનિક સંગઠન તરફથી સરસ ભલામણો ધરાવે છે. ઉરાલમાં અત્યંત વિકટ સમસ્યા ઊભી થયેલી છે. ઉરાલનાં કારખાનાંનાં **અહીંયાં સ્થિત** (પેત્રોગ્રાદમાં કાર્યાલયો ધરાવતાં) સંચાલક મંડળોને તત્કાળ **ગિરફ્તાર કરી લેવામાં** આવે, ઉરાલમાં કટોકટી ઊભી કરવા બદલ તેમની ઉપર (ક્રાંતિકારી) અદાલતી કામ ચલાવવાની વ્યવસ્થા કરવામાં આવે, અને ઉરાલનાં તમામ કારખાનાં **જપ્ત કરી લેવામાં** આવે. આ સંબંધમાં ડિક્રીનો ખરડો બને એટલો જલદી ઘડી કાઢો.[34]

લેનિન

૧૯૧૭ના નવેંબરના અંતમાં
(ડિસેંબરના આરંભમાં) લિખિત

પહેલી વાર ૧૯૨૦ના એપ્રિલની ૨૨મી તારીખે
'ઉરાલ્સ્કી રાબોચી' (યેકાતેરિનબુર્ગ) અખબારના
૯૫મા અંકમાં પ્રકાશિત

એવી યોજના કોઈ પૂરી ન પાડી શકે. પરંતુ એ કાર્ય નીચેથી થઈ શકે, લોકસમુદાયો પોતાના અનુભવના આધારે તેને પાર પાડી શકે. બેશક સૂચનાઓ આપવામાં આવશે અને તરીકાઓ બતાવવામાં આવશે, પરંતુ શરૂઆત ઉપરથી તેમ જ નીચેથી એકીસાથે કરવાનું આવશ્યક છે.

સોવિયેતોએ સમગ્ર રશિયામાં ઉત્પાદનનું નિયમન કરતાં સંઘટનો બની જવું પડશે, પરંતુ તેઓ સિપાહીઓ વગરનાં લશ્કરી વડાં મથકો જેવી ન બની જાય તેની ખાતરી ઊભી કરવા માટે નીચલી કક્ષાઓમાં કાર્ય આવશ્યક છે...*

કામદાર વર્ગે દેશવ્યાપી પાયા પર નિયંત્રણ તથા ઉત્પાદનનું સંગઠન શરૂ કરી દેવું જોઈએ. વ્યકિતઓનું સંગઠન નહિ પરંતુ સમગ્ર જનતાનું સંગઠન જ સફળતાની ગૅરંટી બની રહેશે. કામદારો એ કાર્ય સફળતાથી પાર પાડી લે, આર્થિક જીવનની સંઘટના કરી લે, તો તેમનો સામનો કરી રહેલું બધું આપમેળે ખતમ થઈ જશે.

'પ્રાવદા', અંક ૨૦૮,
૨૦ (૭) ડિસેંબર, ૧૯૧૭
અને 'સોલ્દાત્સ્કાયા પ્રાવદા'
અંક ૧૦૪, ૧૪ ડિસેંબર, ૧૯૧૭

---

*કેટલાક અસ્પષ્ટ શબ્દો છોડી દેવામાં આવ્યા છે.—સં.

## અખિલ રૂસી કેંદ્રીય કાર્યવાહક સમિતિની મિટિંગમાં બૅંકોના રાષ્ટ્રીયકરણ સંબંધી પ્રવચન[35]

### ૧૪ (૨૭) ડિસેંબર, ૧૯૧૭

### કાર્યનોંધો

છેલ્લા વકતાએ એવી વાતો વડે આપણને ડરાવવાની કોશિશ કરી કે આપણે ખીણ તરફ, નિશ્ચિત સર્વનાશ તરફ, ધસી રહ્યા છીએ. પરંતુ એવી ડરામણીમાં આપણે માટે નવું કશું જ નથી. વકતાના[36] જૂથના વિચારો વ્યકત કરતા અખબાર 'નોવાયા ઝીઝ્ન'માં ઑક્ટોબરના દિવસો પહેલાં જણાવવામાં આવેલું કે આપણી ક્રાંતિનું પરિણામ બખેડા તથા અંધાધૂંધીવાળાં રમખાણો સિવાય બીજા કશામાં નહિ આવે. એટલે, આપણે ખોટે માર્ગે જઈ રહ્યા હોવાની વાત તો મૂડીવાદી મનોવૃત્તિનું પ્રતિબિંબ જ છે, અને બિનપક્ષપાતી લોકો પણ એવી મનોવૃત્તિથી છુટકારો મેળવી શકતા નથી. (**આંતરરાષ્ટ્રવાદીઓમાંથી અવાજ:** "ભાષણખોરી!") ના, આ ભાષણખોરી નથી, ખરી ભાષણખોરી તો તમારા તરફથી સતત કરવામાં આવતી કુહાડીની વાતો છે.

ડિક્રીમાં રજૂ કરવામાં આવેલાં પગલાં નિયંત્રણને સુનિશ્ચિત બનાવવાની એકમાત્ર રીત અંકિત કરે છે.

તમે તંત્રની બારીકીની, તેની નાજુકીની, અને સમસ્યાના અટપટા સ્વરૂપની વાતો કરો છો—એ તો પ્રાથમિક તથ્યો છે અને સૌ તેને વિશે જાણે છે. પરંતુ એ તથ્યોનો ઉપયોગ તમામ સમાજવાદી કદમોને અટકાવી દેવાના આશયે જ માત્ર કરવામાં આવે ત્યારે અમે કહીએ છીએ કે એવું ધોરણ લેનારો કોઈ પણ માણસ ભાષણખોર છે, અને પાછો ખોફનાક ભાષણખોર છે.

અમે તિજોરીઓની યાદીઓ બનાવવાનું શરૂ કરી દેવા માગીએ છીએ, પરંતુ વિદ્વાન વિશેષજ્ઞો અમને જણાવે છે કે તેમાં દસ્તાવેજો તથા જામીનગીરીઓ સિવાય બીજું કશું છે જ નહિ. તો પછી જનતાના પ્રતિનિધિઓ તરફથી તેની તપાસણીમાં ખોટું શું છે?

તેમની વાત સાચી હોય તો અમારી ટીકા કરનારા એ જ વિદ્વાન વિશેષજ્ઞો

બધું જાહેર કેમ નથી કરી દેતા? જ્યારે જ્યારે પરિષદ નિર્ણયો અપનાવે છે ત્યારે ત્યારે એ લોકો અમારી જોડે સહમતી જાહેર કરે છે, પરંતુ માત્ર સિદ્ધાંતમાં. આ તો મૂડીવાદી બુદ્ધિજીવીઓની, બધા સમાધાનવીરોની, રીત છે; તેઓ સિદ્ધાંતમાં સતત સહમતી બતાવીને પરંતુ અમલમાં અસંમત રહીને બધું બરબાદ કરી નાખે છે.

તમે આવી બધી બાબતો વિશે આટલું બધું જાણતા હો અને અનુભવ ધરાવતા હો તો અમને મદદ કેમ નથી કરતા? અમારા મુશ્કેલ કર્તવ્યમાં અમને તમારા તરફથી ભાંગફોડ સિવાય બીજું કશું જ કેમ જોવા નથી મળતું?

તમે ખરા વૈજ્ઞાનિક સિદ્ધાંતથી શરૂઆત કરો છો, પરંતુ અમારે માટે તો સિદ્ધાંત અમારા તરફથી ઉઠાવવાનાં કદમોનો આધાર બની રહે છે, એ કદમો અંગે અમારાં મનમાં વિશ્વાસ પ્રેરે છે, અમને દહેશતમાં નાખીને અમારો દમ નથી કાઢી નાખતો. શરૂઆત કરવાનું બેશક મુશ્કેલ હોય છે અને અમારે ઘણી વાર નાજુક બાબતોનો સામનો કરવો પડે છે; તેમ છતાં અમે મુશ્કેલીઓને પહોંચી વળ્યા છીએ, પહોંચી વળીએ છીએ, અને પહોંચી વળતા રહીશું.

જો પુસ્તકિયા જ્ઞાનથી દરેક નવા કદમને અવરોધવા તથા નૂતનના સંબંધમાં કાયમી દહેશત પેદા કરવા સિવાય બીજો કોઈ હેતુ પાર ન પડતો હોય તો તે નકામું બની રહે છે.

તરંગી સમાજવાદીઓ સિવાય બીજા કોઈએ કદી કહ્યું નથી કે પ્રતિકાર વગર, સર્વહારા વર્ગની સરમુખત્યારી વગર, અને પુરાણી દુનિયાને લોખંડી પકડમાં જકડી લીધા વગર વિજય શક્ય છે.

તમે સરમુખત્યારીને સિદ્ધાંતમાં સ્વીકારી લીધી છે, પરંતુ જ્યારે એ શબ્દને રશિયન ભાષામાં ઉતારવામાં આવે, "લોખંડી પકડ" ગણાવવામાં આવે તથા અમલમાં લાગુ કરવામાં આવે, ત્યારે તમે અમને બાબતની નાજુકી તથા અટપટા સ્વરૂપની ચેતવણી આપવા માંડો છો.

તમે એટલું સમજવાનો હઠીલાઈથી ઈનકાર કરો છો કે ખંડન કરનારો લોખંડી હાથ સર્જન પણ કરે છે. આપણે માટે સિદ્ધાંતોની કક્ષામાંથી કૃત્યોની કક્ષામાં પહોંચી જવાનું નિ:શંક લાભદાયક છે.

નિયંત્રણને અમલમાં મૂકવા માટે અમે બૅંકરોની મદદ લીધી અને તેમની સાથે મળીને તેમની સંમતિ અનુસારનાં પગલાં ઘડી કાઢયાં, જેથી લોનો પૂરા નિયંત્રણ હેઠળ મેળવી શકાય અને તેનો બરાબર હિસાબ રાખવામાં આવે. પરંતુ બૅંક કર્મચારીઓની અંદર એવા માણસો છે કે જેમનાં હૈયાંમાં જનતાનાં

હિતો વસેલાં હોય. એવા માણસોએ અમને જણાવ્યું છે કે "આ લોકો તમારી જોડે કપટ રમી રહ્યા છે, ઉતાવળ કરો અને તમને સીધી રીતે નુકસાન પહોંચાડતી હોય એવી તેમની ગુનાહિત પ્રવૃત્તિઓને અટકાવી દો." અને અમે ઉતાવળ કરી પણ ખરી.

અમે સમજીએ છીએ કે આ પગલું જટિલ છે. અમારામાંથી કોઈ પણ, તાલીમ પામેલા અર્થશાસ્ત્રીઓ પણ, તેને અમલમાં મૂકવાની જવાબદારી નહિ લે. અમે તો એવું કાર્ય કરનારા વિશેષજ્ઞોને બોલાવીશું, પરંતુ પહેલાં ચાવીઓ અમારા હાથમાં આવી જાય ત્યાર પછી જ. ત્યારે અમે અગાઉના લાખોપતિઓમાંથી પણ સલાહકારો મેળવી શકીશું. અમે તો કામ કરવા તૈયાર હોય એવા દરેક માણસને બોલાવીએ છીએ, શરત માત્ર એટલી જ છે કે પ્રત્યેક ક્રાંતિકારી કદમને ઠાલા શબ્દોમાં પલટાવી નાખવાની કોશિશ તે ન કરે. એવી કોશિશને અમે કોઈ રીતે સાંખી નહિ લઈએ. અમે "સર્વહારા વર્ગની સરમુખત્યારી" શબ્દોનો ઉપયોગ પૂરી ગંભીરતાથી કરીએ છીએ અને એવી સરમુખત્યારીને અમલમાં મૂકીશું.

અમે બૅંકો જોડે સમજણ સાધવાનું ધોરણ લેવા માગતા હતા, અમે તેમને કારખાનાંમાં નાણાં રોકવા માટે લોનો આપી, પરંતુ તેમણે અભૂતપૂર્વ પાયા પર ભાંગફોડ ચલાવી, અને વાસ્તવિક અનુભવના આધારે અમારે નિયંત્રણનાં બીજાં પગલાં અપનાવવાં જ પડયાં.

ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓમાંના[37] એક સાથીએ જણાવ્યું છે કે તેઓ સિદ્ધાંતમાં બૅંકોના તાત્કાલિક રાષ્ટ્રીયકરણની તરફેણમાં મત આપશે અને પછી બને એટલા ટૂંકા સમયમાં અમલી પગલાં ઘડી કાઢશે. પરંતુ તેમાં તેની ભૂલ થઈ છે કારણ કે અમારા ખરડામાં સિદ્ધાંતો સિવાય બીજું કંઈ છે જ નહિ. સર્વોચ્ચ આર્થિક પરિષદ તેની ચર્ચાવિચારણા કરવા માટે વાટ જોતી બેઠી છે, અને જો ડિક્રીને બહાલી નહિ આપવામાં આવે તો બૅંકો અર્થતંત્રને હજી વધારે તારાજીમાં ધકેલી દેવા માટે તત્કાળ પૂરી મહેનત કરશે.

ડિક્રીને અપનાવી લેવાની બાબત તાકીદની છે. એમ નહિ કરવામાં આવે તો વિરોધ અને ભાંગફોડથી આપણે પાયમાલ થઈ જઈશું. **(જોરદાર તાળીઓ.)**

'પ્રાવદા', અંક ૨૧૬,
૨૯ (૧૬) ડિસેંબર, ૧૯૧૭,
અને 'ઈઝવેસ્તિયા', અંક ૨૫૩,
૧૬ ડિસેંબર, ૧૯૧૭

## બેંકોના રાષ્ટ્રીયકરણ સંબંધી ડિક્રીનો ખરડો અને તેના અમલ માટે જરૂરી કદમો

કપરી ખોરાક પરિસ્થિતિ અને મૂડીદારો તથા અમલદારોની નફાખોરી તથા ભાંગફોડથી ઊભું થયેલું દુકાળનું જોખમ તેમ જ સામાન્ય આર્થિક તારાજી, અનિષ્ટના સામના માટે અસાધારણ ક્રાંતિકારી કદમો ઉઠાવવાનું અનિવાર્ય બનાવી દે છે.

રાજ્યના સઘળા નાગરિકો માટે, અને સૌપ્રથમ તો તમામ મહેનતકશ વર્ગો માટે, તેમની કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની આગેવાની હેઠળ, એ સંઘર્ષ શરૂ કરી દેવાનું શક્ય બનાવવાના તેમ જ કશુંયે બાકી રાખ્યા વગર તથા અધિકતમ ક્રાંતિકારી રીતે કદમ ઉઠાવીને દેશના આર્થિક જીવનને તત્કાળ અને સર્વાંગી રૂપે ધોરણસર બનાવવાના આશયે, નીચે મુજબના નિયમો કાનૂન તરીકે અપનાવવામાં આવે છે:

## બેંકોના રાષ્ટ્રીયકરણ સંબંધી ડિક્રીનો ખરડો અને તેના અમલ માટે જરૂરી કદમો

૧. તમામ જોઈન્ટ-સ્ટોક કંપનીઓને રાજ્યની મિલકત જાહેર કરવામાં આવે છે.

૨. જોઈન્ટ-સ્ટોક કંપનીઓનાં સંચાલક મંડળોના સભ્યો તથા ડાયરેક્ટરો તેમ જ દોલતમંદ વર્ગોમાં સામેલ થતા તમામ શૅરહોલ્ડરોને (અર્થાત્ ૫૦૦૦ રૂબલથી વધારે મૂલ્યની મિલકત અથવા મહિને ૫૦૦ રૂબલથી વધારે આવક ધરાવનારાઓને) માથે જવાબદારી મૂકવામાં આવે છે કે તેઓ એ પેઢીઓનો વહીવટ સુવ્યવસ્થિત રીતે ચલાવતા રહે, કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી કાનૂનનું પાલન કરે, તમામ શૅર રાજ્ય બૅંકને હવાલે કરી દે, અને તેમની

કામગીરીના અઠવાડિક અહેવાલો કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સ્થાનિક સોવિયેતોને નિયમિત પેશ કરતા રહે.

૩. વિદેશી તેમ જ આંતરિક રાજ્ય લોનોને ખતમ કરી નાખવામાં આવે છે (રદ કરી નાખવામાં આવે છે).

૪. નાના પ્રમાણમાં બોંડ તથા કોઈ પણ જાતના શૅર ધરાવનારાઓનાં, અર્થાત્ વસતિના મહેનતકશ વર્ગોના માણસોનાં, હિતોની પૂરી સલામતી જાળવવામાં આવશે.

૫. સાર્વજનીન શ્રમ ભરતી દાખલ કરવામાં આવે છે. સોળ વર્ષથી પંચાવન વર્ષની ઉંમર સુધીના તમામ નાગરિકોએ, પુરુષો તેમ જ સ્ત્રીઓએ, કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સ્થાનિક સોવિયેતો અથવા સોવિયેત સત્તાનાં બીજાં સંઘટનો તરફથી સોંપવામાં આવતું કામ ફરજિયાત કરવાનું રહેશે.

૬. સાર્વજનીન શ્રમ ભરતીના અમલના પ્રથમ પગલા તરીકે ફરમાન કરવામાં આવે છે કે દોલતમંદ વર્ગોના સભ્યો (નં. ૨ જુઓ) ઉપભોકતા-કામદાર નોટબુકો અથવા કામદાર બજેટ નોટબુકો રાખે તથા તેમાં રીતસર નોંધો કરે, અને દરેકે પોતાની જવાબદારી અંગે કરેલી કામગીરીની અઠવાડિક નોંધણી માટે એ નોટબુકો સંબંધિત કામદાર સંગઠનોને અથવા સ્થાનિક સોવિયેતો તથા તેનાં સંઘટનોને પેશ કરે.

૭. ખોરાક તથા બીજી જરૂરી ચીજોના રીતસર હિસાબ તથા વહેંચણીના બંદોબસ્ત માટે રાજ્યના દરેક નાગરિકે ફરજિયાત ઉપભોકતા મંડળમાં જોડાઈ જવાનું રહેશે. કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોના માર્ગદર્શન હેઠળ ખોરાક પંચો, પુરવઠા સમિતિઓ, અને બીજાં એવાં સંગઠનો તેમ જ રેલવે તથા વાહનવ્યવહાર યુનિયનો આ કાનૂનના પાલનની ખાતરી ઊભી કરવા માટે દેખરેખની વ્યવસ્થા કરશે. ખાસ કરીને દોલતમંદ વર્ગોના સભ્યોએ ઉપભોકતા મંડળોના સંગઠન તથા સંચાલનના ક્ષેત્રમાં સોવિયેતો તરફથી તેમને સોંપવામાં આવેલું કામ ફરજિયાત કરવાનું રહેશે.

૮. વાહનવ્યવહારના બહેતર બંદોબસ્ત માટે અને ખાસ કરીને ખોરાક, ઈંધણ, તથા બીજી પ્રાથમિક જરૂરતની ચીજો પહોંચાડવાના સંબંધમાં તાત્કાલિક પગલાં રેલવે કામદારો તથા કર્મચારીઓનાં યુનિયનોએ ફરજિયાત તાકીદે ઘડી કાઢવાનાં રહેશે અને તેને અમલમાં મૂકવાની શરૂઆત એકદમ કરી દેવાની રહેશે. તેમાં તેઓ સૌપ્રથમ તો કામદારો, સિપાહીઓ, અને કિસાનોની સોવિયેતોનાં

અને પછી સોવિયેતો તરફથી અધિકૃત સંઘટનોનાં તેમ જ સર્વોચ્ચ આર્થિક પરિષદનાં ફરમાનો તથા સૂચનાઓમાંથી માર્ગદર્શન મેળવશે.

એવી જ રીતે, રેલવે યુનિયનો તથા સ્થાનિક સોવિયેતો સંયુક્ત કામગીરી કરીને ક્રાંતિકારી કદમો ઉઠાવવામાં જરાય અચકાયા વગર ખોરાકની સટ્ટાખોરીનો વધારેમાં વધારે જોમદાર સામનો કરવા માટે તેમ જ દરેક જાતની નફાખોરીને દબાવી દેવા માટે જવાબદાર રહેશે.

૯. બંધ થઈ રહેલાં અથવા બંધ થનારાં કારખાનાં તેમ જ બેકાર કામદારોને ઉપયોગી કામમાં તથા જરૂરી વસ્તુઓના ઉત્પાદનમાં લગાવી દેવાનું અને ઑર્ડરો, કાચો માલ, તથા ઈંધણ હાંસલ કરવાનું કાર્ય કામદાર સંગઠનોએ, કર્મચારી યુનિયનોએ, તથા સ્થાનિક સોવિયેતોએ ફરજિયાત તત્કાળ ઉપાડી લેવાનું રહેશે. કોઈ પણ સંજોગોમાં સ્થાનિક યુનિયનો તથા સોવિયેતો આ કાર્યને અથવા ઔદ્યોગિક વસ્તુઓની જોડે ખેતીની પેદાશોના વિનિમયની શરૂઆતને ઉચ્ચતર સંઘટનોની ખાસ સૂચનાઓ મળે ત્યાં સુધી મુલતવી નહિ રાખે અને સર્વોચ્ચ આર્થિક પરિષદનાં ફરમાનો તથા સૂચનાઓનું ચોકસાઈથી પાલન કરશે.

૧૦. દોલતમંદ વર્ગોના સભ્યોએ પોતાની પૂરી નાણાકીય સંપત્તિ ફરજિયાત રાજ્ય બૅંકમાં તથા તેની શાખાઓમાં અથવા બચત બૅંકોમાં રાખવાની રહેશે, અને તેમને જીવનખર્ચ માટે દર અઠવાડિયે વધારેમાં વધારે ૧૦૦—૧૨૫ રૂબલ (સ્થાનિક સોવિયેતો તરફથી નક્કી કરવામાં આવે તે મુજબ) કઢાવવાની છૂટ રહેશે; ઉત્પાદન તથા વેપારની જરૂરતો માટે નાણાં કામદારોને હસ્તક નિયંત્રણનાં સંઘટનોનાં લેખિત સર્ટિફિકેટોના આધારે જ કઢાવી શકાશે.

આ કાનૂનના રીતસર પાલનની દેખરેખ માટે નિયમો જાહેર કરવામાં આવશે અને તેમાં હાલની ચલણી નોટોના બદલામાં નવી ચલણી નોટો આપવાની જોગવાઈ કરવામાં આવશે. રાજ્યની તથા જનતાની જોડે કપટ કરવાના ગુનેગાર માણસોની પૂરી મિલકત જપ્ત કરી લેવામાં આવશે.

૧૧. આ કાનૂનનો ભંગ કરનારાઓ, ભાંગફોડ કરનારાઓ તથા હડતાલ પાડનારા સરકારી અમલદારો, તેમ જ નફાખોરોને પણ એવી સજા તેમ જ કેદની, મોરચે મોકલી દેવાની, અથવા સખત મજૂરીની સજા કરવામાં આવશે. સ્થાનિક સોવિયેતો અને તેમના અધિકારક્ષેત્રનાં સંઘટનો જનતાના એવા ખરા દુશ્મનોનો સામનો કરવા માટે અત્યંત ક્રાંતિકારી પગલાં સત્વર ઘડી કાઢશે.

૧૨. ટ્રેડ યુનિયનો તથા મહેનતકશ લોકોનાં બીજાં સંગઠનો સ્થાનિક સોવિયેતોની જોડે મળીને તેમ જ પાર્ટી તથા બીજી સંસ્થાઓની ભલામણ ધરાવતા

ખૂબ જ વિશ્વાસપાત્ર માણસોના સહયોગમાં, આ કાનૂનના અમલ માટે, થઈ ગયેલા કામના પરિમાણ તથા ગુણવત્તાની ચકાસણી માટે, અને કાનૂનનો ભંગ અથવા અવગણના કરવાના ગુનેગાર માણસોને ક્રાંતિકારી અદાલતોમાં પેશ કરવા માટે, નિરીક્ષકોનાં ફરતાં જૂથો સ્થાપશે.

રાષ્ટ્રીયકરણમાં આવરી લેવામાં આવેલા ઉદ્યોગધંધાઓના કામદારો તથા ઑફિસ કર્મચારીઓએ કામની સંઘટનામાં સુધારણા આણવા માટે, કડક શિસ્ત સ્થાપવા માટે, અને શ્રમની ઉત્પાદકતા વધારવા માટે પૂરી જહેમત કરવી જોઈએ તથા અસાધારણ પગલાં અપનાવવાં જોઈએ. કામદારોને હસ્તક નિયંત્રણનાં સંઘટનોએ એ સંબંધમાં સાધિત પરિણામોના અઠવાડિક અહેવાલો સર્વોચ્ચ આર્થિક પરિષદને મોકલવાના રહેશે. ખામીઓ તથા બેદરકારીના કસૂરવાર માણસોને ક્રાંતિકારી અદાલતોમાં પેશ કરી દેવાના છે.

લિખિત ૧૯૧૭ના
ડિસેંબરની ૧૪મી
(૨૭મી) તારીખ પહેલાં નહિ

પહેલી વાર ૧૯૧૮ના નવેંબરમાં
સામયિક 'નરોદનોયે ખોઝયાઈસ્ત્વો'ના
૧૧મા અંકમાં અપૂર્ણ પ્રકાશન

પહેલી વાર પૂરી વાચના
૧૯૪૯માં વ્લા. ઇ. લેનિનની
સંગૃહીત કૃતિઓની ચોથી
રશિયન આવૃત્તિના ૨૬મા
ગ્રંથમાં પ્રકાશિત

## હરીફાઈનું આયોજન કેવી રીતે કરવું[38]

મૂડીવાદી લેખકો હરીફાઈ, ખાનગી સાહસ, તેમ જ મૂડીદારો તથા મૂડીવાદી પદ્ધતિના બીજા બધા અદ્ભુત ગુણો તથા ન્યામતોનાં વખાણોમાં કાગળના ગંજ વાપરી નાખતા રહ્યા છે. સમાજવાદીઓની ઉપર એ ગુણોનું મહત્ત્વ ન સમજવાના અને "માનવ સ્વભાવ"ને અવગણવાના આક્ષેપો મૂકવામાં આવ્યા છે. પરંતુ હકીકતમાં તો જેમાં હરીફાઈના આધારે સાહસવૃત્તિ, જોમ, તથા હિંમતભરી પહેલકદમી કશાયે **ગણનાપાત્ર** પ્રમાણમાં વિકસી શકે એવા નાના પાયાના સ્વતંત્ર પણ્ય ઉત્પાદનની જગ્યાએ મૂડીવાદે લાંબા સમય પહેલાં મોટા પાયાનું અને બહુ મોટા પાયાનું કારખાના ઉત્પાદન, જોઈન્ટ-સ્ટોક કંપનીઓ, સિંડિકેટો, તથા બીજી ઈજારદારીઓ, વગેરે સ્થાપી દીધાં છે. **એવા** મૂડીવાદ હેઠળ હરીફાઈનો અર્થ વસતિના **સમુદાયોનાં**, તેની ભારે બહુસંખ્યાનાં, દર એકસોમાંથી નવ્વાણું મહેનતકશોનાં, સાહસવૃત્તિ, જોમ, તથા હિંમતભરી પહેલકદમીને પાશવી રીતે દબાવી દેવાનો થાય છે; અને તેનો અર્થ એવો પણ થાય છે કે હરીફાઈનું સ્થાન નાણાકીય ઠગબાજી, સગાંવાદ, અને સામાજિક તંત્રનાં ઉપલાં સોપાનોમાં દાસતા લઈ લે છે.

સમાજવાદ હરીફાઈને ખતમ નથી કરી નાખતો એટલું જ નહિ પરંતુ એથી ઊલટું પહેલી જ વાર તેને ખરેખરા **બહોળા** અને ખરેખરા **લોકવ્યાપી** પાયા પર ચલાવવાની શક્યતા ઊભી કરે છે, મોટા ભાગના મહેનતકશ લોકોને વાસ્તવમાં શ્રમના એવા ક્ષેત્રમાં ખેંચવાનું શક્ય બનાવે છે કે જેમાં તેઓ પોતાની કાબેલિયતો પ્રદર્શિત કરી શકે, પોતાની શકિતઓ વિકસાવી શકે, અને જનતાની અંદર વિપુલ પ્રમાણમાં મોજૂદ પરંતુ મૂડીવાદે હજારો તથા લાખોની સંખ્યામાં કચડી નાખેલી, દબાવી દીધેલી, તથા રૂંધી નાખેલી પ્રતિભાઓને પ્રગટ કરી શકે.

હવે સત્તા સમાજવાદી સરકારના હાથમાં છે એટલે આપણું કર્તવ્ય હરીફાઈનું આયોજન કરવાનું છે.

મૂડીદાર વર્ગના આશ્રિતો અને તેનું ખાઈને જીવનારાઓ સમાજવાદનું વર્ણન સમરૂપ, ક્રિયાબદ્ધ, એકધારી, અને બેનૂર બૅરેક પદ્ધતિ તરીકે કરતા રહ્યા છે. નાણાશાહોના ખાંધિયાઓ, શોષકોના પગ ચાટનારાઓ, મૂડીવાદી બુદ્ધિજીવી સજ્જનો સમાજવાદનો ઉપયોગ મૂડીવાદી સમાજમાં સખત કેદની અને તનતોડ એકધારી મહેનતની બૅરેક જેવી શિસ્તની હાલતમાં તેમ જ કારમી ગરીબી તથા અરધા ભૂખમરાની જિંદગીમાં સબડતા લોકોને "ડરાવવાના" હાઉ તરીકે કરતા રહ્યા છે. લોકોને એવી સખત કેદની હાલતમાંથી છુટકારો અપાવવાની દિશાનું પહેલું કદમ જમીનજાગીરો જપ્ત કરી લેવાનું, કામદારોને હસ્તક નિયંત્રણ દાખલ કરવાનું અને બૅંકોના રાષ્ટ્રીયકરણનું છે. ત્યાર પછી ઉઠાવવાનાં કદમો છે કારખાનાંનું રાષ્ટ્રીયકરણ, સમગ્ર વસતિનું એવાં ઉપભોકતા મંડળોમાં સંગઠન કે જે સાથોસાથ પેદાશોના વેચાણનાં મંડળો પણ બની રહે, અને અનાજ તથા બીજી જરૂરી ચીજોના વેપારમાં રાજ્યની ઇજારદારી.

હવે જ એવા સંજોગોનું સર્જન થયું છે કે જેમાં સાહસવૃત્તિ, હરીફાઈ, તથા હિંમતભરી પહેલકદમી ખરેખરા લોકવ્યાપી રૂપમાં પ્રદર્શિત થઈ શકે. જેમાંથી મૂડીદારને હાંકી કાઢવામાં આવ્યો હોય અથવા ઓછામાં ઓછું તેને અસલ કામદારોને હસ્તક નિયંત્રણના આધારે અંકુશમાં આણી દેવામાં આવ્યો હોય એવું દરેક કારખાનું, અને જેમાંથી જમીનદાર શોષકને તગેડી મૂકવામાં આવ્યો હોય તથા તેની જમીન જપ્ત કરી લેવામાં આવી હોય એવું દરેક ગામ, હવે જ એવાં ક્ષેત્રોમાં પલટાઈ ગયાં છે કે જેમાં મહેનતકશ ઇન્સાન પોતાની પ્રતિભાઓ પ્રગટ કરી શકે, પોતાની કમ્મરને સીધી કરી શકે, ટટ્ટાર ખડો રહી શકે, અને એવી લાગણી અનુભવી શકે કે પોતે માનવી છે. બીજાઓ માટે મહેનત કરવાની, શોષક માટે વેઠની હાલતમાં સબડવાની, સદીઓ પછી પહેલી જ વાર **ખુદ પોતાને માટે કામ કરવાનું** અને એ ઉપરાંત પોતાના કામમાં આધુનિક ટેકનોલોજી તથા સંસ્કૃતિની સઘળી સિદ્ધિઓનો ઉપયોગ કરવાનું શક્ય બન્યું છે.

ફરજિયાત કામ કરવું પડે એવી હાલતમાંથી ખુદ પોતાને માટે કામ કરવાના સંજોગો સાંપડે એવું માનવ ઇતિહાસમાંનું મહાનતમ પરિવર્તન ટક્કરો, મુશ્કેલીઓ, તથા ઘર્ષણો વગર તેમ જ રીઢા પરજીવીઓ અને તેમના ખાંધિયાઓની વિરુદ્ધ હિંસા વગર બેશક ન જ થઈ શકે. એ સંબંધમાં કોઈ પણ કામદારને કશા ભ્રમ નથી. કારમી ગરીબી અને શોષકો માટે અનેક લાંબાં વરસોની ગુલામીભરી

મહેનત તેમ જ શોષકો તરફથી વરસાવવામાં આવતાં અસંખ્ય અપમાનો અને જુલમો દરમિયાન કસાયેલા કામદારો તથા ગરીબ કિસાનો સમજે છે કે એ શોષકોના પ્રતિકારને **તોડી નાખવામાં** વખત લાગશે. બુદ્ધિજીવી સજ્જનો, 'નોવાયા ઝીઝ્ન'નું ટોળું, અને એવા જ બીજા કાદવકીચડના વેવલાઈભર્યા ભ્રમોનો ચેપ કામદારો અને કિસાનોને જરાય નથી લાગ્યો. એવા લોકોએ ગળું ફાટી જાય એવા "બરાડા" પાડીને મૂડીદારોને "ધુતકારી કાઢ્યા" અને જોરશોરથી "હાવભાવ" કરીને તેમનો વિરોધ કર્યો, પરંતુ **કૃત્યાની** વાત આવી ત્યારે, ધમકીઓને અમલમાં મૂકવાની વાત આવી ત્યારે, મૂડીદારોને **હઠાવી દેવાનું** કામ વાસ્તવમાં પાર પાડવાની વાત આવી ત્યારે, તેઓ ચોધાર આંસુએ રડી પડ્યા અને ગભરાઈ ગયેલાં ગલૂડિયાં જેવું વર્તન કરવા લાગ્યા.

ફરજિયાત કામ કરવું પડે એવી હાલતમાંથી ખુદ પોતાને માટે કામ કરવાના સંજોગો સાંપડે, વિશાળ રાષ્ટ્રીય (અને અમુક હદે આંતરરાષ્ટ્રીય, વિશ્વવ્યાપી) પાયા પર આયોજિત તથા સંગઠિત શ્રમ શક્ય બને, એવું પરિવર્તન શોષકોના પ્રતિકારને દબાવી દેવાનાં **"લશ્કરી"** કદમો ઉપરાંત સર્વહારા વર્ગ તથા ગરીબ કિસાનોની જબ્બર **સંગઠનાત્મક,** સંગઠનકારી, જહેમત પણ જરૂરી બનાવે છે. સંગઠનાત્મક કર્તવ્ય ગઈકાલના ગુલામ-માલિકોને (મૂડીદારોને) તથા તેમના ખાંધિયાઓની ટોળકીઓને—મૂડીવાદી બુદ્ધિજીવી સજ્જનોને—લશ્કરી રીતો વડે નિષ્ઠુરતાથી દબાવી દેવાના કર્તવ્ય સાથે વણાઈ જાય છે અને બેઉ મળીને એક જ સમગ્રતા બની રહે છે. ગઈકાલના ગુલામ-માલિકો અને તેમના "બુદ્ધિજીવી" ચમચાઓ લવતા રહે છે અને મનમાં ખ્યાલોના ઘોડા દોડાવતા રહે છે કે "હંમેશાં અમે જ સંગઠકો અને મોવડીઓ રહ્યા છીએ. અમે જ સરદારી કરતા રહ્યા છીએ અને સરદારી ચાલુ રાખવા માગીએ છીએ. અમે 'સાધારણ લોકો'ના, કામદારો તથા કિસાનોના, હુકમો માનવાનો ઇનકાર કરી દઈશું. અમે તેમના તાબામાં નહિ રહીએ. અમે જ્ઞાનને નાણાશાહોના વિશેષાધિકારોની તેમ જ જનતાની ઉપર મૂડીના શાસનની રક્ષાના હથિયારમાં પલટાવી નાખીશું."

મૂડીદારો અને મૂડીવાદી બુદ્ધિજીવીઓ એમ લવે છે, વિચારે છે, અને કરે છે. તેમના **સ્વાર્થની** દૃષ્ટિએ જોઈએ તો તેમનું વર્તન સમજાય એવું છે. સામંતી જમીનદારોના આશ્રિતો અને તેમનું ખાઈને જીવનારાઓ, પાદરીઓ, લહિયાઓ, ગોગોલના આલેખન મુજબના નોકરશાહો, અને બેલીન્સ્કીને નફરત કરનારા "બુદ્ધિજીવીઓ"ને પણ ખેતગુલામી જતી કરવાનું "આકરું" લાગ્યું

હતું. પરંતુ શોષકો તથા તેમના "બુદ્ધિજીવી" ચાકરોનું ધ્યેય સાવ નિર્માલ્ય છે. તેમના પ્રતિકારને કામદારો તથા કિસાનો તોડી નાખવા લાગ્યા છે—દુર્ભાગ્યે હજી પૂરતી દૃઢતા, અડગતા, અને નિષ્ઠુરતાથી નહિ—**અને તોડી નાખીને જ જંપશે.**

"એવા લોકો" માને છે કે સમાજવાદી ક્રાંતિએ મહેનતકશ જનતાને શિરે મૂકેલા મહાન, વિશ્વ-ઐતિહાસિક અર્થમાં ખરેખરા પરાક્રમી, સંગઠનાત્મક કર્તવ્યને પહોંચી વળવામાં "સાધારણ જનતા", "સાધારણ" કામદારો તથા કિસાનો, કામયાબ નહિ થાય. મૂડીદારોની અને મૂડીવાદી રાજ્યની ચાકરી કરવા ટેવાયેલા બુદ્ધિજીવીઓ પોતાનાં મનમાં સાંત્વના મેળવવા કહેતા રહે છે: "તમને અમારા વગર નહિ ચાલે." પરંતુ તેમના ઘમંડી ખ્યાલમાં જરા પણ તથ્ય નથી. શિક્ષિત માણસો જનતાને, મહેનતકશ લોકોને, પક્ષે નજરે પડવા લાગ્યા છે અને મૂડીના ચાકરોના પ્રતિકારને તોડી નાખવામાં મદદ કરી રહ્યા છે. કિસાનો તથા કામદાર વર્ગની અંદર ઘણાબધા પ્રતિભાવાન સંગઠકો છે, અને તેઓ હમણાં જ પોતાને વિશે સભાન બનવા લાગ્યા છે, જાગૃત થવા લાગ્યા છે, મહાન, પ્રાણભૂત, સર્જનાત્મક કાર્ય તરફ વળવા લાગ્યા છે, સમાજવાદી સમાજના નિર્માણનું કર્તવ્ય ખુદ પોતાની શકિતઓના આધારે સંભાળવા લાગ્યા છે.

આજે સૌથી મહત્ત્વનું કર્તવ્ય નહિ તો સૌથી મહત્ત્વનાં કર્તવ્યોમાંનું એક સર્જનાત્મક તથા **સંગઠનાત્મક** કાર્યમાં કામદારોની અને સામાન્ય રૂપે તમામ મહેનતકશ તથા શોષિત લોકોની એ સ્વતંત્ર પહેલકદમીને વિકસાવવાનું છે, બને એટલી વ્યાપક રીતે વિકસાવવાનું છે. એવા પૂર્વગ્રહને કે માત્ર કહેવાતા "ઉપલા વર્ગો" જ, અમીરો જ, અને અમીરોની શાળામાં તાલીમ પામેલા માણસો જ, રાજ્યનો કારોબાર ચલાવવાની તથા સમાજવાદી સમાજના સંગઠનાત્મક વિકાસનું સંચાલન કરવાની શકિત ધરાવે છે—એવા જરીપુરાણા, **બેહૂદા,** જંગલી, તિરસ્કારપાત્ર, અને ઘૃણાજનક પૂર્વગ્રહને આપણે ગમે તે ભોગે ખતમ કરી નાખવાનો જ છે.

એ પૂર્વગ્રહને પોષનારી બાબતો છે સડેલી રોજિંદી ઘટમાળ, રૂઢ બની ગયેલા વિચારો, દાસતાની ટેવો, અને તેનાથીયે વધારે તો જેમનું હિત લૂંટતી વેળા કારોબાર ચલાવવામાં અને કારોબાર ચલાવતી વેળા લૂંટવામાં જ સમાયેલું છે એવા મૂડીદારોની સ્વાર્થપરાયણતા. ના. કામદારો એક પળ પણ ભૂલશે નહિ કે પોતાને જ્ઞાનશકિતની જરૂર છે. ખાસ કરીને હાલના સમયે કામદારો જ્ઞાન હાંસલ કરવાની જે અસાધારણ જહેમતો કરી રહ્યા છે તે બતાવી આપે છે

કે એ સંબંધમાં ભૂલભરેલા વિચારો સર્વહારા વર્ગની અંદર છે નહિ અને હોઈ શકે જ નહિ. પરંતુ લખીવાંચી શકતો હોય, લોકોની મુલવણી કરી શકતો હોય, અને વ્યાવહારિક અનુભવ ધરાવતો હોય એવો દરેક **સાધારણ** કામદાર અને કિસાન **સંગઠનાત્મક** કાર્ય કરી શકે એમ છે. મૂડીવાદી ભારે ઘમંડ અને ઘૃણાના ભાવે જેની વાત કરતા હોય છે એ "સાધારણ લોકો"માં એવાં શકિતમાન સ્ત્રીપુરુષો **ઘણાંબધાં** મોજૂદ છે. કામદાર વર્ગ અને કિસાનોની અંદર એવી પ્રતિભાનો સમૃદ્ધ અને હજી અણવપરાયેલો સ્રોત છે.

કામદારો અને કિસાનો હજુ "સંકોચ" અનુભવે છે, **પોતે શાસક** વર્ગ બની ગયા હોવાના ખ્યાલથી તેઓ હજુ ટેવાયા નથી, તેઓ હજુ પૂરતા મક્કમ નથી. કંગાલિયત અને ભૂખને લીધે આખી જિંદગી દંડૂકાની બીકે પરાણે કામ કરવાની હાલતમાં સબડતા રહેતા કરોડો લોકોની અંદર ક્રાંતિ એવા ગુણો **એક ઝટકે** ન જ પ્રેરી શકે. પરંતુ ૧૯૧૭ના ઑક્ટોબરની ક્રાંતિ જોરદાર છે, ટકી શકે એવી છે, અને અજેય છે કારણ કે તે એવા ગુણોને **વિકસાવે છે**, પુરાણા અવરોધોને તોડી નાખે છે, ઘસાઈ ગયેલી બેડીઓને ફગાવી દે છે, અને મહેનતકશ લોકોને નવા જીવનના **સ્વતંત્ર** સર્જનના માર્ગે દોરી જાય છે.

હિસાબકિતાબ અને નિયંત્રણ — કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની દરેક સોવિયેતનું, દરેક ઉપભોકતા મંડળનું, દરેક યુનિયન કે પુરવઠા સમિતિનું, દરેક કારખાના સમિતિનું, તેમ જ સામાન્ય રૂપે કામદારોને હસ્તક નિયંત્રણના દરેક સંઘટનનું **મુખ્ય** આર્થિક કર્તવ્ય એ જ છે.

પોતાની મહેનતનો બોજો હળવો બનાવવાનું અથવા **મૂડીદાર વર્ગ પાસેથી** કંઈ નહિ તો જરાક નજીવું કશુંક હાંસલ કરી લેવાનું એકમાત્ર ધ્યેય ધરાવતા ગુલામની દૃષ્ટિએ શ્રમના પ્રમાણ તથા ઉત્પાદનનાં સાધનોને નીરખવાની જૂની ટેવની સામે આપણે લડવું જ જોઈએ. અગ્રગામી વર્ગજાગૃત કામદારોએ એ લડત ક્યારની શરૂ કરી દીધી છે, અને તેઓ નવા માણસોનો — કારખાના જગતમાં યુદ્ધ દરમિયાન ખાસ મોટી સંખ્યાઓમાં ઊમટી પડેલા તથા **જનતાના** કારખાનાને, જનતાની મિલકત બની ગયેલા કારખાનાને, પુરાણી નજરે જોવા માગતા, "ઢેબરાનો બને એટલો મોટો કકડો તફડાવીને રસ્તો માપી જવાના" એકમાત્ર ધ્યેયનું સાધન બનાવવા માગતા નવા માણસોનો — મક્કમ સામનો કરી રહ્યા છે. તમામ વર્ગજાગૃત, ઈમાનદાર, તથા વિચારશીલ કિસાનો તેમ જ મહેનતકશ લોકો એ લડતમાં અગ્રગામી કામદારોને પક્ષે રહેશે.

સર્વહારા વર્ગની સત્તા એક વાર સ્થપાઈ જાય અને સલામત બની જાય

એટલે હિસાબકિતાબ તથા નિયંત્રણ — વ્યાપક, સર્વસામાન્ય, સાર્વત્રિક હિસાબકિતાબ તથા નિયંત્રણ, શ્રમના પરિમાણ તથા પેદાશોની વહેંચણીનો હિસાબકિતાબ તથા નિયંત્રણ — **જો** સર્વોચ્ચ રાજ્ય સત્તાનું સ્થાન ધરાવતી કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો તરફથી અથવા **એ** સત્તાની સૂચનાઓ તથા અધિકારિતાના આધારે અમલમાં મૂકવામાં આવે તો તે સમાજવાદી રૂપાંતરનું **સારતત્ત્વ** બની રહે છે.

સમાજવાદની દિશામાં સંક્રમણ માટે આવશ્યક હિસાબકિતાબ તથા નિયંત્રણનું કાર્ય કેવળ જનતા જ કરી શકે. **અમીરો, ધુતારાઓ, આળસુઓ, અને મવાલીઓના સંબંધમાં** હિસાબકિતાબ તથા નિયંત્રણની કામગીરીમાં કામદારો તથા કિસાનોના **સમુદાયોના** મરજિયાત અને ખરા દિલના સહકાર વડે જ, ક્રાંતિકારી ઉત્સાહથી છલકાતા સહકાર વડે જ, કાળમુખા મૂડીવાદી સમાજના એ અવશેષોની, માનવજાતિના એ કચરાપૂંજાની, તદ્દન સડી ગયેલાં તથા ગળી ગયેલાં અંગોની, મૂડીવાદ પાસેથી સમાજવાદને વારસામાં મળેલા એ ચેપ, એ પ્લેગ, એ ગૂમડાની ઉપર ફતેહ હાંસલ કરી શકાય.

કામદારો અને કિસાનો, મહેનતકશ અને શોષિત લોકો! જમીન, બૅંકો, અને કારખાનાં હવે સમગ્ર જનતાની મિલકત બની ગયાં છે! ઉત્પાદનના તેમ જ પેદાશોની વહેંચણીના હિસાબકિતાબ તથા નિયંત્રણનું કાર્ય હવે તમારે **પોતે જ** શરૂ કરી દેવાનું છે — સમાજવાદના વિજયનો, તેના વિજયની ગૅરંટીનો, સમગ્ર શોષણ તેમ જ સમગ્ર કંગાલિયત અને ગરીબીની ઉપર વિજયની ગૅરંટીનો એ જ માર્ગ છે, **એકમાત્ર** એ જ માર્ગ છે! રશિયામાં દરેકની જરૂરિયાતો સંતોષવા માટે પૂરતું અનાજ, લોખંડ, લાકડાં, ઊન, કપાસ, અને શણ મોજૂદ છે, શરત માત્ર એટલી જ છે કે શ્રમ અને તેની પેદાશોની સમુચિત વહેંચણી કરવામાં આવે, એ વહેંચણીની ઉપર સમગ્ર જનતા તરફથી **રીતસર વાસ્તવિક** નિયંત્રણ સ્થાપવામાં આવે, શરત માત્ર એટલી જ છે કે આપણે જનતાના દુશ્મનોને — અમીરો તથા તેમના ખાંધિયાઓને, ધુતારાઓને, આળસુઓને, તથા મવાલીઓને — **કેવળ** રાજકારણમાં **જ નહિ** પરંતુ **રોજિંદા આર્થિક** જીવનમાંયે પરાજિત કરી શકીએ.

જનતાના દુશ્મનો, સમાજવાદના દુશ્મનો, મહેનતકશ લોકોના દુશ્મનો તરફ જરા પણ દયા બતાવવાની નથી! અમીરો તથા તેમના ખાંધિયાઓની સામે, મૂડીવાદી બુદ્ધિજીવીઓની સામે, જીવનમરણનો જંગ; ધુતારાઓ, આળસુઓ, તથા મવાલીઓની સામે જંગ! એ સૌ એક જ ઓલાદના છે, મૂડીવાદનાં ઈંડાં

છે, ઉમરાવશાહી તથા મૂડીવાદી સમાજની પેદાશ છે; એવા સમાજની પેદાશ છે કે જેમાં ગણતર માણસો જનતાને લૂંટતા અને અપમાનિત કરતા હોય છે; એવા સમાજની પેદાશ છે કે જેમાં ગરીબી તથા કંગાલિયત હજારો ઇન્સાનોને પરાણે ધાંધલખોરી, ભ્રષ્ટતા, તથા ધૂર્તતાના માર્ગે ધકેલી દે છે અને તેમની અંદર માનવતાના સઘળા અંશોને ખતમ કરી નાખે છે; એવા સમાજની પેદાશ છે કે જે કામદાર ઇન્સાનના મનમાં કપટનો આશરો લઈને પણ શોષણથી બચવાની, શોષણથી છટકી જવાની, ઘૃણાજનક મહેનતથી એક પળ માટે પણ છુટકારો મેળવી લેવાની, ભૂખે ન મરવું પડે એટલા માટે અને પોતાને તેમ જ પોતાનાં સ્વજનોને વેઠવા પડતા ભૂખના સણકાઓને હળવા બનાવી દેવા માટે ગમે તે રીતે તથા ગમે તે ભોગે રોટીનો એક જ ટુકડો મેળવી લેવાની ઝંખના અનિવાર્ય રીતે કેળવે છે.

અમીરો અને ધુતારાઓ એક જ સિક્કાનાં બે પાસાં છે, મૂડીવાદ તરફથી પોષવામાં આવતા **પરજીવીઓના** બે મુખ્ય પ્રકારો છે, સમાજવાદના મુખ્ય દુશ્મનો છે. એ દુશ્મનોને સમગ્ર જનતાના ખાસ જાપતા હેઠળ રાખવા જોઈએ, તેઓ સમાજવાદી સમાજના કાનૂનો તથા નિયમોનો જરા સરખોયે ભંગ કરે તો તેમને નિષ્ઠુરતાથી સજા કરવી જોઈએ. એ સંબંધમાં કોઈ પણ જાતની કમજોરી, ખચકાટ, કે લાગણીવશતા બતાવવાનું કૃત્ય સમાજવાદની વિરુદ્ધ ભયંકર ગુનો બની રહેશે.

એ પરજીવીઓને સમાજવાદી સમાજના સંબંધમાં બિનહાનિકર બનાવી દેવા માટે આપણે કામના પરિમાણ તેમ જ ઉત્પાદન તથા વહેંચણીના સંબંધમાં સમગ્ર જનતા તરફથી હિસાબકિતાબ તથા નિયંત્રણનું, જેમાં કરોડો કામદારો તથા કિસાનો આપમરજીએ તેમ જ જોમથી તથા ક્રાંતિકારી ઉત્સાહથી ભાગ લે એવા હિસાબકિતાબ તથા નિયંત્રણનું, આયોજન કરવું જોઈએ. દરેક પ્રમાણિક, બુદ્ધિશાળી, તથા કાર્યદક્ષ કામદાર અને કિસાન હિસાબકિતાબ તથા નિયંત્રણનું એ કાર્ય **બરાબર કરી શકે એમ છે**, અને તેનું આયોજન કરતી વેળા આપણે કામદારો તથા કિસાનોની સંગઠન પ્રતિભાને ગતિમાન કરવી જોઈએ. એવી પ્રતિભા તેમની અંદર મોજૂદ છે. આપણે તેમની અંદર સંગઠનાત્મક સિદ્ધિઓના ક્ષેત્રની **હરીફાઈ** શરૂ કરવી જોઈએ, દેશવ્યાપી પાયા પર આયોજવી જોઈએ. આપણે કામદારો તથા કિસાનોને એવી સમજણ આપવી જોઈએ કે શિક્ષિત માણસની જરૂરી સલાહ અને "શિક્ષિતો"ની અંદર સામાન્ય રીતે જોવા મળતા **રઘવાટની** ઉપર "સાધારણ" કામદાર તથા કિસાનના જરૂરી નિયંત્રણ વચ્ચેનો તફાવત તેઓ સાફ પારખી શકે.

એ રઘવાટ, એ બેદરકારી, કઢંગાપણું, અનિયમિતતા, બેચેનીભરી ઉતાવળ, કૃત્યોને સ્થાને ચર્ચાઓને મૂકી દેવાની વૃત્તિ, કામને બદલે વાતો કરવાની વૃત્તિ, દેખાય એટલાં બધાં કામ સાથે લઈ લેવાની પરંતુ એકેય કામ પૂરું ન કરવાની વૃત્તિ—એ બધાં "શિક્ષિતો"નાં લક્ષણો છે; તેના કારણમાં એવી કોઈ બાબત નથી કે તેઓ સ્વભાવે જ ખરાબ હોય, વળી તેઓ મેલી મુરાદ ધરાવતા હોવાની બાબત તો એથીયે ઓછી કારણભૂત છે; તેનું કારણ તો તેમના જીવનની બધી ટેવો છે, તેમના કામના સંજોગો છે, થાક છે, માનસિક કાર્યથી શારીરિક મહેનતની અસ્વાભાવિક અલગતા છે, વગેરે વગેરે.

આપણી ક્રાંતિની ભૂલો, કમીઓ, તથા ખામીઓમાં આપણી અંદર મોજૂદ બુદ્ધિજીવીઓનાં એવાં અનિષ્ટ—પરંતુ વર્તમાન સમયે અનિવાર્ય—લક્ષણોને લીધે તેમ જ બુદ્ધિજીવીઓના **સંગઠનાત્મક** કાર્યની ઉપર **કામદારોની** પૂરતી દેખરેખના **અભાવને** લીધે થતી ભૂલો વગેરેનું સ્થાન બિનમહત્ત્વનું કોઈ રીતે નથી જ.

કામદારો અને કિસાનો હજી "સંકોચ" અનુભવી રહ્યા છે, તેમણે એ સંકોચને તજી દેવો જોઈએ અને તેઓ **ચોક્કસ** તજી દેશે જ. આપણને શિક્ષિત લોકો, બુદ્ધિજીવીઓ, તથા વિશેષજ્ઞોનાં સલાહસૂચનો વગર ચાલે એમ નથી. દરેક અક્કલમંદ કામદાર તથા કિસાન એ વાત બરાબર સમજે છે, અને કામદારો તથા કિસાનો તરફથી ધ્યાન તથા આદરના અભાવની ફરિયાદ આપણી અંદરના બુદ્ધિજીવીઓ કરી શકે એમ નથી. પરંતુ સલાહસૂચનો એક વાત છે, અને **વાસ્તવિક** હિસાબકિતાબ તથા નિયંત્રણનું આયોજન જુદી વાત છે. ઘણી વાર બુદ્ધિજીવીઓ સરસ સલાહસૂચનો આપતા હોય છે, પરંતુ એ સલાહસૂચનોને અમલમાં **મૂકવામાં**, શબ્દોને કૃત્યોમાં પલટાવી નાખવાના કાર્ય ઉપર **વાસ્તવિક નિયંત્રણ** લાગુ કરવામાં, તેઓ હાસ્યાસ્પદ રીતે, **બેહૂદી રીતે**, શરમજનક રીતે "અનાડી" તથા અશકત સાબિત થઈ જાય છે.

એ સંબંધમાં "જનતા"ની અંદરના, કારખાનાંના કામદારો તથા મહેનતકશ કિસાનોની અંદરના, અમલી સંગઠકોની મદદ તથા **આગેવાનીની ભૂમિકા વગર** કામ ચલાવી લેવાનું તદ્દન અશક્ય છે. "આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ"—કામદારો અને કિસાનોએ આ સત્યને પોતાનાં ભેજાંમાં બરાબર ઠસાવી લેવું જોઈએ. તેમણે સમજી લેવું જોઈએ કે હવે આખો મુદ્દો **અમલી કામગીરીનો** છે; એવી ઐતિહાસિક વેળા આવી પહોંચી છે જ્યારે સિદ્ધાંત અમલમાં રૂપાંતરિત થઈ રહ્યો છે, અમલથી ચેતનમય બની રહ્યો છે, અમલમાં

સુધરી રહ્યો છે, અમલની કસોટીએ ચડેલો છે; એવી ઐતિહાસિક વેળા આવી પહોંચી છે જ્યારે માર્ક્સના શબ્દો, "ખરા આંદોલનનું દરેક કદમ ડઝન કાર્યક્રમો કરતાં વધારે મહત્ત્વનું છે"[39] એ શબ્દો, વિશેષ રૂપે સાચા પડી રહ્યા છે—અમલમાં દરેક કદમ અમીરો તથા ધુતારાઓને ખરેખર અંકુશમાં આણી રહ્યું છે, મર્યાદાઓમાં બાંધી રહ્યું છે, પાકી નોંધણીમાં સામેલ કરી રહ્યું છે, અને તેમને નિયંત્રણમાં રાખવાનું કાર્ય સમાજવાદ સંબંધી ડઝન જેટલી સરસ દલીલો કરતાં વધારે મૂલ્યવાન છે. કારણ કે "મિત્ર, સિદ્ધાંત શુષ્ક છે પરંતુ જીવનનું સનાતન વૃક્ષ લીલુંછમ છે"[40].

કામદારો અને કિસાનોની અંદરના અમલી સંગઠકો વચ્ચે હરીફાઈ આયોજવી જોઈએ. બુદ્ધિજીવીઓ જે પ્રબળ વૃત્તિ ધરાવતા હોય છે એવી રીતે ઉપરથી બીબાઢાળ રૂપો સ્થાપવાના તથા સમરૂપતા લાદવાના દરેક પ્રયાસનો સામનો કરવો જોઈએ. ઉપરથી લાદવામાં આવતાં બીબાઢાળ રૂપો તથા સમરૂપતા લોકશાહીવાદી તથા સમાજવાદી કેંદ્રવાદની જોડે કશી જ સમાનતા નથી ધરાવતાં. વિગતોના, વિશિષ્ટ સ્થાનિક લક્ષણોના, **અભિગમની** રીતોના, નિયંત્રણ રાખવાની **રીતોના,** તેમ જ પરજીવીઓને (અમીરો તથા ધુતારાઓ, બેઢંગા તથા ઉન્માદી બુદ્ધિજીવીઓ, વગેરેને) ખતમ કરી નાખવાના અથવા બિનહાનિકર બનાવી દેવાના **ઉપાયોના વૈવિધ્યથી** સારતત્ત્વોની, મૂળતત્ત્વોની, સારાંશની એકતા ખંડિત નથી થતી પરંતુ સુનિશ્ચિત બની જાય છે.

બીબાઢાળ રૂપોથી મુકત મરજિયાત કેંદ્રવાદની જોડે નીચેથી પહેલકદમી, સ્વતંત્રતા, કદમની આઝાદી, અને જેમના સમન્વયનું ભવ્ય ઉદાહરણ પૅરિસ કોમ્યુને પૂરું પાડ્યું હતું. આપણી સોવિયેતો પણ એ જ માર્ગ અપનાવી રહી છે. પરંતુ તેઓ હજી "સંકોચ" અનુભવી રહી છે, હજી પૂરા વેગમાં નથી આવી, સમાજવાદી પદ્ધતિના નિર્માણના પોતાના નૂતન, મહાન, સર્જનાત્મક કર્તવ્યમાં હજી નથી "મચી પડી". સોવિયેતોએ વધારે હિંમતથી કામે લાગી જવું જોઈએ, વધારે પહેલકદમી દાખવવી જોઈએ. તમામ "કોમ્યુનોએ"—કારખાનાં, ગામો, ઉપભોકતા મંડળો, અને પુરવઠા સમિતિઓએ—શ્રમ અને પેદાશોની વહેંચણીના હિસાબકિતાબ તથા નિયંત્રણના અમલી સંગઠકો તરીકે માંહોમાંહે **હરીફાઈ કરવી** જોઈએ. એ હિસાબકિતાબ અને નિયંત્રણનો કાર્યક્રમ સાદો, સાફ, અને સૌને સમજાય એવો છે—દરેક માણસને રોટી મળે, દરેક માણસને મજબૂત પગરખાં અને સારાં કપડાં મળે, દરેક માણસને ગરમાવાવાળું રહેઠાણ મળે, દરેક માણસ પ્રમાણિકતાથી કામ કરે, દરેક ધુતારાને

(કામથી છટકવાની કોશિશ કરનારાઓ સમેત) છૂટો ન રહેવા દેવામાં આવે પરંતુ કારાવાસમાં ગોંધી રાખવામાં આવે અથવા સખતમાં સખત પ્રકારની ફરજિયાત મહેનતની તેને થયેલી સજાનો પાકો અમલ કરવામાં આવે, સમાજવાદના કાનૂનો તથા નિયમોનો ભંગ કરનારા કોઈ પણ અમીર આદમીને ધુતારા જેવા જ અંજામથી છટકવા ન દેવામાં આવે કારણ કે ઇનસાફની દૃષ્ટિએ જોઈએ તો અમીર આદમીનો અંજામ પણ ધુતારા જેવો જ આવવો જોઈએ. "જે કામ નહિ કરે તે ખાશે પણ નહિ"—સમાજવાદનો **અમલી** આદેશ એવો છે. **અમલમાં** બધી બાબતોનું આયોજન એવી રીતે કરવું જોઈએ. એવી છે **અમલી** સફળતાઓ જેને વિશે આપણા "કોમ્યુનોએ" તેમ જ આપણા કામદાર તથા કિસાન સંગઠકોએ ગર્વની લાગણી અનુભવવી જોઈએ. અને આ વાત બુદ્ધિજીવીઓની અંદરના સંગઠકોને ખાસ લાગુ થાય છે (**ખાસ** એ કારણે કે તેમને પોતાનાં સામાન્ય સૂચનો તથા ઠરાવો અંગે ગર્વ ધરાવવાની **વધારે** પડતી, **બેહદ વધારે** પડતી, ટેવ હોય છે).

અમીરો, ધુતારાઓ, તથા આળસુઓની ઉપર દેખરેખ તથા નિયંત્રણ રાખવાનાં હજારો વ્યાવહારિક રૂપો તથા રીતો કોમ્યુનોએ પોતે જ, શહેરો તથા ગામોમાં નાનકડાં ઘટકોએ, ઘડી કાઢવાં જોઈએ અને અમલની કસોટીએ ચડાવી લેવાં જોઈએ. આ સંબંધમાં વૈવિધ્ય તો અસરકારકતાની ગૅરંટી છે, એક જ સર્વસામાન્ય લક્ષ્ય—રશિયાની ધરતીમાંથી તમામ ઝેરી જીવજંતુઓને, ચાંચડોને—ધુતારાઓને, માંકડોને—અમીરોને, વગેરેને **સાફ કરી નાખવાનું** લક્ષ્ય—સિદ્ધ કરવાના કાર્યમાં સફળતાની બાંયધરી છે. એક જગ્યાએ દસબાર અમીરોને, દસબાર ધુતારાઓને, કામ ટાળનારા (ધાંધલખોરોની રીતે, પેટ્રોગ્રાદમાં અને ખાસ કરીને પાર્ટીનાં છાપખાનાંમાં[41] કામ ટાળનારા કંપોઝિટરોની રીતે) પાંચસાત કામદારોને જેલ ભેગા કરી દેવામાં આવે. બીજી જગ્યાએ તેમને સંડાસો સાફ કરવાના કામે લગાવી દેવામાં આવે. ત્રીજી જગ્યાએ તેમની સજા પૂરી થઈ ગયા પછી તેમને "પીળી પોથી" આપવામાં આવે જેથી તેઓ સુધરી ન જાય ત્યાં સુધી તમામ લોકો તેમને **નઠારા** માણસો ગણીને તેમની ઉપર ચાંપતી નજર રાખે. ચોથી જગ્યાએ દર દસ આળસુઓમાંથી એકને તત્કાળ ગોળીએ વીંધી નાખવામાં આવે. પાંચમી જગ્યાએ જુદી જુદી રીતો એકીસાથે અજમાવવામાં આવે, અને દાખલા તરીકે સુધરી જાય એવા લાગતા અમીરો, મૂડીવાદી બુદ્ધિજીવીઓ, ધુતારાઓ, તથા ધાંધલખોરોને દેખરેખ હેઠળ છૂટા રહેવા દઈને જલદી સુધરી જવાની તક આપવામાં આવે. વૈવિધ્ય જેમ વધારે તેમ આપણો

સામાન્ય અનુભવ બહેતર તથા વધારે સમૃદ્ધ બની રહેશે, સમાજવાદની સફળતા વધારે ચોક્કસ તથા ઝડપી બની જશે, અને સંઘર્ષની **ઉત્તમ** રીતો તથા તરીકાઓ અમલમાં ઘડી કાઢવાનું—અને તેમને અમલમાં જ ઘડી શકાય—વધારે સહેલું બની જશે.

કયા કોમ્યુનમાં, કોઈ મોટા શહેરના કયા વિસ્તારમાં, કયા કારખાનામાં, અને કયા ગામમાં ભૂખમરો વેઠતા લોકો **નથી** રહ્યા? બેકારો **નથી** રહ્યા? આળસુ અમીરો **નથી** રહ્યા, મૂડીદાર વર્ગના તિરસ્કારપાત્ર ખાંધિયાઓ **નથી** રહ્યા, પોતાને બુદ્ધિજીવીઓ કહેવડાવતા ભાંગફોડિયાઓ **નથી** રહ્યા? શ્રમની ઉત્પાદકતા વધારવાની, ગરીબો માટે સરસ નવાં ઘરો બાંધવાની, ગરીબોને અમીરોનાં ઘરોમાં વસાવવાની, અને દરેક ગરીબ કુટુંબના દરેક બાળકને એક બૉટલ દૂધ નિયમિત પૂરું પાડવાની બાબતમાં ક્યાં સૌથી વધારે કામ કરવામાં આવ્યું છે? કોમ્યુનો, બિરાદરીઓ, ઉત્પાદકો-ઉપભોકતા મંડળો તથા સમાજો, તેમ જ કામદારોના, સિપાહીઓના, તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો વચ્ચે એવા મુદ્દાઓ અંગે **હરીફાઈ** વિકસવી જોઈએ. એ ક્ષેત્રમાં **પ્રતિભાવાન સંગઠકોએ અમલી** કામગીરી દરમિયાન મોખરે પહોંચી જવું જોઈએ, અને તેમને બઢતી આપીને રાજ્યના કારોબારમાં જવાબદારીઓ સોંપાવી જોઈએ. જનતાની અંદર પારાવાર પ્રતિભા પડી છે. વાત માત્ર એટલી જ છે કે એ બધી પ્રતિભા દબાયેલી પડી છે. તેને પ્રગટ થવાની તક આપવી જોઈએ. તે જ **અને માત્ર તે જ** જનતાના સમર્થનના આધારે રશિયાને ઉગારી શકે એમ છે અને સમાજવાદના ધ્યેયને બચાવી શકે એમ છે.

૧૯૧૭ના ડિસેંબરની
૨૪-૨૭
(૧૯૧૮ના જાન્યુઆરીની
૬-૯) તારીખે લિખિત

પહેલી વાર ૧૯૨૯ના
જાન્યુઆરીની ૨૦મી તારીખે
'પ્રાવદા'ના ૧૭મા અંકમાં
પ્રકાશિત

હસ્તાક્ષર: **વી. લેનિન**

# ઉપભોક્તા કોમ્યુનો સંબંધી ડિક્રીનો ખરડો[42]

## ૧

## પ્રારંભિક થિસિસો

ખોરાકના કમિસારિયત તરફથી રજૂ કરવામાં આવેલા "પુરવઠા પંચો", "પ્રતિનિધિ સમિતિઓ", વગેરે સંબંધી ખરડાઓ અને એવી જ રીતે સર્વોચ્ચ આર્થિક પરિષદ તરફથી રજૂ કરવામાં આવેલો "જિલ્લા આર્થિક પરિષદો"[43] સંબંધી ખરડો એવાં સંઘટનોના જોડાણની આવશ્યકતા સૂચવે છે.

પ્રારંભિક થિસિસો:

(એત્વા*): (પુરવઠા અને ખરીદ સમિતિઓ?**)

બુનિયાદી યુનિટ ઉપભોકતાઓ તથા ઉત્પાદકોના (ખરીદી તથા વેચાણ વગેરેથી બહેતર) વોલોસ્ત મંડળોનું હોવું જોઈએ, તેઓ પુરવઠા સમિતિઓ તેમ જ ખરીદ સંસ્થાઓની, બેઉની, કામગીરી બજાવે. જરૂર પડે તો વોલોસ્તની સરહદોમાં ફેરફાર કરવાની જોગવાઈ થઈ શકે.

શહેરોમાં એવું જ સ્થાન કદાચ મહોલ્લા સમિતિઓ અથવા બ્લૉક-વિભાગ સમિતિઓ લઈ શકે.

જો આપણે વિસ્તારોમાં એવી સમિતિઓ, બુનિયાદી યુનિટો, સ્થાપી લઈએ તો એ સમિતિઓના જોડાણથી એવું તંત્ર અસ્તિત્વમાં આવી જશે કે જે સમગ્ર વસતિને તમામ આવશ્યક ચીજો પૂરી પાડવાના કાર્યની રીતસરની સંઘટના તેમ જ રાષ્ટ્રીય પાયા પર ઉત્પાદનની સંઘટના સાધી શકે.

શક્ય છે કે "મંડળો"ને બદલે એ કામદારો અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો હોય અને તેમાં વેપારી કર્મચારીઓ વગેરે સામેલ હોય.

---

* કાચા રૂપમાં. — સં.

** કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો હેઠળની પુરવઠા અને ખરીદ સમિતિઓ.

ઉત્પાદન તથા વપરાશના સામાન્ય નિયમન માટે એવા દરેક મંડળ કે સમિતિ કે સોવિયેતને (અથવા પુરવઠા અને ખરીદ સમિતિને) ખરીદીના **માલ** તથા **પુરવઠાની ચીજોના પ્રકારો** અનુસાર વિભાગોમાં અથવા ખાતાંઓમાં વિભાજિત કરી નાખવામાં આવે (નાણાં સંબંધી અથવા રોકડ આમદની તથા ફાળવણીઓ માટેનો વિભાગ દરેક પુરવઠા અને ખરીદ સમિતિમાં સામેલ હોવો જોઈએ). આવકવેરો લગાવવાના અને ગરીબોને વગર વ્યાજે ધિરાણો કરવાના અધિકારના તેમ જ સાર્વજનીન શ્રમ સેવાના સંગાથમાં એ કદાચ સમાજવાદી સમાજનું બુનિયાદી યુનિટ બની રહે. પછી વોલોસ્ત બૅંકોને રાજ્ય બચત બૅંકો સાથે જોડી દેવી પડશે, રાજ્યવ્યાપી હિસાબકિતાબ વિભાગમાં પલટાવી નાખવી પડશે, રાજ્યનાં તમામ આમદની તથા ફાળવણી હિસાબખાતાં તેમાં એકત્રિત કરવાનાં રહેશે.

પછી માલની હેરફેર અને એવી જ રીતે ખરીદી તથા વેચાણની છૂટ **માત્ર** એક પુરવઠા અને ખરીદ સમિતિ તરફથી બીજી એવી સમિતિને જ આપવામાં આવશે, તમામ વ્યકિતગત ખરીદીની મનાઈ કરી દેવામાં આવશે. વોલોસ્ત (અથવા સામાન્ય રીતે "બુનિયાદી", સૌથી નીચેની) પુરવઠા અને ખરીદ સમિતિ તરફથી આપવામાં આવેલા સર્ટિફિકેટોના આધારે કેંદ્રીય ગોદામોમાંથી ચીજો વ્યકિતઓને પણ વેચી શકાશે, પરંતુ એટલી શરતે કે એ સોદાઓ વોલોસ્ત અથવા બીજી પુરવઠા અને ખરીદ સમિતિઓના ચોપડાઓમાં નોંધી લેવામાં આવે (સાવ નાનાં પ્રમાણો, નજીવી વસ્તુઓ, સિવાય). પુરવઠા અને ખરીદ સમિતિના સર્ટિફિકેટ વગર માલની કોઈ જાતની હેરફેરની છૂટ નહિ આપવામાં આવે.

આ હશે

ખેતીવાડી,

વેપાર અને ઉદ્યોગ,

શ્રમ,

તથા ખોરાકનાં કમિસારિયતો

અને સર્વોચ્ચ આર્થિક પરિષદનું

તેમ જ નાણા તથા સંચાર

કમિસારિયતોનું એકીકરણ

**નોંધ:**

"પુરવઠા અને ખરીદ સમિતિઓ": વોલોસ્ત, ઉયેઝ્દ, ગુબેર્નિયા, અને જિલ્લો. (ΣΣ = સ. આ. પ.)

તેના વિભાગો: કેંદ્રીય કાપડ પંચ, કેંદ્રીય ખાંડ પંચ, કેંદ્રીય કોલસા પંચ, વગેરે (ΣΣ = સ. આ. પ.), કેંદ્રીય બૅંક, વગેરે.

**નોંધ:**

> કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોના અધિકૃત નિરીક્ષકોએ શહેરોમાં સુખસગવડવાળાં ઘરોની (અથવા ગ્રામવિસ્તારોના સુખસગવડવાળા વસવાટોની), અર્થાત્ જેમાં કામદારો તથા કિસાનોની ટકાવારી સમજો કે ૬૦ ટકાથી ઓછી હોય એવાં ઘરો વગેરેની, દેખરેખ રાખવી જોઈએ.

૨

## ડિક્રીનો ખરડો

લૂંટફાટના માલના ભાગલા માટે મૂડીદારો વચ્ચેના ઘર્ષણને લીધે શરૂ થયેલા યુદ્ધનું પરિણામ અકથ્ય પાયમાલીમાં આવ્યું છે. ગુનાહિત સટ્ટાખોરી તથા નફાખોરીને લીધે તેમાં બેહદ વધારો થયો છે. ખાસ કરીને દોલતમંદ વર્ગોમાં ચાલતાં એવાં કરતૂતોના પરિણામે લાખો, બલકે કરોડો, ઈન્સાનો ભૂખ તથા બેકારીની યાતનાઓના ભોગ બની ગયા છે. ભૂખમરો વેઠતા માણસોને મદદ કરવાનાં અને સટ્ટાખોરીની સામે બેરહમ જંગ લડવાનાં અસાધારણ પગલાં અપનાવવાની આવશ્યકતાને કારણે કામદારો તથા કિસાનોની સરકારને નીચે મુજબના નિયમો રશિયન પ્રજાસત્તાકના કાનૂન તરીકે જાહેર કરવાની ફરજ પડી છે:

રાજ્યના દરેક નાગરિકે સ્થાનિક (નાનું કે મોટું ગામ, વોલોસ્ત, શહેરનો ભાગ, મહોલ્લો, વગેરે) ઉપભોકતા મંડળમાં સામેલ થઈ જવાનું રહેશે.

ઉપભોકતા મંડળોની અંદર કુટુંબોનાં જૂથોની રચના મરજી મુજબ કરી શકાશે, પરંતુ માત્ર એવી જોગવાઈની શરતે કે દરેક મંડળમાં બિનસમૃદ્ધ વર્ગોનાં (અર્થાત્ કામદારો, મજૂરોને કામે ન રાખતા હોય એવા કિસાનો, વગેરે) કુટુંબોની સંખ્યા બે તૃતીયાંશથી ઓછી ન હોય.

દરેક ઉપભોકતા મંડળ ચીજવસ્તુઓની ખરીદી તથા વહેંચણી ઉપરાંત સ્થાનિક પેદાશોનું વેચાણ કરશે. ઉપભોકતા મંડળોનાં સંચાલક ઘટકો **પુરવઠા**

**સમિતિઓની** સ્થાપના કરશે, અને માલની કોઈ પણ જાતની હેરફેર સંબંધિત પુરવઠા સમિતિની લેખિત પરવાનગી વગર નહિ કરવા દેવામાં આવે.

હાલ ચાલતાં ઉપભોકતા મંડળોનું આ ડિક્રીથી રાષ્ટ્રીયકરણ કરવામાં આવે છે, એવાં મંડળો જે જે વિસ્તારોમાં મોજૂદ હોય ત્યાંની સમગ્ર વસતિ માટે, એક પણ અપવાદ વગર, મંડળનું સભ્યપદ ફરજિયાત ખુલ્લું રાખવાનું રહેશે.

વ્યકિતગત નાગરિકો ઇચ્છે તો પોતાની સ્થાનિક દુકાનોમાંથી નહિ પણ કેંદ્રીય વેચાણ મથકોમાંથી ચીજવસ્તુઓ ખરીદી શકશે, પરંતુ એવી શરતે કે તેને લગતી નોંધ સ્થાનિક ઉપભોકતા મંડળના ચોપડામાં કરવામાં આવે.

પુરવઠા સમિતિઓની પરવાનગી વગર માલની હેરફેર, ખરીદી, તથા વેચાણ કરનારા માણસને એવા ગુના બદલ તેની પૂરી મિલકત જપ્ત કરી લેવાની, ઓછામાં ઓછા છ મહિનાની કેદની, અને ફરજિયાત મજૂરીની સજા કરવામાં આવશે.

માલની હેરફેર કે ખરીદી તથા વેચાણના પરવાનાઓની બે નકલો બનાવવામાં આવશે, તેમાં સંબંધિત પુરવઠા સમિતિના સંચાલક ઘટકના ઓછામાં ઓછા ત્રણ સભ્યોની સહીઓ આવશ્યક રહેશે, એક નકલ ઘટકની ફાઈલમાં જાળવી રાખવામાં આવશે.

દરેક પરવાનામાં જણાવવાનું રહેશે કે માલ કયા ઉપભોકતા મંડળ તરફથી કયા ઉપભોકતા મંડળને મોકલાઈ રહ્યો છે.

તાર કાર્યાલયોમાં પુરવઠા સમિતિઓના તારસંદેશાઓને પહેલી પસંદગી આપીને તત્કાળ રવાના કરી દેવામાં આવશે.

તમામ પુરવઠા સમિતિઓ કામદારો, સિપાહીઓ, અને કિસાનોની સ્થાનિક સોવિયેતોના નિયંત્રણ હેઠળ તેમ જ સૂચનાઓ મુજબ કામ કરશે.

પરદેશથી માલની આયાતને સીમિત રાખવાના આશયે સ્થાપવામાં આવેલા નિયમો સિવાય બીજા કોઈ પણ જાતના પ્રતિબંધ વગર ગમે તે વસ્તુ પોતાના ઉપભોકતા મંડળમાંથી મેળવવાનો અધિકાર દરેક નાગરિકને રહેશે.

જે વસ્તુઓના નિયત ભાવ કાનૂન મારફત સ્થાપવામાં આવ્યા હોય તે સિવાયની વેચાણ માટે ઉત્પાદિત વસ્તુઓ સ્થાનિક પુરવઠા સમિતિઓને અનિયંત્રિત કિંમતોએ સુપરત કરી દેવાની રહેશે. વસ્તુઓના વેચાણથી મળતી રકમ લોક બૅંકની સ્થાનિક (ગામની, વોલોસ્તની, શહેરની, કારખાનાની, અથવા બીજી કોઈ) શાખામાં માલિકોનાં ખાતાંમાં જમા કરવામાં આવશે.

કામદારો, સિપાહીઓ, અને કિસાનોની દરેક સોવિયેતે વસતિને ઉપભોકતા

મંડળો (પુરવઠા સમિતિઓ) સ્થાપવામાં તેમ જ તેના હિસાબકિતાબ તથા બીજા બધા કામકાજની ચકાસણીમાં મદદ કરવા માટે નિરીક્ષકો, હિસાબ તપાસનિશો, તથા જાણકારોનું જૂથ નીમવું જોઈએ.

હિસાબકિતાબ રાખવાના કામ સંબંધી તેમ જ પુરવઠા સમિતિઓના પત્રવ્યવહાર સંબંધી સૂચનાઓ અલગ જાહેર કરવામાં આવશે.

૧૯૧૭ના ડિસેંબરની
૨૪-૨૭મી તારીખે
(૧૯૧૮ના જાન્યુઆરીની.
૬-૯મી તારીખે) લિખિત

પહેલી વાર ૧૯૨૯ના જાન્યુઆરીની
૨૨મી તારીખે 'ઇઝવેસ્તિયા'ના
૧૮મા અંકમાં પ્રકાશિત

## મહેનતકશ અને શોષિત લોકોના અધિકારોની ઘોષણામાંથી[44]

બંધારણસભા નિર્ણય અપનાવે છે કે—

૧. રશિયાને આ ઘડીથી કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોનું પ્રજાસત્તાક ઘોષિત કરવામાં આવે છે. કેંદ્રીય તેમ જ સ્થાનિક પૂરી સત્તા સોવિયેતોને સોંપવામાં આવે છે.

૨. રશિયન સોવિયેત પ્રજાસત્તાકની સ્થાપના મુકત રાષ્ટ્રોના મુકત સંઘના સિદ્ધાંતના આધારે, સોવિયેત રાષ્ટ્રીય પ્રજાસત્તાકોના સમવાયતંત્ર તરીકે, કરવામાં આવે છે.

તેનું મૂળભૂત લક્ષ્ય માનવીના હાથે માનવીના શોષણને તદ્દન નાબૂદ કરી નાખવાનું, વર્ગોમાં સમાજના વિભાજનને બિલકુલ ખતમ કરી નાખવાનું, શોષકો તરફના પ્રતિકારને કઠોરતાથી કચડી નાખવાનું, સમાજની સમાજવાદી સંઘટના કરવાનું, અને સઘળા દેશોમાં સમાજવાદનો વિજય સિદ્ધ કરવાનું છે એટલે બંધારણસભા વધુમાં નિર્ણય અપનાવે છે કે—

> ૧. જમીનની ખાનગી માલિકીને આ ઘડીથી નાબૂદ કરી નાખવામાં આવે છે. તમામ ઈમારતો, ખેતીવાડીનાં ઓજારો, અને ખેતીવાડીના ઉત્પાદનનાં બીજાં સાધનો સમેત બધી જમીનને સમગ્ર મહેનતકશ જનતાની મિલકત ઘોષિત કરવામાં આવે છે.
>
> ૨. આ ઘોષણાથી કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી તેમ જ સર્વોચ્ચ આર્થિક પરિષદ સંબંધી સોવિયેત કાનૂનોને, શોષકોની ઉપર મહેનતકશ લોકોની સત્તાની ખાતરી ઊભી કરવાના આશયે તેમ જ કારખાનાં, ખાણો, રેલવે, અને ઉત્પાદન તથા વાહનવ્યવહારનાં બીજાં સાધનોને પૂર્ણ રૂપે કામદારો તથા કિસાનોના રાજ્યની મિલકતમાં પલટાવી નાખવાની દિશાના પહેલા કદમ તરીકે, બહાલી આપવામાં આવે છે.

૩. આ ઘોષણાથી તમામ બૅંકોને કામદારો તથા કિસાનોના રાજ્યની મિલકતમાં પલટાવી નાખવાના પગલાને, મૂડીની ધૂંસરીથી મહેનતકશ લોકોની મુકિત માટેની શરતોમાંની એક તરીકે, બહાલી આપવામાં આવે છે.

૪. સમાજના પરજીવી વિભાગોની નાબૂદીના આશયે સાર્વજનીન શ્રમ સેવા આ ઘડીથી દાખલ કરવામાં આવે છે...

લિખિત ૧૯૧૮ના જાન્યુઆરીની
ત્રીજી (સોળમી) તારીખ
પછી નહિ

૧૯૧૮ના જાન્યુઆરીની
ચોથી (સત્તરમી) તારીખે
'પ્રાવદા'ના બીજા અંકમાં
અને 'ઇઝવેસ્તિયા'ના બીજા
અંકમાં પ્રકાશિત

## બંધારણસભાના અધિવેશનમાં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ના જૂથની જાહેરાત
## ૫(૧૮) જાન્યુઆરી, ૧૯૧૮[45]

મહેનતકશ રશિયાના વ્યાપક બહુસંખ્યાના લોકોએ—કામદારો, કિસાનો, અને સિપાહીઓએ—માંગ ઉઠાવી છે કે બંધારણસભા મહાન ઑક્ટોબર ક્રાંતિની ફતેહોને, જમીન તથા સુલેહ તેમ જ કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી સોવિયેત ડિક્રીઓને, અને સૌપ્રથમ તો કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની સત્તાને, માન્ય કરી લે. રશિયાના મહેનતકશ વર્ગોની વ્યાપક બહુમતીના નિર્ધારને અમલમાં મૂકતી અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિએ દરખાસ્ત કરી છે કે બંધારણસભા પોતાને એ નિર્ધારથી બંધાયેલી ઘોષિત કરે. પરંતુ બંધારણસભામાં બહુમતીએ મૂડીદાર વર્ગના દાવાઓને અનુરૂપ ધોરણ લઈને એ દરખાસ્ત નકારી કાઢી છે અને એ રીતે આખા મહેનતકશ રશિયાને પડકાર ફેંક્યો છે.

બંધારણસભામાં બહુમતી મવાળ સમાજવાદી-ક્રાંતિકારીઓની પાર્ટીને, કેરેન્સ્કી, આવ્ક્સેન્ત્યેવ, તથા ચેર્નોવની પાર્ટીને, મળી છે. પોતાને સમાજવાદી તથા ક્રાંતિકારી ગણાવતી એ પાર્ટી કામદારો તથા કિસાનોની ક્રાંતિની વિરુદ્ધ મૂડીવાદી તત્ત્વોની લડતની આગેવાની કરી રહી છે, અને હકીકતમાં મૂડીવાદી તથા પ્રતિક્રાંતિકારી પાર્ટી છે.

બંધારણસભા વર્તમાન સમયે જે રીતે રચાયેલી છે તેમાં ક્રાંતિ પૂર્વેના શકિત સંતુલનનું પરિણામ અંકિત છે. બંધારણસભાની વર્તમાન પ્રતિક્રાંતિકારી બહુમતી કાલગ્રસ્ત પાર્ટી યાદીઓના આધારે ચૂંટાયેલી છે, ક્રાંતિના અગાઉના ગાળાને પ્રતિબિંબિત કરે છે, અને કામદારો તથા કિસાનોના આંદોલનના માર્ગમાં અવરોધ ખડો કરવાની કોશિશ કરે છે.

આખા દિવસની ચર્ચાઓ દરમિયાન સાફ જણાઈ આવ્યું છે કે મવાળ સમાજવાદી-ક્રાંતિકારીઓની પાર્ટી કેરેન્સ્કીના જમાનામાં તેના વર્તનની જેમ જ

હાલ પણ છૂટે હાથે જનતાને જાતજાતનાં વચનો આપી રહી છે; પરંતુ વાસ્તવમાં તેણે કામદારો, કિસાનો, તથા સિપાહીઓની સોવિયેતોની સત્તા વિરુદ્ધ, સમાજવાદી કદમો વિરુદ્ધ, જમીન તથા સઘળાં ઓજારો વિના વળતરે જપ્ત કરી લઈને કિસાનોને સુપરત કરી દેવા વિરુદ્ધ, બૅંકોના રાષ્ટ્રીયકરણ વિરુદ્ધ, અને રાજ્યનું કરજ રદ કરી નાખવા વિરુદ્ધ લડવાનો ફેંસલો કરી લીધો છે.

જનતાના દુશ્મનોના ગુનાઓને એક પળ પણ ઢાંકી દેવાનો ઇનકાર કરીને અમે બંધારણસભામાંથી ખસી જવાનો અમારો આ નિર્ણય જાહેર કરીએ છીએ, અને બંધારણસભાના પ્રતિક્રાંતિકારી વિભાગ સંબંધી વલણ અંગે આખરી નિર્ણય અપનાવવાની બાબત સોવિયેત સત્તાના હાથમાં છોડી દઈએ છીએ.

'પ્રાવદા', અંક ૫ (સાંજની આવૃત્તિ)
૧૯ (૬) જાન્યુઆરી, ૧૯૧૮

## કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની ત્રીજી અખિલ રૂસી કોંગ્રેસ

## ૧૦-૧૮ (૨૩-૩૧) જાન્યુઆરી, ૧૯૧૮[46]

### લોક કમિસાર પરિષદની પ્રવૃત્તિઓ સંબંધી રિપોર્ટમાંથી. ૧૧ (૨૪) જાન્યુઆરી

હવે હું સંક્ષેપમાં એ કદમોની છણાવટ કરીશ કે જેને અમલમાં મૂકવાનું રશિયાની સમાજવાદી સોવિયેત સરકારે શરૂ કરી દીધું છે. રશિયાની ધરતી ઉપરથી જમીનદારોને સાફ કરી નાખવાના ઉદ્દેશ ઉપરાંત મૂડીદાર વર્ગના શાસનને તેમ જ લાખો અને કરોડો મહેનતકશ લોકોની ઉપર મૂડીના જુલમની શક્યતાને નાબૂદ કરી નાખવાના ઉદ્દેશે અપનાવવામાં આવેલાં પ્રથમ કદમોમાંનું એક બૅંકોના રાષ્ટ્રીયકરણનું હતું. બૅંકો આધુનિક મૂડીવાદી અર્થતંત્રનાં મહત્ત્વનાં કેંદ્રો છે. તેઓ પારાવાર દોલત એકઠી કરે છે અને તેને વહેંચી નાખીને આ અફાટ દેશમાં ગોઠવી દે છે, તેઓ મૂડીવાદી જીવનનાં ચેતા કેંદ્રો છે. તેઓ સદીઓ દરમિયાન વિકસેલી ગૂઢ તથા જટિલ સંઘટનાઓ છે, અને સોવિયેત સત્તાના પ્રથમ ફટકાઓ તેમની ઉપર ઝીંકવામાં આવ્યા હતા. રાજ્ય બૅંકમાં સોવિયેત સત્તાનો મરણિયો સામનો કરવામાં આવ્યો હતો. પરંતુ એવા સામનાથી સોવિયેત સત્તાએ પાછી પાની ન કરી. રાજ્ય બૅંકની સંઘટનાની મુખ્ય બાબતમાં અમે સફળતા હાંસલ કરી અને એ મુખ્ય બાબત હવે કામદારો તથા કિસાનોના હાથમાં છે. એ બુનિયાદી કદમો — જેના સંબંધમાં પુષ્કળ વિગતો ઘડી કાઢવાનું હજી બાકી છે — પછી અમે અમારો હાથ ખાનગી બૅંકોની ઉપર અજમાવવાનું શરૂ કરી દીધું.

એ સંબંધમાં અમે એવું વર્તન ન કર્યું કે જેની સલાહ તડજોડિયાઓએ ઘણું કરીને અમને આપી હોત, અર્થાત્ પહેલાં બંધારણસભા ભરાવાની વાટ જોવી, પછી કાનૂનનો ખરડો ઘડીને બંધારણસભામાં રજૂ કરવો અને એ રીતે અમારી મુરાદો મૂડીદારોને અગાઉથી જણાવી દઈને તેમને માટે અણગમતી હાલતથી કશીક છટકબારી વાટે બચી જવાનું શક્ય બનાવવું, કદાચ તેમને અમારા સંગાથમાં ખેંચી લેવા અને પછી રાજ્ય કાનૂનો બનાવવા — જે "રાજ્ય કાયદો" બની રહે.

એવું કૃત્ય તો સમાજવાદને નકારી કાઢવાનું કૃત્ય જ ગણાય. અમે તો સાદું કદમ ઉઠાવ્યું. "શિક્ષિત" લોકો તરફથી, અથવા ખરું જોતાં મૂડીદાર વર્ગના અશિક્ષિત ટેકેદારો તરફથી, તેમના જ્ઞાનના અવશેષોનો વેપાર કરનારાઓ તરફથી, ફરિયાદોના દેકારા ઊભા થવાની બીક રાખ્યા વગર અમે જણાવી દીધું કે અમારી પાસે હથિયારબંધ કામદારો તથા કિસાનો છે અને તેઓ આજે સવારે બધી ખાનગી બૅંકો કબજે કરી લેવાના છે **(તાળીઓ)**. તેઓ એટલું કરી લે ત્યાર પછી, સત્તા અમારા હાથમાં આવી જાય ત્યાર પછી, ત્યાર પછી જ અમે ચર્ચાવિચારણા કરીશું કે કેવાં કદમો ઉઠાવવાં. સવારે બૅંકો કબજે કરી લેવામાં આવી અને સાંજે કેંદ્રીય કારોબારી સમિતિએ ડિક્રી જાહેર કરી: "બૅંકોને દેશની મિલકત ઘોષિત કરવામાં આવે છે"—રાજ્યને હસ્તક નિયંત્રણ સ્થપાઈ ગયું, બૅંકોનું સમાજીકરણ થઈ ગયું, બૅંકો સોવિયેત સત્તાના હાથમાં સોંપાઈ ગઈ.

અમારી અંદર એક પણ માણસ એવો નહોતો જે ધારી લે કે સદીઓ દરમિયાન અર્થકારણની મૂડીવાદી પદ્ધતિમાંથી વિકસેલા બૅંકિંગ જેવા જટિલ તથા ગૂઢ તંત્રને થોડાક દિવસોની અંદર તોડી નાખી શકાય અથવા રૂપાંતરિત કરી શકાય. અમે એમ કદી કહ્યું જ નથી. અને વિજ્ઞાનીઓ, અથવા નકલી વિજ્ઞાનીઓ, માથાં ધુણાવીને ભવિષ્ય ભાખવા લાગ્યા ત્યારે અમે જણાવી દીધું: તમારે જેટલું ભવિષ્ય ભાખવું હોય એટલું ભાખી લો. અમને તો સર્વહારા વર્ગીય ક્રાંતિના એક જ પંથની ખબર છે, અર્થાત્ કે દુશ્મનનાં સ્થાનો કબજે કરી લેવાં—શાસન ચલાવવાનું અનુભવ મારફત, અમારી ભૂલો મારફત, શીખી લેવું. અમારા માર્ગની મુશ્કેલીઓને અમે જરાય ઓછી નથી મૂલવતા, પરંતુ મુખ્ય કાર્ય અમે કરી લીધું છે. મૂડીવાદી દોલતના સ્રોતને અમે તેની વહેંચણીના સ્થાને ખતમ કરી નાખ્યો છે. એટલું કરી લીધા પછી, રાજ્યની લોનો રદ કરી નાખવાનું કદમ, નાણાકીય ધૂંસરી ફગાવી દેવાનું કદમ, સાવ સહેલું હતું. કારખાનાંમાં કામદારોને હસ્તક નિયંત્રણ સ્થાપી લીધા પછી કારખાનાં જપ્ત કરી લેવાની દિશાનું સંક્રમણ પણ સાવ સહેલું હતું. કામદારોને હસ્તક નિયંત્રણ દાખલ કરીને ઉત્પાદનને અલગ અલગ વિભાગોમાં વિખેરી નાખવાનો આક્ષેપ અમારી ઉપર મૂકવામાં આવ્યો ત્યારે એવા બકવાદની અમે પરવા જ ન કરી. કામદારોને હસ્તક નિયંત્રણ દાખલ કરતી વેળા અમે જાણતા હતા કે તેને આખા રશિયામાં ફેલાતાં ઘણો વખત લાગશે, પરંતુ અમારે બતાવી દેવું હતું કે અમે માત્ર એક જ માર્ગને મંજૂર કરીએ છીએ—નીચેથી પરિવર્તનો. અમારી નેમ

એવું કૃત્ય તો સમાજવાદને નકારી કાઢવાનું કૃત્ય જ ગણાય. અમે તો સાદું કદમ ઉઠાવ્યું. "શિક્ષિત" લોકો તરફથી, અથવા ખરું જોતાં મૂડીદાર વર્ગના અશિક્ષિત ટેકેદારો તરફથી, તેમના જ્ઞાનના અવશેષોનો વેપાર કરનારાઓ તરફથી, ફરિયાદોના દેકારા ઊભા થવાની બીક રાખ્યા વગર અમે જણાવી દીધું કે અમારી પાસે હથિયારબંધ કામદારો તથા કિસાનો છે અને તેઓ આજે સવારે બધી ખાનગી બૅંકો કબજે કરી લેવાના છે **(તાળીઓ)**. તેઓ એટલું કરી લે ત્યાર પછી, સત્તા અમારા હાથમાં આવી જાય ત્યાર પછી, ત્યાર પછી જ અમે ચર્ચાવિચારણા કરીશું કે કેવાં કદમો ઉઠાવવાં. સવારે બૅંકો કબજે કરી લેવામાં આવી અને સાંજે કેંદ્રીય કારોબારી સમિતિએ ડિક્રી જાહેર કરી: "બૅંકોને દેશની મિલકત ઘોષિત કરવામાં આવે છે"—રાજ્યને હસ્તક નિયંત્રણ સ્થપાઈ ગયું, બૅંકોનું સમાજીકરણ થઈ ગયું, બૅંકો સોવિયેત સત્તાના હાથમાં સોંપાઈ ગઈ.

અમારી અંદર એક પણ માણસ એવો નહોતો જે ધારી લે કે સદીઓ દરમિયાન અર્થકારણની મૂડીવાદી પદ્ધતિમાંથી વિકસેલા બૅંકિંગ જેવા જટિલ તથા ગૂઢ તંત્રને થોડાક દિવસોની અંદર તોડી નાખી શકાય અથવા રૂપાંતરિત કરી શકાય. અમે એમ કદી કહ્યું જ નથી. અને વિજ્ઞાનીઓ, અથવા નકલી વિજ્ઞાનીઓ, માથાં ધુણાવીને ભવિષ્ય ભાખવા લાગ્યા ત્યારે અમે જણાવી દીધું: તમારે જેટલું ભવિષ્ય ભાખવું હોય એટલું ભાખી લો. અમને તો સર્વહારા વર્ગીય ક્રાંતિના એક જ પંથની ખબર છે, અર્થાત્ કે દુશ્મનનાં સ્થાનો કબજે કરી લેવાં—શાસન ચલાવવાનું અનુભવ મારફત, અમારી ભૂલો મારફત, શીખી લેવું. અમારા માર્ગની મુશ્કેલીઓને અમે જરાય ઓછી નથી મૂલવતા, પરંતુ મુખ્ય કાર્ય અમે કરી લીધું છે. મૂડીવાદી દોલતના સ્રોતને અમે તેની વહેંચણીના સ્થાને ખતમ કરી નાખ્યો છે. એટલું કરી લીધા પછી, રાજ્યની લોનો રદ કરી નાખવાનું કદમ, નાણાકીય ધૂંસરી ફગાવી દેવાનું કદમ, સાવ સહેલું હતું. કારખાનાંમાં કામદારોને હસ્તક નિયંત્રણ સ્થાપી લીધા પછી કારખાનાં જપ્ત કરી લેવાની દિશાનું સંક્રમણ પણ સાવ સહેલું હતું. કામદારોને હસ્તક નિયંત્રણ દાખલ કરીને ઉત્પાદનને અલગ અલગ વિભાગોમાં વિખેરી નાખવાનો આક્ષેપ અમારી ઉપર મૂકવામાં આવ્યો ત્યારે એવા બકવાદની અમે પરવા જ ન કરી. કામદારોને હસ્તક નિયંત્રણ દાખલ કરતી વેળા અમે જાણતા હતા કે તેને આખા રશિયામાં ફેલાતાં ઘણો વખત લાગશે, પરંતુ અમારે બતાવી દેવું હતું કે અમે માત્ર એક જ માર્ગને મંજૂર કરીએ છીએ—નીચેથી પરિવર્તનો. અમારી નેમ

એવી હતી કે કામદારો પોતે જ, નીચેથી, નવા મૂળભૂત આર્થિક નિયમો ઘડી કાઢે. તેમાં ઘણો વખત લાગશે.

કામદારોને હસ્તક નિયંત્રણ પછી અમે સર્વોચ્ચ આર્થિક પરિષદની રચનાનું કાર્ય હાથમાં લીધું. કેવળ એ કદમ જ, આગામી થોડા દિવસોમાં અમલમાં મુકાઈ જનારા બૅંકો તથા રેલવેના રાષ્ટ્રીયકરણના સંગાથમાં, આપણે માટે નૂતન સમાજવાદી અર્થતંત્રના નિર્માણનું કાર્ય શરૂ કરવાનું શક્ય બનાવશે. આ કાર્યમાં અમારી સમક્ષ ઉપસ્થિત મુશ્કેલીઓની અમને બરાબર ખબર છે. પરંતુ અમે ભારપૂર્વક જાહેર કરીએ છીએ કે મહેનતકશ જનતાના અનુભવ તથા સહજબુદ્ધિ પર આધાર રાખીને આ કર્તવ્યને પાર પાડવાની કામગીરી શરૂ કરી દે તેઓ જ વાસ્તવમાં સમાજવાદીઓ ગણાય. લોકો ઘણી ભૂલો કરશે, પરંતુ મુખ્ય કામ કરી લેવામાં આવ્યું છે. લોકો જાણે છે કે તેઓ સોવિયેત સત્તાને અપીલ કરશે ત્યારે તેમને શોષકોની વિરુદ્ધ પૂરો ટેકો મળશે જ. તેમની મહેનત હળવી કરવાનો હેતુ ધરાવતું એક પણ કદમ એવું નથી કે જેને સોવિયેત સત્તાનો પૂરો ટેકો ન મળ્યો હોય. સોવિયેત સત્તાને દરેક બાબતની જાણકારી નથી હોતી, અને તે તમામ કામ વખતસર સંભાળી ન લઈ શકે, વળી ઘણી વાર તેની સામે મુશ્કેલ કર્તવ્યો ખડાં થઈ જાય છે. ઘણી વાર કામદારો તથા કિસાનોનાં પ્રતિનિધિમંડળો સરકાર પાસે આવીને દાખલા તરીકે એવો સવાલ પૂછે છે કે અમુક જમીનની બાબતમાં શું કરવું. કેટલીય વાર મને પોતાને એવી હાલત જોઈને અકળામણ થઈ છે કે તેમને કશા પૂરા ચોક્કસ ખ્યાલો નથી હોતા. હું તેમને કહું છું: સત્તા તમારા હાથમાં જ છે, તમને મરજી પડે તે બધું કરો, મરજી પડે તે બધું લઈ લો, અમે તમને ટેકો આપીશું, પણ ઉત્પાદનની કાળજી રાખો, તકેદારી રાખો કે ઉત્પાદન ઉપયોગી હોય. ઉપયોગી કામ કરો, તમે ભૂલો કરશો, પણ તમને શીખવા મળશે. અને કામદારો શીખવા લાગ્યા છે, ભાંગફોડિયાઓની સામે લડવા લાગ્યા છે. શિક્ષણને મહેનતકશ વર્ગોની પ્રગતિ અવરોધતી વાડમાં પલટાવી નાખવામાં આવ્યું છે—એ વાડને પાડી નાખવામાં આવશે.

નિર્વિવાદ હકીકત છે કે મોરચે તેમ જ પછવાડાના વિસ્તારમાં, બેઉ ઠેકાણે, યુદ્ધ લોકોને ભ્રષ્ટ બનાવી રહ્યું છે. યુદ્ધના પુરવઠાઓને લગતું કામ કરનારા માણસોને સાધારણ દરોથી ઘણા વધારે પૈસા આપવામાં આવે છે, એટલે યુદ્ધથી અળગા રહેવાના આશયે છુપાઈને બેઠેલા બધા માણસો, કશુંક "તફડાવી" લઈને રસ્તો માપી જવાની એકમાત્ર મુરાદ ધરાવતાં રખડુ તથા અર્ધ-રખડુ

તત્ત્વો, એ તરફ ખેંચાય છે. પરંતુ તેઓ પુરાણી મૂડીવાદી પદ્ધતિમાંથી બચેલાં બદતરીન તત્ત્વો છે અને પુરાણી બદીઓનાં વાહકો છે. આપણે તેમને લાત મારીને કાઢી મૂકવાં જોઈએ, હઠાવી દેવાં જોઈએ, અને કારખાનાંમાં ઉત્તમ સર્વહારા વર્ગીય તત્ત્વોને ગોઠવી દેવાં જોઈએ તથા તેમને ભાવિ સમાજવાદી રશિયાનાં કેંદ્રકો બનાવી દેવાં જોઈએ. એ કર્તવ્ય સહેલું નથી, તેમાં ઘણી ટક્કરો, ખૂબ ઘર્ષણ, અને પુષ્કળ ઝપાઝપીઓ થશે. અમને, લોક કમિસાર પરિષદને, અને વ્યકિતગત રીતે મને, એ લોકોની ફરિયાદો તથા ધમકીઓ સાંભળવા મળી છે, પરંતુ અમે સ્વસ્થ રહ્યા છીએ, અમે જાણીએ છીએ કે અમે અપીલ કરી શકીએ એવી અદાલત હવે મોજૂદ છે. એ અદાલત એટલે કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો. **(તાળીઓ.)** એ અદાલતના ફેંસલા નિર્વિવાદ છે, અને અમે હંમેશાં તેની ઉપર જ આધાર રાખીશું.

મૂડીવાદ કામદાર વર્ગના ઉપલા વિભાગના નજીવી ગણતર સંખ્યાના માણસોને મૂડીદાર વર્ગ ફરતે એકત્રિત કરવાના આશયે જાણીજોઈને કામદારોમાં ભેદ પાડે છે. એ વિભાગ સાથેની ટક્કરો અનિવાર્ય છે. આપણે સંઘર્ષ વગર સમાજવાદ સિદ્ધ ન કરી શકીએ. પરંતુ આપણે લડવા તૈયાર છીએ, લડત શરૂ કરી દીધી છે, અને સોવિયેતો તરીકે ઓળખાતા તંત્રની મદદ વડે લડતને સફળતાથી પૂરી કરીશું. કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેત સમક્ષ આપણે જે કોઈ સમસ્યા રજૂ કરીએ તેને તે સહેલાઈથી ઉકેલી લેશે. ખાસ લાભો માણતા કામદારોનું જૂથ ભલે ગમે એટલું જોરદાર હોય તોપણ તેમને તમામ કામદારોના પ્રતિનિધિ સંઘટન સમક્ષ રજૂ કરવામાં આવે ત્યારે એ અદાલતના ફેંસલા તેમને માટે નિર્વિવાદ હશે—એ વાત હું દોહરાવું છું. એવી જાતની ગોઠવણ હજી હમણાં જ શરૂ થઈ રહી છે. કામદારો તથા કિસાનોને પોતાની તાકાત વિશે હજી પૂરતો આત્મવિશ્વાસ નથી બંધાયો, યુગજૂની પરંપરાને લીધે તેઓ ઉપરથી હુકમો આવે તેની વાટ જોવા વધારે પડતા ટેવાઈ ગયેલા છે. તેઓ એ હકીકતને હજી પૂરી સમજ્યા નથી કે સર્વહારા વર્ગ જ શાસક વર્ગ છે. તેમની અંદર હજી એવાં તત્ત્વો બાકી છે જે ગભરાઈ ગયેલાં તથા કચડાયેલાં છે અને એવી ધારણામાં અટવાઈ ગયેલાં છે કે તેમને મૂડીદાર વર્ગની તિરસ્કારપાત્ર શાળા તો પાર કરવાની જ છે. એ સૌથી વધારે તિરસ્કારપાત્ર મૂડીવાદી ખ્યાલ બાકીના તમામથી વધારે વખત જીવતો રહ્યો છે, પરંતુ તે લય પામી રહ્યો છે અને તદ્દન લય પામી જશે જ. અને અમને ખાતરી છે કે સાધારણ કામદાર તથા કિસાન રાજ્યનો કારોબાર ચલાવવા અશકત હોવાનો પુરાણો મૂડીવાદી ખ્યાલ

જેમણે તદ્દન ફગાવી દીધો હોય એવા લોકોની સંખ્યા સોવિયેત સત્તાના દરેક કદમની સાથે સાથે નિરંતર વધતી રહેશે. સાચી વાત તો એ છે કે સાધારણ કામદાર તથા કિસાન રાજ્યનો કારોબાર ચલાવવા લાગશે તો તે ચલાવી શકશે અને એ કામ બરાબર શીખી લેશે! **(તાળીઓ.)**

અને જનતામાંથી આગેવાનો તથા સંગઠકોની વરણીનું કામ આપણી સંગઠનાત્મક જવાબદારી બની રહેશે. એ જબ્બર જંગી કામગીરી હવે કાર્યસૂચિમાં પ્રથમ સ્થાને છે. સોવિયેત સત્તા ન હોત તો, યોગ્ય માણસોને ઉપરનાં સ્થાનોએ ગોઠવી શકે એવું શોધન-તંત્ર ન હોત તો, એ કામગીરીને પાર પાડવાનો ખ્યાલ પણ ન થઈ શક્યો હોત.

આપણે નિયંત્રણ સંબંધી રાજ્ય કાનૂન ધરાવીએ છીએ એટલું જ નહિ પરંતુ એથીયે વધારે મૂલ્યવાન કશુંક પણ ધરાવીએ છીએ — એ છે સર્વહારા વર્ગ તરફથી ઉદ્યોગની આખેઆખી શાખાઓમાં કામદારોને હસ્તક વહીવટની ગૅરંટી ઊભી કરવાના આશયે કારખાનદારોનાં મંડળો સાથે કરારો કરવાના પ્રયાસો. ચામડા કામદારો અને અખિલ રૂસી ચામડા કારખાનદાર મંડળ વચ્ચે એવો કરાર ઘડાઈ રહ્યો છે અને લગભગ પૂરો ઘડાઈ ગયો છે. હું એવા કરારોને બહુ જ ખાસ મહત્ત્વના ગણું છું[47], એવા કરારો બતાવી આપે છે કે કામદારો પોતાની તાકાત વિશે સભાન બની રહ્યા છે.

૧૯૧૮ના જાન્યુઆરીની ૧૨, ૧૩,
અને ૧૪મી તારીખે 'પ્રાવદા'ના
અંક ૮, ૯, અને ૧૦માં પ્રકાશિત

## વેપારી વહાણો અને આંતરિક જળ વાહનવ્યવહારના રાષ્ટ્રીયકરણ સંબંધી ડિક્રીનો ખરડો[48]

### ૧

### ડિક્રીનો ખરડો

૧. લોક કમિસાર પરિષદ નિવેદન કરે છે કે વેપારી હેતુઓ માટે સમુદ્ર તથા નદી માર્ગે સફર ખેડતાં તમામ વહાણોના તત્કાળ તથા વિના વળતર રાષ્ટ્રીયકરણની આવશ્યકતા અંગે કેંદ્રીય સમિતિએ[49] અને ત્સેન્ત્રોવોલ્ગા*એ પૂરી સહમતી વ્યકત કરી છે.

૨. એટલે લોક કમિસાર પરિષદ એવું રાષ્ટ્રીયકરણ તત્કાળ અમલી બનાવવાનો નિર્ણય અપનાવે છે અને રાષ્ટ્રીયકરણની ડિક્રીના નીચે મુજબના મુખ્ય મુદ્દાઓ ઘડી કાઢવાનો અખત્યાર ખાસ પંચને આપે છે. પંચમાં નૌકાદળ પ્રતિનિધિઓ, કેંદ્રીય સમિતિના બે પ્રતિનિધિઓ, અને ત્સેન્ત્રોવોલ્ગાના બે પ્રતિનિધિઓ સામેલ રહેશે. તેના અધ્યક્ષની નિમણૂક સર્વોચ્ચ આર્થિક પરિષદ તરફથી કરવામાં આવશે. પંચ બે દિવસની અંદર મુદ્દાઓ ઘડી કાઢીને લોક કમિસાર પરિષદ સમક્ષ રજૂ કરી દેશે.

૩. પૂરા કાફલાના રાષ્ટ્રીયકરણનું ફરમાન કરવામાં આવે છે.

૪. વહાણો ચલાવનારાઓ તથા આગળ જતાં દરેક બંદર તથા સમુદ્રના જહાજી કામદારોનાં યુનિયનો વહાણોમાં વ્યવસ્થા જાળવવા, તેમને સલામત રાખવા, વગેરે માટે ફરજથી બંધાયેલાં છે.

૫. કેંદ્રીય સમિતિ અને ત્સેન્ત્રોવોલ્ગાને, કૉંગ્રેસ ભરીને તેમનું એકીકરણ સાધવામાં આવે ત્યાં સુધી, રાષ્ટ્રીયકૃત કાફલાનાં કેંદ્રીય પંચો તરીકે ગણવામાં આવશે.

એકીકરણ મરજિયાત આધારે નહિ સાધવામાં આવે તો તેને સોવિયેત સરકાર બળજોરીથી સિદ્ધ કરશે.

---

*વોલ્ગા કાફલાની કેંદ્રીય સમિતિ.—અનુવાદક.

૬. કેંદ્રીય પંચો સોવિયેત સત્તાનાં સ્થાનિક તથા કેંદ્રીય ઘટકોના પૂરા તાબામાં કામગીરી બજાવશે.

## ૨

## ખરડામાં ઉમેરો

રાષ્ટ્રીયકરણ સંબંધી **તાત્કાલિક** ડિક્રીમાં નીચે મુજબ ઉમેરો કરવામાં આવે:
(ક) તમામ વ્યવસ્થાપક મંડળોની ગિરફતારી (નજરકેદ),
(ખ) વહાણોને નુકસાનના સંબંધમાં પૂરી જવાબદારી, વગેરે.

૧૯૧૮ના જાન્યુઆરીની
૧૮મી (૩૧મી) તારીખે લિખિત

પહેલી વાર ૧૯૪૫માં
લેનિન લેખસંગ્રહના
૩૫મા ગ્રંથમાં પ્રકાશિત

## લોક કમિસાર પરિષદનાં અધિવેશનોમાં પ્રવચનોમાંથી
## ૪ માર્ચ, ૧૯૧૮[50]

૧

હું કોમરેડ ત્રુતોવ્સ્કી જોડે પૂરો સહમત છું કે આપણને અહીંયાં જોવા મળેલ વૃત્તિઓ તથા પ્રયાસો કામદારો અને કિસાનોની સરકારનાં લક્ષ્યોથી તદ્દન વેગળાં છે અને સમાજવાદ જોડે કશી સમાનતા નથી ધરાવતાં[51]. સમાજવાદનું લક્ષ્ય ઉત્પાદનનાં સઘળાં સાધનોને સમગ્ર જનતાની મિલકત બનાવી દેવાનું છે, પરંતુ તેનો અર્થ મુદ્દલ એવો નથી જ કે જહાજોના કાફલા જહાજી કામદારોની મિલકત બની જાય અને બૅંકો તેમાં કામ કરતા કારકુનોની મિલકત બની જાય. લોકો આવી તુચ્છ વાતોને ગંભીરતાથી લક્ષમાં લેવા લાગે તો આપણે રાષ્ટ્રીયકરણને પડતું મૂકી દેવું જોઈએ કારણ કે આખી બાબત સાવ બેહૂદી છે. આપણે જે રીતે જોઈએ છીએ તે મુજબ કર્તવ્ય, સમાજવાદનું લક્ષ્ય, જમીન તથા ઉદ્યોગધંધાઓને સોવિયેત પ્રજાસત્તાકની મિલકતમાં પલટાવી નાખવાનું છે. કિસાનને જમીન એવી શરતે મળે છે કે તે જમીનમાં સરખી રીતે કામ કરે. સરિતા જળમાર્ગના કામદારોને વહાણો મળે તો એવી શરતે કે તેઓ તેના સંબંધમાં માલિકો જેવી ઉત્સુકતા બતાવે: તેમણે અંદાજો પેશ કરવા જ જોઈએ — ભલે કેવળ આવક તથા ખર્ચની બહાલી મેળવી લેવા માટે જ — અને વહાણોની બરાબર કાળજી રાખવી જોઈએ. તેઓ એટલું ન કરી શકે તો આપણે તેમને હઠાવી દઈશું. તેઓ ત્રણ ત્રણ અઠવાડિયાંથી દલીલો કરી રહ્યા છે એ હકીકતને લક્ષમાં લેતાં હું સૂચન કરીશ કે આપણે તેમને સૌને વહીવટમાંથી હઠાવી દઈએ કારણ કે આથી સંગઠનના સંબંધમાં તેમની એકદમ અણઘડતા અને સોવિયેત પ્રજાસત્તાક સમક્ષ ઉપસ્થિત પ્રાણભૂત કર્તવ્યોને સમજવાની તેમની તદ્દન અશક્તિ જાહેર થઈ ગઈ છે. આ તો અંધાધૂંધી છે, ગેરવ્યવસ્થા છે, એથીયે બદતર — ભાંગફોડની અણીએ પહોંચી જતી બાબત છે. તેમણે યુનિયનમાં એક જાતની સંગઠિત જેહાદ શરૂ કરી દીધી છે અને તેઓ અહીંયાં આવીને ફરિયાદોના દેકારા

કરે છે. દરમિયાનમાં વાલ્ગાની સપાટી પર વહાણો મરામત વગર નકામાં ખડાં છે. આને શું કહેવું? આ છે શું—પાગલખાનું? આપણે આવી અંધાધૂંધીની હાલત ચાલુ રહેવા દઈએ તો તેના પરિણામે આપણે માથે આથીયે વધારે મોટી આફતો આવી પડે જ—આ વાત તેઓ સમજતા હોવાની મને પાકી ખાતરી છે. આપણી મુખ્ય શરત શિસ્ત જાળવવાની અને સમગ્ર મિલકત વ્યવસ્થિત રીતે જનતાને સુપરત કરી દેવાની છે, સંપત્તિના સઘળા સ્રોતો સોવિયેત પ્રજાસત્તાકને સુપરત કરી દેવાની અને કડક શિસ્તના આધારે તેનો ઉપયોગ કરવાની છે. એટલે જ્યારે આપણને કહેવામાં આવે કે સરિતા જળમાર્ગ કામદારો ખાનગી વહીવટદાર માલિકો બની રહેશે ત્યારે આપણે સ્વાભાવિક રીતે જ એ વાતને મંજૂર ન કરી શકીએ. વહીવટ તો સોવિયેત સત્તાએ જ ચલાવવાનો છે. પરંતુ તમે એક જાતની એવી ચર્ચાઓ આયોજો છો કે જે બધાં સંગઠનોની એકતાને અવરોધે છે... * એ લોકોને અસંતોષ હોય તો તેઓ હુકમ રદ કરાવવાની માગણી કરી શક્યા હોત. પરંતુ તેઓ ફરી વાર દરખાસ્ત કરી રહ્યા છે કે વહાણો કોની માલિકીનાં રહેશે એ વાતનો ફેંસલો પહેલાં કરી લેવામાં આવે, જેથી જહાજી કામદારો ૧૪૦ ટકાના વધારાની માંગ ઊઠાવી શકે.

## ૨

હું ઘણી બાબતો જોડે પૂરો સહમત છું, પરંતુ મંડળની સંઘટના વિશે મને લાગે છે કે સરિતા જળમાર્ગના સાથીઓની દરખાસ્ત તદ્દન અસ્વીકાર્ય છે. એક વાત તો એ કે અહીંયાં આપણે એ સવાલની છણાવટ નથી કરી રહ્યા. સવાલ તો એ છે કે માણસોને પૈસા નથી મળી રહ્યા. એવી હાલત બેશક એકદમ શરમજનક છે જ. આપણે નાણાં શા માટે ફાળવી રહ્યા છીએ? કાગળ ઉપર લખી રાખવા માટે? આપણે હજાર ફરિયાદો સાંભળી છે કે નાણાં નહિ મોકલવામાં આવે તો આપણો જળમાર્ગ વાહનવ્યવહાર પડી ભાંગશે. નાણાં ૨૧મી ફેબ્રુઆરીએ ફાળવી દેવામાં આવ્યાં હોય અને ૨૨મીએ મળી ન જાય તો તેમણે ૨૩મીએ ફરિયાદ લઈને આવવું જોઈએ. આપણે નાણાના દુકાળની હાલતમાં છીએ, ચલણી નોટોની તંગી છે, જરૂરત પૂરેપૂરી સંતોષાઈ જાય એટલી બધી નોટો નાણાખાતું ન છાપી શકે. અમે નાણાં મંજૂર કરી દઈએ અને તમે તેને નામંજૂર

---

*લઘુલિપિ અહેવાલનો અમુક હિસ્સો ઊકલાયો નથી.—સં.

કરી દો તો વાસ્તવમાં કંઈ જ મોકલવામાં ન આવે. તમારે માર્ચની ત્રીજી તારીખે નહિ પણ ફેબ્રુઆરીની ૨૩મી તારીખે અહીંયાં આવવું જોઈતું હતું. અમે માગણી કરી કે આ કરોડો રૂબલો ચૂકવી દેવા જોઈએ. મને ખબર નથી કે વધારે કસૂરવાર કોણ છે. હું ધારું છું કે આર્થિક પરિષદના પ્રતિનિધિઓ હશે. દરેકે દરેકને સંતોષવાનું અમારે માટે શક્ય નથી. અમે પેત્રોગ્રાદની જરૂરિયાત પૂરી કરી રહ્યા હોઈએ તે દરમિયાન મોસ્કો ચલણી નોટો માટે તલસી રહ્યું હોય છે...* લોકો ખાલી મંજૂરીઓ જ લખતા રહે અને કશાં પગલાં ન લે તો અહીંયાં આવવું જોઈતું હતું, મને કે બીજા કોઈને ફોન પર બોલાવીને વાત કરવી જોઈતી હતી, ફરિયાદ કરવી જોઈતી હતી. એવું એક પણ અઠવાડિયું ભાગ્યે જ જતું હોય છે જ્યારે નાણાંની ચુકવણી ન થઈ હોવાની ફરિયાદ મને ન મળતી હોય, પરંતુ તમારા તરફથી મને એક પણ ફરિયાદ ક્યારેય મળી જ નથી. તેને માટે જવાબદાર માણસો પાસેથી ખુલાસો માગવો જોઈએ, ઓછામાં ઓછું તેમને ઠપકો તો આપવો જ જોઈએ. ૨૧મી ફેબ્રુઆરીના ફેંસલા મુજબ સરિતા જળમાર્ગ કામદારોનું સંમેલન અંદાજો પેશ કરવા ફરજથી બંધાયેલું છે. વહીવટી મંડળની સંઘટનાની બાબતમાં હું માનું છું કે આપણે કોમરેડ શ્લ્યાપ્નિકોવના સૂચનના આધારે ડિક્રીમાં સુધારો કરી લેવો જોઈતો હતો. ત્રીજી કલમમાં સાત સભ્યોના મંડળની જોગવાઈ છે. તેને કેમ સામેલ ન કરવામાં આવી એ વાત સમજાય એવી નથી. કેટલાક ટ્રેડ યુનિયન પ્રતિનિધિઓને તેમાં ગોઠવી શકાય. હું દરખાસ્ત કરું છું કે સંબંધિત નાણાં સીધી માલગાડીઓ મારફત તત્કાળ મોકલી દેવાનાં મક્કમ પગલાં લેવામાં આવે. પછી રાબેતા મુજબ સૂચના મોકલવામાં આવે કે નાણાં રવાના થઈ ગયાં છે. બીજા મુદ્દાના સંબંધમાં હું માનું છું કે આ મામલામાં એકમાત્ર શક્ય અને સૌને, લોક કમિસાર પરિષદને, વધારેમાં વધારે સ્વીકાર્ય મંડળ—એકમાત્ર શક્ય મંડળ લોક કમિસાર પરિષદે ગઈકાલે નીમેલું મંડળ જ છે. તેમાં ફેરફાર કરવા માટે કશાં જ કારણો મોજૂદ નથી. હું માનું છું કે આપણે તેને અમલી બનાવી દેવું જોઈએ. અને બસો રૂબલના પગારની વાત, ચોક્કસ રૂપે અપનાવવામાં આવેલી અને વાહનવ્યવહારના રાષ્ટ્રીયકરણ માટે શરત બનાવી દેવામાં આવેલી વાત, જો ખરેખર સાચી હોય—એ જો હકીકત હોય, અને જો માગણીઓ બીજાં સંગઠનો જોડે સમાન ધોરણ સ્થાપવા માટે કરવામાં આવતી હોય, તો હું પોતે જ રાષ્ટ્રીયકરણને રદ કરી નાખવાનો સવાલ

---

*લઘુલિપિ અહેવાલનો અમુક હિસ્સો ઊકલાયો નથી.—સં.

ઉઠાવું છું. થોડા સમયમાં કદાચ એવી હાલત થઈ જશે કે નાણાં મુદ્દલ હશે જ નહિ. જેના આધારે અમે રાષ્ટ્રીયકરણ અમલમાં મૂકવા માગતા હતા એવી એક જ ગૅરંટી મોજૂદ હતી, અને તે હવે અમારી પાસેથી છીનવી લેવાઈ રહી છે. એવી હાલતમાં આ કદમને રદ કરી નાખવું જોઈએ. એમ નહિ કરીએ તો આપણે જબરી ખોટ ઊભી કરતી વધુ એક જવાબદારી માથે લઈશું.

પહેલી વાર ૧૯૬૨માં
**સંગૃહીત કૃતિઓ**ની પાંચમી
રશિયન આવૃત્તિના ૩૫મા
ગ્રંથમાં પ્રકાશિત

## સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્તવ્યો

### નામક લેખની મૂળ વાચનામાંથી[52]

### પ્રકરણ ૫

સોવિયેત સરકારની સમક્ષ રાજ્યનો કારોબાર ચલાવવાનું હાલ ઉપસ્થિત ર્તવ્ય એવું વિશિષ્ટ લક્ષણ ધરાવે છે કે સભ્ય રાષ્ટ્રોના આધુનિક ઈતિહાસમાં ઘણું રીને પહેલી જ વાર તે રાજકારણ જોડે નહિ પરંતુ મુખ્યત્વે અર્થકારણ જોડે ંકળાયેલું છે. સામાન્ય રીતે "ઉપ્રવ્લેનિયે" શબ્દ ભલે એકમાત્ર રીતે નહિ પણ ુખ્યત્વે તો રાજકીય પ્રવૃત્તિ જોડે સંકળાયેલો હોય છે. પરંતુ મૂડીવાદી સમાજમાંથી માજવાદી સમાજમાં સંક્રમણની બાબતમાં જેમ હોય જ છે એવી રીતે સોવિયેત ત્તાનો આધાર તથા સારતત્ત્વ જ એ હકીકતમાં સમાયેલાં છે કે રાજકીય કર્તવ્યો ાર્થિક કર્તવ્યોની સરખામણીએ ગૌણ સ્થાન ધરાવે છે. અને હવે, ખાસ રીને રશિયામાં સોવિયેત સરકારના ચાર મહિનાથી વધારે સમયના વાસ્તવિક નુભવ પછી, આપણને સાવ સાફ સમજાઈ જવું જોઈએ કે રાજ્યનો કારોબાર લાવવાનું કર્તવ્ય મુખ્યત્વે તો નિર્ભેળ આર્થિક કર્તવ્ય જ છે—યુદ્ધે દેશને રેલા જખમો રુઝાવવાનું, ઉત્પાદક શકિતઓનું પુનરુત્થાન સાધવાનું, ઉત્પાદન થા વહેંચણીનાં ક્ષેત્રોમાં હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટના કરવાનું, ્રમની ઉત્પાદકતા વધારવાનું કર્તવ્ય છે, ટૂંકામાં તે આર્થિક પુનર્ઘટનાનું કર્તવ્ય ની રહે છે.

એ કર્તવ્યનું નિરૂપણ બે મુખ્ય મથાળાં નીચે કરી શકાય: ૧) ઉત્પાદન તથા વહેંચણીનાં ક્ષેત્રોમાં હિસાબકિતાબ તથા નિયંત્રણ—એવા હિસાબકિતાબ તથા નિયંત્રણનાં વધારેમાં વધારે બહોળાં, વધારેમાં વધારે ફેલાયેલાં તથા સાર્વત્રિક રૂપોમાં; અને ૨) શ્રમની ઉત્પાદકતામાં વધારો. એ કર્તવ્યોને કોઈ પણ રૂપની સામૂહિક જહેમત અથવા સમાજવાદ અપનાવી રહેલા કોઈ પણ રૂપના રાજ્ય મારફત માત્ર એવી શરતે જ અમલમાં મૂકી શકાય કે તેને માટે આવશ્યક બુનિયાદી આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક, તથા રાજકીય પૂર્વસંજોગો મૂડીવાદે પૂરતા

પ્રમાણમાં પેદા કરી દીધા હોય. તેમાંથી એક પણ કર્તવ્યને મોટા પાયાના યંત્ર ઉત્પાદન વગર, રેલવે તેમ જ ટપાલ તથા તાર સંદેશવ્યવહારના લગભગ વિકસિત તંત્ર વગર, સાર્વજનિક શિક્ષણની સંસ્થાઓના લગભગ વિકસિત તંત્ર વગર, દેશવ્યાપી પાયા પર પદ્ધતિસર પાર ન જ પાડી શકાય. રશિયા હાલ એવી સ્થિતિમાં છે કે એવા સંક્રમણ માટે આવશ્યક પ્રાથમિક પૂર્વસંજોગોમાંથી કેટલાય વસ્તુગત રીતે અસ્તિત્વમાં છે. બીજી તરફ, એવા પૂર્વસંજોગોમાંથી કેટલાય આપણા દેશમાં મોજૂદ નથી, પરંતુ ઇતિહાસે તથા આંતરરાષ્ટ્રીય સંબંધોએ લાંબા સમયથી રશિયા જોડે ગાઢ સંપર્કમાં રાખેલા ઘણા વધારે ઉન્નત પાડોશી દેશોના અનુભવનો લાભ લઈને તેની ખોટ સારી પેઠે સરળતાથી પૂરી શકાય એમ છે.

## પ્રકરણ ૬

ઉપર વર્ણવવામાં આવ્યું છે તે મુજબ, સમાજવાદી પદ્ધતિ અપનાવનારા દરેક સમાજનું લક્ષ્ય મૂડીદાર વર્ગની ઉપર શાસક વર્ગના—અથવા એમ કહીએ કે શાસક વર્ગ બનવા વિકસી રહેલા વર્ગના—અર્થાત્ સર્વહારા વર્ગના, વિજયનું હોય છે. અને એ કર્તવ્ય આપણી સમક્ષ તાત્ત્વિક દૃષ્ટિએ નવી રીતે, મૂડીદાર વર્ગની સામે સંઘર્ષના સર્વહારા વર્ગના અનેક દાયકાઓના વિશ્વવ્યાપી અનુભવ દરમિયાન હતું તેનાથી સાવ નિરાળી રીતે, ઉપસ્થિત છે. હવે, ઑક્ટોબર ક્રાંતિની ફતેહો પછી, આંતરવિગ્રહમાં આપણી સફળતાઓ પછી, મૂડીદાર વર્ગની ઉપર વિજયમાં કશુંક ઘણું વધારે મોટું—અલબત્ત શાંતિમય રૂપનું—સામેલ હોવું જોઈએ: અર્થાત્, મૂડીદાર વર્ગ ઉપર વિજય રાજકીય દૃષ્ટિએ હાંસલ કરી લીધા પછી અને લશ્કરી દૃષ્ટિએ પુષ્ટ કરી લીધા પછી હવે આપણે રાષ્ટ્રીય અર્થતંત્રની સંઘટનાના ક્ષેત્રમાં, ઉત્પાદનની સંઘટનાના ક્ષેત્રમાં, તેમ જ દેશવ્યાપી હિસાબકિતાબ તથા નિયંત્રણના ક્ષેત્રમાં તેની ઉપર વિજય સિદ્ધ કરી લેવો જોઈએ. જેમ જેમ ઉત્પાદન વિસ્તરતું ગયું અને વિશાળ આધુનિક રાજ્યની કરોડોની વસતિને આવરી લેતી રાષ્ટ્રીય આર્થિક સંસ્થાઓની શાખાપ્રશાખાઓ વધારે ફેલાતી ગઈ તેમ તેમ ઉત્પાદનના ક્ષેત્રમાં હિસાબકિતાબ તથા નિયંત્રણની સમસ્યાને મૂડીદાર વર્ગ એટલા પ્રમાણમાં વધારે અસરકારક રીતે ઉકેલતો ગયો. આપણે એ કર્તવ્યને હવે નવી રીતે, સર્વહારા વર્ગની વર્ચસ્વી સ્થિતિના પીઠબળના આધારે, મોટા ભાગના મહેનતકશ તથા શોષિત લોકસમુદાયોના સમર્થનના

આધારે, સંગઠન પ્રતિભા તથા ટેકનિકલ જાણકારીનાં જે તત્ત્વો પુરોગામી સમાજે સંચિત કરેલાં છે અને જેમાંથી નેવું ટકા અથવા કદાચ નવ્વાણું ટકા જેટલાં તો સમાજવાદી ક્રાંતિના દુશ્મન તથા વિરોધી વર્ગના હાથમાં છે એ તત્ત્વોને ઉપયોગમાં લઈને, કરવાનું છે.

## પ્રકરણ ૭

પ્રસંગોચિત ઉલ્લેખ કરીએ કે માત્ર લશ્કરી તાકાત અને લશ્કરી ટેકનીકોની બાબતમાં જ નહિ પરંતુ મૂડીવાદના માળખાની અંદર મોટાં ઔદ્યોગિક સંઘટનોની બાબતમાં પણ વધારેમાં વધારે ઉન્નતિ સાધનારા જર્મન સામ્રાજ્યવાદે શ્રમ ભરતી દાખલ કરનારા પ્રથમ દેશનું સ્થાન લઈને પોતાની આર્થિક પ્રગતિશીલતાની સાબિતી આપી છે. સામાન્ય રીતે મૂડીવાદી સમાજના સંજોગોમાં અને ખાસ કરીને રાજશાહી રાજ્યો સામ્રાજ્યવાદી યુદ્ધ લડી રહ્યાં હોય ત્યારે શ્રમ ભરતી, સ્વાભાવિક રીતે જ, કામદારો માટે લશ્કરી કેદખાના કરતાં, મહેનતકશ તથા શોષિત લોકસમુદાયોને ગુલામીમાં જકડી રાખવાની નવી તરકીબ કરતાં, એ લોકસમુદાયોના સમગ્ર વિરોધને દબાવી દેવાનાં કદમોની નવી પદ્ધતિ કરતાં, વધારે કશું જ અંકિત નથી કરતી. તેમ છતાં, એ વાતમાં શંકાને સ્થાન જ નથી કે મોટા મૂડીવાદે પેદા કરેલા આર્થિક પૂર્વસંજોગોને કારણે જ આવો સુધારો દાખલ થઈ શક્યો અને અમલમાં મૂકી શકાયો. અને હવે આપણને ભયાનક યુદ્ધોત્તર આર્થિક અવ્યવસ્થાના સંજોગોમાં એવો જ સુધારો તાકીદે દાખલ કરવાની બાબત લક્ષમાં લેવી પડે છે. સ્વાભાવિક છે કે સમાજની મૂડીવાદી સંઘટનાની જગ્યાએ સમાજવાદી સંઘટના અપનાવી રહેલી સોવિયેત સત્તાએ શ્રમ ભરતીની આ સમસ્યાને બીજે છેડેથી, જર્મન સામ્રાજ્યવાદથી ઊલટી રીતે, ઉકેલવી જોઈએ. જર્મનીના મૂડીદારો તથા સામ્રાજ્યવાદીઓ માટે શ્રમ ભરતીનો અર્થ કામદારોને ગુલામીમાં જકડી રાખવાનો હતો. રશિયામાં કામદારો અને ગરીબ કિસાનો માટે શ્રમ ભરતીનો અર્થ સૌપ્રથમ તો અમીર તથા મિલકતદાર વર્ગોની સામાજિક ફરજો પૂરી કરાવવા માટે તેમની ભરતીનો હોવો જોઈએ. આપણે શ્રમ ભરતીની શરૂઆત અમીરોથી કરવી જોઈએ.

સામાન્ય રીતે જોતાં, એવી જરૂરત પેદા કરનારી હકીકત કેવળ એટલી જ નથી કે સોવિયેત પ્રજાસત્તાક સમાજવાદી પ્રજાસત્તાક છે. એવી જરૂરત એ હકીકતમાંથી પણ ઉદ્‌ભવ પામે છે કે ચોક્કસ રૂપે દોલતમંદ તથા મિલકતદાર

વર્ગોએ જ પોતાના લશ્કરી તેમ જ ગોપિત (ભાંગફોડિયા) પ્રતિકાર મારફત રશિયાને જંગના જખમો રુઝાવતાં મોટે ભાગે અટકાવ્યું હતું, દેશના આર્થિક પુનરુત્થાન તથા પ્રગતિને અવરોધ્યાં હતાં. એટલે જ હિસાબકિતાબ તથા નિયંત્રણને હવે રાજ્યના કારોબારની સમગ્ર કામગીરીમાં પરમ મહત્ત્વની બાબત ગણવી જોઈએ અને તેને સૌપ્રથમ દોલતમંદ તથા મિલકતદાર વર્ગોની ઉપર લાગુ કરવી જોઈએ. એ વર્ગોના સભ્યો જ પોતે મહેનતકશ લોકો પાસેથી વસૂલ કરેલી ખંડણી, ખાસ કરીને યુદ્ધ દરમિયાન, મોજથી માણતા હતા; તેઓ જ એ ખંડણીનો ઉપયોગ પ્રત્યેક નાગરિકની ફરજ બની રહેતા કર્તવ્યને, દેશના જખમો રુઝાવવામાં તથા તેને ફરી પગભર ખડો કરવામાં મદદ કરવાના કર્તવ્યને, ટાળવા માટે કરતા હતા; તેઓ જ પોતે લૂંટેલી ખંડણીનો ઉપયોગ અળગા ખસી જવા માટે તથા અભેદ્ય દીવાલોની પાછળ ભરાઈ જવા માટે અને સમાજની સંઘટનાના મૂડીવાદી સિદ્ધાંતની ઉપર સમાજવાદી સિદ્ધાંતના વિજયનો બને એટલો સામનો કરવા માટે કરતા હતા. સોવિયેતોની વિરુદ્ધ અને સમાજવાદની વિરુદ્ધ દોલતમંદ તથા મિલકતદાર વર્ગોના સંઘર્ષનાં મુખ્ય હથિયારોમાંનું એક તેમના હાથમાં રહેલા ચલણી નોટોના ગણનાપાત્ર સંઘરાઓનું હતું. મૂડીવાદી સમાજમાં મિલકતદાર વર્ગો પોતાની મોટા ભાગની દોલત તેમની માલિકીની જમીન તેમ જ કારખાનાં, મિલો, વગેરે જેવાં ઉત્પાદનનાં બીજાં સાધનોમાંથી હાંસલ કરે છે. સોવિયેત સરકારને કામદારોનો તેમ જ કિસાનોની ભારે બહુસંખ્યાનો ટેકો હોવાથી તેને દેશની સંપત્તિની એ મૂળભૂત સરવાણીઓની ઉપર જમીનદારો તથા મૂડીદારોના અધિકારને નાબૂદ કરી નાખવામાં કશી મુશ્કેલી ન પડી. જમીનની ખાનગી માલિકી નાબૂદ કરી નાખતી ડિક્રી અપનાવવાનું કામ મુશ્કેલ નહોતું. મોટા ભાગનાં કારખાનાં તથા મિલોના રાષ્ટ્રીયકરણનું કામ મુશ્કેલ નહોતું. એ વાતમાં શંકાને મુદ્લ સ્થાન નથી કે બીજા મોટા ઉદ્યોગધંધાઓ તથા વાહનવ્યવહારની સવલતોના રાષ્ટ્રીયકરણની સમસ્યાને બહુ જ નજીકના ભવિષ્યમાં સહેલાઈથી ઉકેલી લેવામાં આવશે.[53]

પરંતુ મૂડીવાદી સમાજે બીજા એક રૂપની સંપત્તિનું સર્જન કર્યું છે, અને તેની સમસ્યા ઉકેલવાનું સોવિયેત સરકાર માટે કોઈ રીતે સહેલું નથી જ. એ સંપત્તિ નાણાના, અથવા સમજો કે ચલણી નોટોના, રૂપની છે. યુદ્ધ દરમિયાન ચલણી નોટો ભારે મોટી સંખ્યામાં બહાર પાડવામાં આવી હતી. રશિયાની આયાત અને નિકાસમાં સૌથી વધારે મહત્ત્વનાં સ્થાનો ધરાવતા દેશો જોડેનો તેનો વાણિજ્ય વહેવાર લશ્કરી કામગીરીઓની દીવાલને લીધે ખોરવાઈ ગયેલો

હતો. દોલતમંદ તથા મિલકતદાર વર્ગોમાંથી લગભગ બધાએ લશ્કરી ઠેકાઓ તથા પુરવઠાઓની ઊંચી કિંમતોનો ફાયદો ઉઠાવીને સટ્ટાખોરી કરી હતી, અને એ રીતે ભેગી કરી લેવામાં આવેલી ઢગલાબંધ ચલણી નોટોનો ઉપયોગ એક મુખ્ય સાધન તરીકે કરીને જ મિલકતદાર વર્ગોએ પોતાને માટે ધનદોલતના ગંજ ખડકી લીધા હતા અને મહેનતકશ લોકોની ઉપર કાબૂ જમાવી દીધો હતો. આજે રશિયાની, અને ઘણું કરીને તો યુદ્ધનાં ત્રણ વરસો ગુજારી ચૂકેલા દરેક મૂડીવાદી દેશની, આર્થિક સ્થિતિમાં લાક્ષણિક હકીકત એવી છે કે પ્રમાણમાં નાનકડી લઘુસંખ્યાના માણસોએ, મૂડીદાર વર્ગે તથા મિલકતદાર વર્ગોએ, કાગળનાણાના વિશાળ જથ્થા પોતાના હાથમાં એકઠા કરી લીધા છે તથા સંઘરી રાખ્યા છે, અને કાગળનાણું જબ્બર પાયા પર બહાર પાડવામાં આવેલું હોવાથી તેનું મૂલ્ય ખૂબ જ ઘટી ગયું હોવા છતાં ચલણી નોટોનો એ સંઘરો હજુ પણ મહેનતકશ વસતિ પાસેથી ખંડણી વસૂલ કરવાના દાવાનું પ્રતિનિધિત્વ કરે છે.

મૂડીવાદી સમાજમાંથી સમાજવાદી સમાજમાં સંક્રમણ દરમિયાન ચલણી નોટોને નાબૂદ કરી નાખવાનું અથવા ટૂંકા ગાળાની અંદર જૂની નોટોની જગ્યાએ નવી નોટો ચાલુ કરવાનું તદ્દન અશક્ય છે. સોવિયેત સરકાર સમક્ષ હાલ મુશ્કેલ કર્તવ્ય ઉપસ્થિત છે, પરંતુ તેને ગમે તે ભોગે પાર પાડવાનું જ છે—એ કર્તવ્ય દોલતમંદોના પ્રતિકારને, મહેનતકશ લોકો પાસેથી ખંડણી વસૂલ કરવાના તેમના દાવાની સાબિતીઓના સંઘરા તથા છુપામણીનું રૂપ અખત્યાર કરતા પ્રતિકારને, મારી હઠાવવાનું છે. એ સાબિતીઓ એટલે ચલણી નોટો. અગાઉ એ ચલણી નોટો જમીન, કારખાનાં, મિલો, વગેરે જેવાં ઉત્પાદનનાં સાધનો હાંસલ કરવાનો તથા ખરીદવાનો અધિકાર આપતી હતી, પરંતુ હવે તેનું મહત્ત્વ ઘટી ગયું છે અને કદાચ શૂન્યવત્ પણ બની ગયું છે. રશિયામાં જમીનના સમાજીકરણ સંબંધી કાનૂનની જાહેરાત પછી[54] જમીનની ખરીદી અશક્ય બની ગઈ છે, અને કારખાનાં તથા મિલો તેમ જ ઉત્પાદન તથા વાહનવ્યહારનાં મોટા પાયાનાં બીજાં સાધનોની ખરીદી પણ, એવા બધા મોટા ઉદ્યોગધંધાઓના રાષ્ટ્રીયકરણ તથા જપ્તિની વેગીલી પ્રક્રિયાને લીધે, લગભગ અશક્ય બની ગઈ છે. એટલે, ઉત્પાદનનાં સાધનો ખરીદી લેવા નાણાં હાંસલ કરવાનું મૂડીદાર વર્ગના તથા મિલકતદાર વર્ગોના (ખેડૂત મૂડીદાર વર્ગ સહિત) સભ્યો માટે વધારે ને વધારે મુશ્કેલ અને લગભગ અશક્ય બનતું જાય છે. પરંતુ પોતાના જૂના વિશેષાધિકારોને જાળવી રાખવાની તેમ જ દેશની અંદર સમાજવાદી સુધારાઓની કામગીરીને બને એટલી ઢીલમાં નાખી દેવાની તથા અવરોધવાની કોશિશો કરતા

મૂડીદારો સામાજિક સંપત્તિમાંથી ભાગ મેળવવાના પોતાના દાવાની, મહેનતકશ લોકો પાસેથી ખંડણી વસૂલ કરવાના પોતાના દાવાની, સાબિતીઓને સંઘરી તથા છુપાવી રાખે છે, ચલણી નોટોને એવા આશયે છુપાવી રાખે છે કે હજુયે રશિયાને માથે લશ્કરી અથવા વ્યાપારી રૂપની મુશ્કેલીઓ અથવા કટોકટીઓ કદાચ તૂટી પડે તો એવા સમયે પોતાનાં સ્થાન જાળવી રાખવાની તથા પોતાના જૂના વિશેષાધિકારો પાછા મેળવવાની તક, ભલે ગમે એટલી પાંખી તક, તેમને સાંપડે.

વપરાશી ચીજોની બાબતમાં હાલત એવી છે કે મૂડીદાર વર્ગે તથા મિલકતદાર વર્ગોએ યુદ્ધ દરમિયાન સટ્ટાખોરી મારફત એકઠા કરેલા કાગળનાણાની રકમો વડે એવી ચીજો ખરીદી લેવાની લગભગ પૂરી શક્યતા એ વર્ગો ધરાવે છે, કારણ કે નાના કિસાનો તેમ જ છોટા કસબીઓ તથા કારીગરોની વિશાળ વસતિ ધરાવતા રશિયા જેવા દેશમાં એવી ચીજોના રીતસરના રૅશનિંગ તથા વહેંચણીની સમસ્યા જબ્બર મુશ્કેલીઓ ઊભી કરે છે, અને યુદ્ધે પેદા કરેલી આર્થિક અંધાધૂંધીના પ્રવર્તમાન સંજોગોમાં એ સમસ્યા હજુ લગભગ વણઉકેલાયેલી જ રહી છે. એટલે સોવિયેત સરકારને ઉત્પાદન તથા વહેંચણીનાં ક્ષેત્રોમાં હિસાબકિતાબ તથા નિયંત્રણ સ્થાપવાના કામની શરૂઆત દોલતમંદ તથા મિલકતદાર વર્ગોની વિરુદ્ધ, ચલણી નોટોના રૂપમાં વિશાળ રકમો સંઘરીને બેઠેલા અને રાજ્ય તરફના નિયંત્રણથી છટકવાની કોશિશો કરી રહેલા વર્ગોની વિરુદ્ધ, સંઘર્ષથી કરવી પડે છે.

એવો અંદાજ કાઢવામાં આવ્યો છે કે રશિયામાં અત્યાર સુધી લગભગ ત્રીસ અબજ રૂબલના મૂલ્યની ચલણી નોટો બહાર પાડવામાં આવી છે. તેમાંથી ઘણું કરીને ઓછામાં ઓછી વીસ અબજ, અથવા કદાચ સારી પેઠે વધારે, ચલણી નોટો વ્યાપારની લેવડદેવડ માટે બિનજરૂરી વધારાના સંઘરાઓમાં પડી છે, મૂડીદાર વર્ગના તથા મિલકતદાર વર્ગોના સભ્યોએ સ્વાર્થી હેતુઓ, અથવા વર્ગીય સ્વાર્થી હેતુઓ, ખાતર એ નોટોને છુપાવી રાખી છે.

સોવિયેત સરકારે શ્રમ ભરતી દાખલ કરવાના કદમની સાથે સૌપ્રથમ તો મૂડીદાર વર્ગના તથા મિલકતદાર વર્ગોના માણસોની નોંધણીનો સમન્વય સાધવો પડશે, ઉપલબ્ધ ચલણી નોટોના પરિમાણ સંબંધી સાચાં નિવેદનો (જાહેરાતો) માગવાં પડશે, એવી માગણી કેવળ કાગળ ઉપર લખાયેલી જ ન પડી રહે તેની ખાતરી ઊભી કરવા કેટલાંય કદમો ઉઠાવવાં પડશે, ચલણી નોટોના તમામ જથ્થા રાજ્ય બૅંકમાં અથવા તેની શાખાઓમાં એકત્રિત કરવાનાં વચગાળાનાં પગલાં વિચારી કાઢવાં પડશે. એવાં કદમો ન ઉઠાવવામાં આવે તો ઉત્પાદન

તથા વહેંચણીનાં ક્ષેત્રોમાં હિસાબકિતાબ તથા નિયંત્રણ સ્થાપવાના કાર્યને અસરકારક રીતે પાર ન પાડી શકાય.

૧૯૧૮ના માર્ચની
૨૩થી ૨૮મી તારીખ
દરમિયાન લખાવવામાં
આવેલી કૃતિ

પહેલી વાર ૧૯૬૨માં
'સંગૃહીત કૃતિઓ'ની
પાંચમી રશિયન આવૃત્તિના
૩૬મા ગ્રંથમાં પ્રકાશિત

## સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્તવ્યો[55]

(અવતરણ)

### મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષનો નવો તબક્કો

આપણા દેશમાં મૂડીદાર વર્ગને પરાજિત કરી દેવામાં આવ્યો છે, પરંતુ તેનાં મૂળિયાં હજી નથી ખોદી કાઢવામાં આવ્યાં, તેને હજી ખતમ નથી કરી નાખવામાં આવ્યો, હજી તો તેની તાકાતને સાવ તોડી નાખવાનુંયે બાકી છે. એટલે આપણી સમક્ષ ઉપસ્થિત છે મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષનું નવું અને ઉચ્ચતર રૂપ, આપણે મૂડીદારોના અધિક માલિકીહરણના સાવ સાદા કર્તવ્યમાંથી ઘણા વધારે અટપટા તથા મુશ્કેલ કર્તવ્યમાં સંક્રમણ સાધી લેવાનું છે, એ કર્તવ્ય એવા સંજોગો પેદા કરવાનું છે કે જેમાં વર્તમાન મૂડીદાર વર્ગની હયાતી તેમ જ નવા મૂડીદાર વર્ગનો ઉદય અશક્ય બની જાય. સ્પષ્ટ છે કે આ કર્તવ્ય અગાઉના કર્તવ્ય કરતાં અમાપ રીતે વધારે મહત્ત્વ ધરાવે છે, અને તેને પાર નહિ પાડવામાં આવે ત્યાં સુધી સમાજવાદની સિદ્ધિ નહિ થાય.

આપણે આપણી ક્રાંતિને પશ્ચિમ યુરોપીય ક્રાંતિઓના માપદંડ વડે ચકાસી જોઈએ તો આપણને જાણવા મળશે કે વર્તમાન સમયે આપણે લગભગ ૧૭૯૩ અને ૧૮૭૧ની કક્ષાએ પહોંચ્યા છીએ. આપણે વાજબી ગર્વ ધરાવી શકીએ કે આપણે એ કક્ષા સુધીની ઉન્નતિ સાધી લીધી છે અને એક બાબતમાં તો ચોક્કસ એથીયે આગળ વધી ગયા છીએ: આપણે આખા રશિયામાં ઉચ્ચતમ **પ્રકારના** રાજ્યની—સોવિયેત સત્તાની—ઘોષણા અને સ્થાપના કરી છે. પરંતુ કોઈ પણ સંજોગોમાં આપણે આપણી સિદ્ધિથી સંતોષ માનીને બેસી ન જ રહી શકીએ કારણ કે આપણે સમાજવાદની દિશાનું સંક્રમણ હમણાં જ શરૂ કર્યું છે, **એ** સંબંધમાં નિર્ણાયક કાર્ય **હજી** નથી કર્યું.

નિર્ણાયક કાર્ય માલના ઉત્પાદન તથા વહેંચણીમાં વધારેમાં વધારે કડક તથા દેશવ્યાપી હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટનાનું છે. તેમ છતાં, જે ઉદ્યોગધંધાઓ અને અર્થતંત્રની જે શાખાઓ તથા ક્ષેત્રો આપણે મૂડીદાર વર્ગ

પાસેથી લઈ લીધાં છે તેમાં હિસાબકિતાબ તથા નિયંત્રણ **હજી** દાખલ **નથી** કર્યાં, અને જ્યાં સુધી આપણે એ કાર્ય ન કરી લઈએ ત્યાં સુધી સમાજવાદ દાખલ કરવા માટેનો બીજો એટલો જ અગત્યનો ભૌતિક પૂર્વસંજોગ, અર્થાત્ શ્રમની ઉત્પાદકતામાં દેશવ્યાપી વૃદ્ધિ, સિદ્ધ કરવાનો ખ્યાલ પણ ન થઈ શકે.

એટલે જ વર્તમાન કર્તવ્યનું નિરૂપણ એવી સાદી ફૉર્મ્યુલા વડે ન કરી શકાય કે મૂડીની વિરુદ્ધ હલ્લો ચાલુ રાખો. આપણે મૂડીને ખતમ બેશક ન કરી નાખી હોવા છતાં અને મહેનતકશ જનતાના એ દુશ્મનની વિરુદ્ધ હલ્લો ચાલુ રાખવાનું બેશક જરૂરી હોવા છતાં, એ પ્રકારની ફૉર્મ્યુલા બિનચોક્કસ છે, નક્કર નથી, વર્તમાન પરિસ્થિતિની એવી **વિશિષ્ટતાને** લક્ષમાં નથી લેતી કે **ભવિષ્યમાં** સફળતાથી પ્રગતિ કરવા માટે આપણે હલ્લાને **હાલ** પૂરતો "મોકૂફ" રાખી દેવો જોઈએ.

આ મુદ્દો સમજી લેવા માટે આપણે મૂડી સામેના જંગમાં આપણી સ્થિતિની સરખામણી એવી વિજયી સેના જોડે કરીએ કે જેને દુશ્મનનો અરધો અથવા બે તૃતીયાંશ પ્રદેશ કબજે કરી લીધા પછી પોતાનાં દળો એકત્રિત કરવા માટે, પુરવઠા તથા શસ્ત્રસરંજામના જરૂરી જથ્થા ફરી એકઠા કરી લેવા માટે, વાહન તથા સંદેશવ્યવહારની લાઇનોની મરામત તથા વધારે સદ્ધર ગોઠવણી માટે, નવાં ગોદામો બાંધવા માટે, નવી અનામત ટુકડીઓ બોલાવી લેવા માટે, વગેરે માટે થંભી જવું પડે. દુશ્મનનો બાકીનો પ્રદેશ પણ જીતી લેવાના, એટલે કે સંપૂર્ણ વિજય હાંસલ કરી લેવાના, ચોક્કસ ઉદ્દેશે એવા સંજોગોમાં વિજયી સેનાના હલ્લાને મોકૂફ રાખી દેવાનું જરૂરી હોય છે. વર્તમાન સમયની હાલત આપણને મૂડી સામેના હલ્લાની ચોક્કસ એવી જ "મોકૂફી"નો આદેશ આપે છે એટલુંયે જે લોકો ન સમજી શકતા હોય તેઓ વર્તમાન રાજકીય પરિસ્થિતિ વિશે કશું જ સમજતા નથી.

કહેવાની જરૂર નથી કે મૂડી સામેના હલ્લાની "મોકૂફી"નો ઉલ્લેખ આપણે અવતરણ ચિહ્નોમાં જ, એટલે કે રૂપક તરીકે જ, કરી શકીએ. સાધારણ યુદ્ધમાં તો હલ્લો થંભાવી દેવા માટે સામાન્ય હુકમ છોડી શકાય, આગેકૂચને વાસ્તવમાં અટકાવી શકાય. પરંતુ મૂડી સામેના જંગમાં આગેકૂચને અટકાવી ન શકાય, મૂડીની અધિકાધિક જપ્તિનું કાર્ય તજી દેવાનો ખ્યાલ મનમાં આણી જ ન શકાય. આપણી ચર્ચાનો મુદ્દો તો આપણી આર્થિક તથા રાજકીય પ્રવૃત્તિનું **ગુરુત્વકેંદ્ર** બદલાવી નાખવાનો છે. અત્યાર સુધી તો માલિકીહરણ કરનારાઓના સીધા માલિકીહરણનાં કદમો **મોખરે** હતાં. હવે જે ઉદ્યોગધંધાઓમાં મૂડીદારોનું

માલિકીહરણ થઈ ચૂક્યું છે તેમાં અને સાથે સાથે બાકીના બધા ઉદ્યોગધંધાઓમાં પણ હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટનાનું કાર્ય **મોખરે** આવી જાય છે.

આપણે મૂડીની જપ્તિ અત્યાર સુધી જેટલા વેગે કરી રહ્યા છીએ એટલા જ વેગે જો ચાલુ રાખીએ તો આપણને ચોક્કસ હાર ખમવી જ પડે કારણ કે સર્વહારા વર્ગીય હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટનાનું આપણું કાર્ય "માલિકીહરણ કરનારાઓનું માલિકીહરણ" **સીધી રીતે** કરવાના આપણા કાર્યથી સ્પષ્ટ રૂપમાં—દરેક વિચારશીલ માણસની નજરે સ્પષ્ટ રૂપમાં—**પાછળ પડી ગયું છે**. હવે આપણે આપણી પૂરી જહેમતો હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટનામાં કેંદ્રિત કરીએ તો આ સમસ્યાને ઉકેલી શકીશું, ઢીલને કારણે પડેલી ખોટ પૂરી દઈ શકીશું, મૂડી સામેની આપણી "ઝુંબેશ"માં **સંપૂર્ણ** સફળતા હાંસલ કરીશું.

પરંતુ આપણે ઢીલને કારણે પડેલી ખોટ પૂરી દેવી જોઈએ એવો એકરાર શું કોઈ જાતની ભૂલનો એકરાર નથી? બિલકુલ નહિ. આપણે બીજો એક લશ્કરી દાખલો લઈએ. ખાલી હળવા હયદળની ટુકડીઓ વડે જ દુશ્મનને હરાવવાનું અને પાછળ હઠાવી દેવાનું શક્ય હોય તો એમ કરવું જોઈએ. પરંતુ સફળતાથી એમ કરવાનું જો અમુક હદ સુધી જ શક્ય હોય તો સાવ સમજી શકાય એવી વાત છે કે એ હદ આવી જાય ત્યારે ભારે તોપદળનો ઉપયોગ કરવાનું જરૂરી બની જાય. ભારે તોપદળના ઉપયોગમાં ઢીલને કારણે પડેલી ખોટ પૂરી દેવાનું હવે જરૂરી હોવાનો એકરાર કરવામાં આપણે કોઈ રીતે એવો એકરાર નથી જ કરતા કે હયદળનો સફળ હુમલો કરવામાં ભૂલ થઈ હતી.

મૂડી ઉપર "લાલ સંત્રીદળ"ના હુમલાના અમારા કદમ બદલ મૂડીદાર વર્ગના ખાંધિયાઓ અમને વારંવાર વગોવતા રહ્યા છે. તેમના તરફની એ વગોવણી બેહૂદી અને નાણાશાહોના ખાંધિયાઓને છાજે એવી જ છે કારણ કે **એક વેળાએ** મૂડી ઉપર "લાલ સંત્રીદળ"નો હુમલો સંજોગોએ તદ્દન આવશ્યક બનાવી દીધો હતો. પહેલી વાત—**એ વખતે** મૂડીએ કેરેન્સ્કી તથા ક્રાસ્નોવ, સાવિન્કોવ તથા ગોત્સ, અને દૂતોવ તથા બોગાયેવ્સ્કીના માધ્યમ દ્વારા લશ્કરી પ્રતિકાર કર્યો હતો (ગેગેચકોરી તો હજુ પણ એવો પ્રતિકાર કરી રહ્યો છે). લશ્કરી પ્રતિકારને લશ્કરી રીતો સિવાય બીજી કોઈ રીતે તોડી ન શકાય, અને લાલ સંત્રીઓ મહેનતકશ તથા શોષિત જનતાને શોષકોની ધૂંસરીથી મુક્ત કરવાના ઉમદા તથા સર્વોચ્ચ ઐતિહાસિક ધ્યેય ખાતર લડયા હતા.

બીજી વાત—એ વખતે અમે દમનની રીતોને બદલે કારોબારની રીતોને

મોખરે ન મૂકી શક્યા હોત કારણ કે કારોબારની કલા જન્મજાત નથી હોતી પરંતુ અનુભવ દરમિયાન સિદ્ધ થાય છે. એ વખતે અમે એ પ્રકારનો અનુભવ નહોતા ધરાવતા, હવે ધરાવીએ છીએ. ત્રીજી વાત—એ વખતે અમે જ્ઞાન તથા ટેક્નોલોજીનાં વિવિધ ક્ષેત્રોના વિશેષજ્ઞોનો ઉપયોગ કરી શકીએ એમ નહોતા કારણ કે એવા વિશેષજ્ઞો કાં તો બોગાયેવ્સ્કીઓની કતારોમાં લડી રહ્યા હતા અથવા **ભાંગફોડની રીતે** પદ્ધતિસર અને મક્કમ ગોપિત પ્રતિકાર હજુ કરી શકતા હતા. હવે અમે ભાંગફોડની પ્રવૃત્તિને તોડી નાખી છે. મૂડી ઉપર "લાલ સંત્રીદળ"નો હુમલો સફળ થયો, વિજયી બન્યો, કારણ કે અમે મૂડીના લશ્કરી પ્રતિકારને તેમ જ ભાંગફોડની રીતના પ્રતિકારને તોડી નાખ્યો.

તેનો અર્થ શું એવો થાય ખરો કે મૂડી ઉપર "લાલ સંત્રીદળ"નો હુમલો **હંમેશાં, ગમે તેવા** સંજોગોમાં, સમુચિત ગણાય, આપણી પાસે મૂડીની સામે લડવાની બીજી કોઈ રીત છે જ **નહિ**? એવો ખ્યાલ તો બાલિશ જ ગણાય. આપણે હળવા હયદળ વડે ફતેહ હાંસલ કરી લીધી, પરંતુ આપણી પાસે ભારે તોપદળ પણ છે. આપણે દમનની રીતો વડે વિજય હાંસલ કરી લીધો, આપણે કારોબારની રીતો વડે પણ વિજય હાંસલ કરી શકીશું. પરિસ્થિતિમાં થતાં પરિવર્તનો અનુસાર દુશ્મનની સામે લડવાની રીતોમાં પરિવર્તન કરવાનું આપણે શીખી લેવું જોઈએ. સાવિન્કોવો તથા ગેગેચકોરીઓ તેમ જ બીજા બધા જમીનદાર તથા મૂડીદાર પ્રતિક્રાંતિકારીઓને "લાલ સંત્રીદળ" મારફત દબાવી દેવાના કદમને આપણે એક પળ પણ ખોટું નહિ જ ગણાવીએ. પરંતુ આપણે એટલા મૂર્ખા નહિ બનીએ કે "લાલ સંત્રીદળની" રીતોને એવા સમયે મોખરે મૂકીએ જ્યારે લાલ સંત્રીદળના હુમલાઓની આવશ્યકતાનો ગાળો મુખ્યત્વે પૂરો (અને વિજયી રીતે પૂરો) થઈ ગયો છે, અને ગમે તેવા કોઈ પણ મૂડીદારોની વૃદ્ધિ અટકાવવા માટેની જહેમતો ફરી કરવાના ઉદ્દેશે સર્વહારા વર્ગીય રાજ્ય તરફથી મૂડીવાદી વિશેષજ્ઞોનો ઉપયોગ કરવાનો ગાળો બારણું ખખડાવી રહ્યો છે.

આજનો યુગ, અથવા ખરું જોતાં વિકાસની કક્ષા, વિશિષ્ટ છે, અને આપણા સંઘર્ષનાં રૂપોને આ કક્ષાના વિશિષ્ટ સંજોગો જોડે બંધબેસતાં બનાવી દેતાં આપણને આવડવું જોઈએ.

જ્ઞાન, ટેક્નોલોજી, અને અનુભવના વિવિધ ક્ષેત્રોમાં નિષ્ણાતોના માર્ગદર્શન વગર સમાજવાદમાં સંક્રમણ અશક્ય બની રહેશે કારણ કે સમાજવાદ મૂડીવાદની સરખામણીએ તથા મૂડીવાદે ઘડેલા આધારે શ્રમની અધિકતર ઉત્પાદકતાની દિશામાં સભાન લોકવ્યાપી આગેકૂચ આવશ્યક બનાવી દે છે. સમાજવાદે એવી

આગેકૂચ **પોતાના આગવા માર્ગે**, પોતાની આગવી રીતો વડે—અથવા નક્કર રૂપમાં કહીએ તો **સોવિયેત** રીતો વડે—સાધવી જોઈએ. અને નિષ્ણાતો જે સમગ્ર સામાજિક વાતાવરણમાં નિષ્ણાતો બનેલા છે તેને કારણે મોટે ભાગે અનિવાર્ય રીતે મૂડીવાદી છે. જો આપણા સર્વહારા વર્ગે સત્તા કબજે કરી લીધા પછી હિસાબકિતાબ, નિયંત્રણ, અને સંગઠનની સમસ્યા દેશવ્યાપી પાયા પર ઝડપથી ઉકેલી લીધી હોત (પરંતુ યુદ્ધ અને રશિયાની પછાત દશાને લીધે એ અશક્ય હતું) તો આપણે ભાંગફોડની પ્રવૃત્તિને તોડી નાખ્યા પછી સાર્વત્રિક હિસાબકિતાબ તથા નિયંત્રણ મારફત મૂડીવાદી નિષ્ણાતોને પૂરેપૂરા આપણા જ તાબામાં આણી દીધા હોત. આપણે ભાંગફોડને મારી હઠાવવામાં સફળ બની ગયા હોવા છતાં, સામાન્ય રૂપે હિસાબકિતાબ તથા નિયંત્રણ દાખલ કરવામાં સારી પેઠે "ઢીલ"ને લીધે એવા સંજોગો **હજુ** પેદા **નથી** કર્યા કે જે મૂડીવાદી નિષ્ણાતોને આપણા ઉપયોગ માટે ઉપલબ્ધ બનાવી દે. મોટા ભાગના ભાંગફોડિયાઓ "કામે લાગી રહ્યા" છે, પરંતુ રાજ્ય તરફથી ઉત્તમ સંગઠકો તથા ટોચના નિષ્ણાતોનો ઉપયોગ કાં તો પુરાણી રીતે, મૂડીવાદી રીતે (મોટા પગારો આપીને), અથવા નવી રીતે, સર્વહારા વર્ગીય રીતે (નિષ્ણાતોને અનિવાર્ય રીતે આપણા તાબામાં આણી દે અને આપણા કાર્યમાં લગાવી દે એવા દેશવ્યાપી હિસાબકિતાબ તથા નિયંત્રણના સંજોગો નીચેથી પેદા કરીને) થઈ શકે.

હવે આપણે પુરાણી મૂડીવાદી રીત અજમાવવી પડશે અને ટોચના મૂડીવાદી નિષ્ણાતોની "સેવાઓ" માટે બહુ ઊંચું મૂલ્ય ચૂકવવા કબૂલ થવું પડશે. વિષયની જાણકારી ધરાવનારા સૌ આ વાત સમજે છે, પરંતુ સર્વહારા વર્ગીય રાજ્ય તરફથી ઉઠાવવામાં આવતા આવા કદમના મહત્ત્વ વિશે વિચાર સૌ નથી કરતા. સ્પષ્ટ છે કે આ કદમ તડજોડનું છે, પૅરિસ કોમ્યુનના તેમ જ કોઈ પણ સર્વહારા વર્ગીય સત્તાના સિદ્ધાંતોથી વેગળું છે; એ સિદ્ધાંતો તો સઘળા પગારોને ઘટાડીને સરેરાશ કામદારના વેતનની સપાટીએ આણી દેવાની હાકલ કરે છે, પદલોલુપતાની સામે કેવળ શબ્દોમાં જ નહિ પરંતુ કૃત્યોમાંયે લડત ચલાવવાની માગણી કરે છે.

વધુમાં એ પણ સ્પષ્ટ છે કે આ કદમ મૂડી સામેના (કારણ કે મૂડી નાણાની રકમ નથી પરંતુ ચોક્કસ સામાજિક સંબંધ છે) હલ્લાને થંભાવી દેવાનો—અમુક ક્ષેત્રમાં અને અમુક પ્રમાણમાં—અર્થ સૂચિત કરે છે એટલું જ નહિ પરંતુ આપણી સમાજવાદી સોવિયેત રાજ્ય સત્તાની **એક કદમ પીછેહઠ** પણ અંકિત કરે છે. આપણી સત્તાએ છેક આરંભથી જ મોટા પગારોને ઘટાડીને સરેરાશ

કામદારના વેતનની સપાટીએ આણી દેવાની નીતિ ઘોષિત કરી હતી અને અમલમાં અપનાવી હતી.[56]

બેશક, મૂડીદાર વર્ગના હજૂરિયાઓ, ખાસ કરીને મેન્શેવિકો, 'નોવાયા ઝીઝ્ન'ના લોકો તેમ જ મવાળ સમાજવાદી-ક્રાંતિકારીઓ જેવા પામર જીવડાઓ આપણો એક કદમ પીછેહઠનો એકરાર સાંભળીને ખીખી કરતા દાંત કાઢવા લાગશે. પરંતુ તેઓ દાંત કાઢે તેની આપણને પરવા નથી. આપણે તો સમાજવાદના બેહદ મુશ્કેલ તથા નવીન પંથના વિશિષ્ટ લક્ષણોનો અભ્યાસ આપણી ભૂલો તથા કમજોરીઓને છુપાવ્યા વગર કરવાનો છે, અને જે કામ કર્યા વગરનું રહી ગયું છે તેને સત્વર પાર પાડવાની કોશિશ કરવાની છે. મૂડીવાદી નિષ્ણાતોને ખૂબ મોટા પગારો આપીને કામે રાખવામાં પૅરિસ કોમ્યુનના સિદ્ધાંતોથી પીછેહઠ અંકિત થાય છે એ હકીકત આપણે લોકોથી છુપાવીએ તો મૂડીવાદી રાજકારણીઓની તથા જનતા જોડે કપટ રમવાની કક્ષાએ નીચે સરકી પડીએ. આપણે નિખાલસતાથી સમજાવીએ કે એવી પીછેહઠ કેવી રીતે અને શા માટે કરવામાં આવી છે, અને પછી જાહેર રીતે ચર્ચા કરીએ કે ઢીલને લીધે પડેલી ખોટ પૂરી દેવાના કેવા ઉપાયો મોજૂદ છે, તો તેનો અર્થ છે લોકોને કેળવણી આપવાનો તથા અનુભવમાંથી શીખવાનો, જનતાની જોડે મળીને શીખી લેવાનો કે સમાજવાદનું નિર્માણ કેવી રીતે કરવું. ઇતિહાસની વિજયી લશ્કરી ચડાઈઓમાં એક પણ એવી ચડાઈ ભાગ્યે જ જોવા મળશે કે જેમાં વિજેતાએ અમુક ભૂલો ન કરી હોય, આંશિક પરાભવો ન ખમી લીધા હોય, થોડા વખત પૂરતું કશુંક જતું ન કર્યું હોય, અને કેટલીક જગ્યાઓએ પીછેહઠ ન કરી હોય. આપણે મૂડીવાદની સામે કરેલી "ચડાઈ" વધારેમાં વધારે મુશ્કેલ લશ્કરી ચડાઈ કરતાંયે લાખો ગણી વધારે મુશ્કેલ છે, અને કોઈ ખાસ તથા આંશિક પીછેહઠને કારણે હતાશાના ભોગ બની જવામાં તો કેવળ મૂઢતા અને નામોશી જ છે.

હવે અમે સવાલની છણાવટ વ્યવહારિક દૃષ્ટિએ કરીશું. ધારો કે રશિયન સોવિયેત પ્રજાસત્તાકને, જનતાનો શ્રમ બને એટલા અધિકતમ વેગે આર્થિક પુનરુત્થાન સાધવાની દિશામાં વાળવા માટે, જ્ઞાન તથા ટેકનોલોજી તેમ જ અમલી અનુભવનાં વિવિધ ક્ષેત્રોમાં પ્રથમ કક્ષાના એક હજાર વિજ્ઞાનીઓ તથા નિષ્ણાતોની જરૂર છે. વધુમાં ધારો કે એ "અધિકતમ તેજસ્વી સિતારાઓને"— બેશક, કામદારોના ભ્રષ્ટાચાર વિશે વધારેમાં વધારે જોરદાર દેકારા કરનારાઓમાંથી મોટા ભાગના માણસો પોતે જ મૂડીવાદી નીતિમત્તા થકી તદ્દન ભ્રષ્ટ બની ચૂકેલા હોય છે—માથાદીઠ ૨૫૦૦૦ રૂબલનો વાર્ષિક પગાર આપવો પડે એમ છે.

વળી ધારો કે એ રકમને (૨૫૦૦૦૦૦૦ રૂબલની રકમને) બમણી કરી દેવી પડે (એવી ધારણાના આધારે કે અત્યંત મહત્ત્વનાં સંગઠનાત્મક તથા ટેકનિકલ કર્તવ્યોની ખાસ સફળતાભરી તથા ઝડપી પૂર્ણાહુતિ બદલ બોનસ આપવાં પડે), અથવા કદાચ ચાર ગણીયે કરી દેવી પડે (એવી ધારણાના આધારે કે કેટલાય સેંકડા વિદેશી નિષ્ણાતોને કામે રાખવા પડે અને એ લોકો વધારે પગારની માગણી કરે). હવે સવાલ આવો છે: જનતાના શ્રમની પુનર્ઘટના આધુનિક વૈજ્ઞાનિક તથા ટેક્નોલોજિકલ રીતો અનુસાર કરવા માટે સોવિયેત પ્રજાસત્તાક તરફથી પાંચ કરોડ કે દસ કરોડ રૂબલનું વાર્ષિક ખર્ચ અતિશય અથવા વધારે પડતું ભારે ગણાય ખરું? બેશક ન જ ગણાય. ભારે બહુસંખ્યાના વર્ગજાગૃત કામદારો તથા કિસાનો એવા ખર્ચને બહાલી આપશે કારણ કે તેમણે અમલી અનુભવમાંથી જાણી લીધું છે કે આપણી પછાત દશાને લીધે આપણને અબજો રૂબલનું નુકસાન થાય છે, મૂડીવાદી બુદ્ધિજીવી વર્ગના તમામ "સિતારાઓને" **આપણા** કાર્યમાં મરજિયાત સામેલ થવા આકર્ષે એવી સંગઠન, હિસાબકિતાબ, તથા નિયંત્રણની કક્ષાએ આપણે **હજી નથી** પહોંચ્યા.

કહેવાની જરૂર નથી કે આ સવાલનું બીજું એક પાસું પણ છે. મોટા પગારોની ભ્રષ્ટાચાર પેદા કરતી અસર— સોવિયેત સત્તાધારીઓની ઉપર (ખાસ કરીને તો એ કારણે કે ક્રાંતિ અત્યંત વેગે થઈ હોવાથી અમુક સંખ્યામાં લેભાગુઓ તથા ધુતારાઓને અખત્યારનાં સ્થાનોએ ઘૂસી જતા અટકાવવાનું અશક્ય હતું, અને તેઓ કેટલાય બિનલાયક અથવા બેઈમાન કમિસારોની જોડે મળીને રાજ્ય ભંડોળોના "ઉસ્તાદ" ઉઠાઉગીરો બની જવામાં જરાય અચકાય નહિ) તેમ જ કામદાર સમુદાયોની ઉપર — તો નિર્વિવાદ છે. પરંતુ દરેક વિચારશીલ તથા પ્રમાણિક કામદાર અને ગરીબ કિસાન અમારી જોડે સહમત થશે, કબૂલ કરશે, કે આપણે મૂડીવાદના અનિષ્ટ વારસાથી તત્કાળ છુટકારો મેળવી શકીએ એમ નથી, સોવિયેત પ્રજાસત્તાકને પાંચ કરોડ કે દસ કરોડ રૂબલની વાર્ષિક "ખંડણી" (**દેશવ્યાપી** હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટના **નીચેથી** કરવામાં આપણા પછાતપણાને લીધે ભરવી પડતી ખંડણી) ભરવાની ફરજથી મુકત કરવાનો આપણી પાસે એક જ ઉપાય છે—આપણે સંગઠિત બનીએ, આપણી કતારોમાં કડક શિસ્તપાલન સ્થાપીએ, આપણી કતારોમાંથી એવા તમામ માણસોને સાફ કરી નાખીએ કે જે "મૂડીવાદના વારસાનું જતન" કરી રહ્યા છે, "મૂડીવાદી પરંપરાઓને વળગી રહ્યા છે", એટલે કે આળસુઓને, પરજીવીઓને, તથા રાજ્ય ભંડોળોના (હવે બધી જમીન, તમામ કારખાનાં, તથા સઘળી રેલવે

વળી ધારો કે એ રકમને (૨૫૦૦૦૦૦૦ રૂબલની રકમને) બમણી કરી. દેવી પડે (એવી ધારણાના આધારે કે અત્યંત મહત્ત્વનાં સંગઠનાત્મક તથા ટેકનિકલ કર્તવ્યોની ખાસ સફળતાભરી તથા ઝડપી પૂર્ણાહુતિ બદલ બોનસ આપવાં પડે), અથવા કદાચ ચાર ગણીયે કરી દેવી પડે (એવી ધારણાના આધારે કે કેટલાય સેંકડા વિદેશી નિષ્ણાતોને કામે રાખવા પડે અને એ લોકો વધારે પગારની માગણી કરે). હવે સવાલ આવો છે: જનતાના શ્રમની પુનર્ઘટના આધુનિક વૈજ્ઞાનિક તથા ટેક્નોલોજિકલ રીતો અનુસાર કરવા માટે સોવિયેત પ્રજાસત્તાક તરફથી પાંચ કરોડ કે દસ કરોડ રૂબલનું વાર્ષિક ખર્ચ અતિશય અથવા વધારે પડતું ભારે ગણાય ખરું? બેશક ન જ ગણાય. ભારે બહુસંખ્યાના વર્ગજાગૃત કામદારો તથા કિસાનો એવા ખર્ચને બહાલી આપશે કારણ કે તેમણે અમલી અનુભવમાંથી જાણી લીધું છે કે આપણી પછાત દશાને લીધે આપણને અબજો રૂબલનું નુકસાન થાય છે, મૂડીવાદી બુદ્ધિજીવી વર્ગના તમામ "સિતારાઓને" **આપણા** કાર્યમાં મરજિયાત સામેલ થવા આકર્ષે એવી સંગઠન, હિસાબકિતાબ, તથા નિયંત્રણની કક્ષાએ આપણે **હજી નથી** પહોંચ્યા.

કહેવાની જરૂર નથી કે આ સવાલનું બીજું એક પાસું પણ છે. મોટા પગારોની ભ્રષ્ટાચાર પેદા કરતી અસર— સોવિયેત સત્તાધારીઓની ઉપર (ખાસ કરીને તો એ કારણે કે ક્રાંતિ અત્યંત વેગે થઈ હોવાથી અમુક સંખ્યામાં લેભાગુઓ તથા ધુતારાઓને અખત્યારનાં સ્થાનોએ ઘૂસી જતા અટકાવવાનું અશક્ય હતું, અને તેઓ કેટલાય બિનલાયક અથવા બેઈમાન કમિસારોની જોડે મળીને રાજ્ય ભંડોળોના "ઉસ્તાદ" ઉઠાઉગીરો બની જવામાં જરાય અચકાય નહિ) તેમ જ કામદાર સમુદાયોની ઉપર — તો નિર્વિવાદ છે. પરંતુ દરેક વિચારશીલ તથા પ્રમાણિક કામદાર અને ગરીબ કિસાન અમારી જોડે સહમત થશે, કબૂલ કરશે, કે આપણે મૂડીવાદના અનિષ્ટ વારસાથી તત્કાળ છુટકારો મેળવી શકીએ એમ નથી, સોવિયેત પ્રજાસત્તાકને પાંચ કરોડ કે દસ કરોડ રૂબલની વાર્ષિક "ખંડણી" (**દેશવ્યાપી** હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટના **નીચેથી** કરવામાં આપણા પછાતપણાને લીધે ભરવી પડતી ખંડણી) ભરવાની ફરજથી મુક્ત કરવાનો આપણી પાસે એક જ ઉપાય છે—આપણે સંગઠિત બનીએ, આપણી કતારોમાં કડક શિસ્તપાલન સ્થાપીએ, આપણી કતારોમાંથી એવા તમામ માણસોને સાફ કરી નાખીએ કે જે "મૂડીવાદના વારસાનું જતન" કરી રહ્યા છે, "મૂડીવાદી પરંપરાઓને વળગી રહ્યા છે", એટલે કે આળસુઓને, પરજીવીઓને, તથા રાજ્ય ભંડોળોના (હવે બધી જમીન, તમામ કારખાનાં, તથા સઘળી રેલવે

"રાજ્ય ભંડોળો"માં સામેલ છે) ઉઠાઉગીરોને આપણી કતારોમાંથી સાફ કરી નાખવા જોઈએ. જો વર્ગજાગૃત અગ્રગામી કામદારો અને ગરીબ કિસાનો સોવિયેત સંસ્થાઓની મદદ વડે એક વરસ દરમિયાન સંગઠિત બની જાય, શિસ્તબદ્ધ બની જાય, એકતા સાધી લે, અને પાકી શ્રમશિસ્તની સ્થાપના કરી લે તો આપણે એ "ખંડણી"ને એક જ વરસમાં ફગાવી દઈશું, અને તેને એથીયે પહેલાં ઘટાડી શકીશું... આપણા કામદારો અને કિસાનોની શ્રમશિસ્ત તથા સંગઠનના ક્ષેત્રમાં આપણે જેટલી સફળતાઓ હાંસલ કરીએ એટલા ચોક્કસ પ્રમાણમાં ઘટાડી શકીશું. આપણે પોતે, કામદારો અને કિસાનો, ઉત્તમ શ્રમશિસ્ત અને શ્રમની એકદમ આધુનિક ટેકનીક શીખવામાં મૂડીવાદી નિષ્ણાતોનો ઉપયોગ કરીને એ બધું જેટલા જલદી શીખી લઈશું એટલા જલદી એ વિશેષજ્ઞોને કશી "ખંડણી" ભરવાની હાલતમાંથી છુટકારો મેળવી લઈશું.

સર્વહારા વર્ગની દેખરેખ હેઠળ ઉત્પાદન તથા વહેંચણીમાં દેશવ્યાપી હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટનાનું આપણું કાર્ય, માલિકીહરણ કરનારાઓનું સીધી રીતે માલિકીહરણ કરવાના આપણા કાર્યથી, ઘણું ઘણું પાછળ રહી ગયું છે. આ વિધાન વર્તમાન પરિસ્થિતિનાં વિશિષ્ટ લક્ષણોને અને તેમાંથી ઉદ્‌ભવ પામતાં સોવિયેત સરકારનાં કર્તવ્યોને સમજવાની બાબતમાં મૂળભૂત મહત્ત્વનું છે. મૂડીદાર વર્ગ સામેના આપણા સંઘર્ષનું ગુરુત્વકેંદ્ર એવા હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટનામાં ફેરવાઈ રહ્યું છે. આપણે આ બાબતને આરંભબિંદુ બનાવીએ તો જ બૅંકોનું રાષ્ટ્રીયકરણ, વિદેશો જોડેના વ્યાપારની ઈજારદારી, નાણાના ચલણ ઉપર રાજ્યનું નિયંત્રણ, સર્વહારા વર્ગીય દૃષ્ટિએ સંતોષજનક મિલકતવેરા તથા આવકવેરાની સ્થાપના, અને ફરજિયાત શ્રમ ભરતીના અમલનાં ક્ષેત્રોમાં આર્થિક તથા નાણાકીય નીતિનાં તાત્કાલિક કર્તવ્યોનું યથાર્થ નિર્ધારણ શક્ય બનશે.

આપણે એ ક્ષેત્રોમાં (ખૂબ ખૂબ મહત્ત્વનાં ક્ષેત્રોમાં) સમાજવાદી સુધારાઓ દાખલ કરવાની બાબતમાં બહુ બહુ પાછળ રહી ગયા છીએ, અને તેનું કારણ એ છે કે હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટના સામાન્ય રીતે અપૂરતી કરવામાં આવી છે. કહેવાની જરૂર નથી કે આ કર્તવ્ય બેહદ મુશ્કેલ કર્તવ્યોમાંનું એક છે, અને યુદ્ધે આણેલી તારાજીને લક્ષમાં લેતાં તેને લાંબા ગાળામાં જ પાર પાડી શકાય એમ છે; પરંતુ આપણે ન જ ભૂલવું જોઈએ કે ચોક્કસ રૂપે એ જ બાબતમાં મૂડીદારો—અને ખાસ કરીને સંખ્યાબંધ નાના તથા ખેડૂત મૂડીદારો—વધારેમાં વધારે ગંભીરતાથી લડી રહ્યા છે, સ્થપાઈ રહેલા નિયંત્રણમાં ભંગાણ

પાડી રહ્યા છે, દાખલા તરીકે અનાજની ઈજારદારીમાં ભંગાણ પાડી રહ્યા છે અને નફાખોરી તથા સટ્ટાખોરીના વેપાર માટે મોકાની જગ્યાઓમાં કાબૂ જમાવી રહ્યા છે. આપણે જે જે બાબતો અંગેની ડિક્રીઓ જાહેર કરી છે તેના પૂરતા અમલથી હજુ ખૂબ દૂર છીએ, અને આજની ઘડીનું મુખ્ય કર્તવ્ય આપણી તમામ જહેમતોને કાનૂન બની ચૂકેલા (પરંતુ હજુ વાસ્તવિકતા નહિ) સુધારાઓના સિદ્ધાંતોની રીતસર, અમલી **સિદ્ધિમાં** કેંદ્રિત કરવાનું છે.

બૅંકોના રાષ્ટ્રીયકરણની બાબતમાં આગળ વધવા માટે અને બૅંકોને સમાજવાદમાં જાહેર હિસાબકિતાબનાં કેંદ્રબિંદુઓમાં પલટાવી નાખવાની દિશામાં અડગતાથી આગેકૂચ કરવા માટે આપણે કરવાનું સૌપ્રથમ તથા સૌથી વધારે મહત્ત્વનું કાર્ય લોક બૅંકની શાખાઓની સંખ્યા વધારવામાં, ડિપોઝિટો આકર્ષવામાં, જાહેર જનતા માટે પૈસા ભરવા તથા કઢાવવાનું સરળ બનાવી દેવામાં, લાંબી કતારો નાબૂદ કરી નાખવામાં, લાંચખોરો તથા ધુતારાઓને પકડી પાડવા તથા **ગોળીએ વીંધી દેવામાં**, વગેરેમાં ખરી સફળતા હાંસલ કરી લેવાનું છે. શરૂઆતમાં આપણે સાદામાં સાદી બાબતોને વાસ્તવિક અમલમાં મૂકવી જોઈએ, જે કંઈ મોજૂદ છે તેની સરખી રીતે સંઘટના સાધવી જોઈએ, અને પછી વધારે અટપટાં કાર્યોની તૈયારી કરવી જોઈએ.

સ્થપાઈ ગયેલી રાજ્યની ઈજારદારીઓને (અનાજની, ચામડાની, વગેરે) આપણે દૃઢ તથા બહેતર બનાવવી જોઈએ, અને એ રીતે વિદેશો જોડેના વ્યાપારની રાજ્ય ઈજારદારી માટે તૈયારી કરવી જોઈએ. આપણે એવી ઈજારદારી વગર "ખંડણી" ભરીને વિદેશી મૂડીથી "આપણને મુક્ત" ન કરી શકીએ[57]. અને સમાજવાદનું નિર્માણ સાધવાની શક્યતાનો પૂરેપૂરો આધાર એ વાત ઉપર છે કે આપણે અમુક સંક્રમણાત્મક ગાળા દરમિયાન વિદેશી મૂડીને અમુક ખંડણી ભરીને આપણી આંતરિક આર્થિક સ્વાધીનતા સલામત રાખી શકીશું યા નહિ.

સામાન્ય રીતે કરવેરાની વસૂલીની અને ખાસ કરીને મિલકતવેરા તથા આવકવેરાની વસૂલીની બાબતમાં પણ આપણે બહુ જ પાછળ રહી ગયા છીએ. મૂડીદારોની ઉપર નુકસાનીના દંડ લાદવાનું કદમ—સિદ્ધાંતની દૃષ્ટિએ વાજબી અને સર્વહારા વર્ગની બહાલીને લાયક કદમ—બતાવે છે કે એ સંબંધમાં આપણે હજુ કારોબારની રીતો કરતાં લડાઈની રીતોના (રશિયાને અમીરોના હાથમાંથી ગરીબો માટે જીતી લેવાની) અધિક સામીપ્યમાં છીએ. પરંતુ વધારે તાકાતવાન બનવા માટે અને આપણા પગ પર વધારે મક્કમ ખડા રહી શકવા માટે આપણે કારોબારની રીતો અપનાવવી જોઈએ, મૂડીદારોની ઉપર નુકસાનીના દંડ લાદવાને

બદલે મિલકતવેરાની તથા આવકવેરાની અવિરત નિયમિત વસૂલી કરવી જોઈએ કારણ કે એથી સર્વહારા વર્ગીય રાજ્યને **વધારે** આવક થશે અને બહેતર હિસાબકિતાબ તથા નિયંત્રણની બહેતર સંઘટના આપણે માટે આવશ્યક બની જશે.[58]

ફરજિયાત શ્રમ સેવા દાખલ કરવામાં આપણે મોડા પડયા છીએ એ હકીકત પણ બતાવે છે કે વર્તમાન સમયે મોખરે આવી રહેલું કાર્ય ચોક્કસ રૂપે તૈયારીનું સંગઠનાત્મક કાર્ય છે, જે એક તરફ તો આપણી ફતેહોને આખરી રૂપમાં દૃઢ બનાવી દેશે અને બીજી તરફ મૂડીને "ઘેરી લેવા"ના તથા "શરણે થઈ જવાની" ફરજ પાડવાના કાર્યની તૈયારી માટે જરૂરી છે. આપણે ફરજિયાત શ્રમ સેવા દાખલ કરવાનું કામ તત્કાળ આરંભી દેવું જોઈએ, પરંતુ આપણે બહુ ધીરે ધીરે તથા વિવેકબુદ્ધિથી એમ કરવું જોઈએ, દરેક કદમને અમલી અનુભવમાં ચકાસી લેવું જોઈએ, અને બેશક પહેલા કદમ તરીકે **અમીરો માટે** ફરજિયાત શ્રમ સેવા દાખલ કરવી જોઈએ. ગામોના સઘળા મૂડીદારો સહિત તમામ મૂડીદારો માટે કામ તથા વપરાશ બજેટ પોથીઓ દાખલ કરવાનું કદમ દુશ્મનને પૂરેપૂરો "ઘેરી લેવાની" દિશામાં, તેમ જ માલના ઉત્પાદન તથા વહેંચણીમાં ખરેખરા પ્રજાકીય હિસાબકિતાબ તથા નિયંત્રણની સ્થાપનાની દિશામાં, મહત્ત્વનું કદમ બની રહેશે.

## દેશવ્યાપી હિસાબકિતાબ તથા નિયંત્રણ માટેના સંઘર્ષનો મર્મ

સદીઓથી જનતાને દબાવી દેવા તથા લૂંટવાનું સાધન રહેલા રાજ્યે આપણને એવો વારસો આપ્યો છે કે લોકો રાજ્ય સાથે સંકળાયેલી દરેક બાબતને બેહદ નફરત તથા શંકાની નજરે જુએ છે. એવી લાગણીને ખતમ કરી નાખવાનું કામ બહુ મુશ્કેલ છે, અને માત્ર સોવિયેત સરકાર જ કરી શકે એમ છે. પરંતુ એ કામ પાર પાડવામાં સોવિયેત સરકારને પણ પુષ્કળ સમયની તથા અપાર ખંતની જરૂર પડશે. એ "વારસો" હિસાબકિતાબ તથા નિયંત્રણની સમસ્યામાં— મૂડીદાર વર્ગને ઉથલાવી પાડયા પછીની ઘડીથી સમાજવાદી ક્રાંતિ સમક્ષ ઉપસ્થિત મૂળભૂત સમસ્યામાં—ખાસ વરતાઈ આવે છે. જમીનદારો તથા મૂડીદારોને ઉથલાવી પાડવામાં આવ્યા છે એટલે હવે પહેલી જ વાર મુક્તિ માણતા લોકોને અનિવાર્ય રીતે અમુક સમય વીતી ગયા પછી જ સમજણ પડશે—પુસ્તકોમાંથી નહિ પરંતુ તેમના પોતાના **સોવિયેત** અનુભવ મારફત—સમજણ પડશે તથા **પ્રતીતિ થશે** કે માલના ઉત્પાદન તથા વહેંચણીમાં રાજ્ય તરફથી સર્વાંગી

હિસાબકિતાબ તથા નિયંત્રણ વગર મહેનતકશ જનતાની સત્તાને, મહેનતકશ જનતાની આઝાદીને, જાળવી રાખવાનું શક્ય **નથી,** અને મૂડીવાદની ધૂંસરી **અનિવાર્ય રીતે** પાછી આવી પડે જ.

મૂડીદાર વર્ગની, અને ખાસ કરીને નિમ્ન-મૂડીવાદી વર્ગની, ટેવો તથા પરંપરાઓ પણ **રાજ્યને હસ્તક** નિયંત્રણની વિરુદ્ધ અને "પવિત્ર ખાનગી મિલકત"ની, "પવિત્ર" ખાનગી ઉદ્યોગધંધાની, અખંડ સલામતીની તરફેણમાં છે. હવે આપણને વિશેષ રૂપે સ્પષ્ટ સમજાઈ ગયું છે કે અરાજકતાવાદ તથા અરાજક-સંઘવાદ **મૂડીવાદી** વહેણો હોવા સંબંધી માર્ક્સવાદી થિસિસ કેટલી યથાર્થ છે અને એ વહેણો સમાજવાદ, સર્વહારા વર્ગની સરમુખત્યારી, તથા સામ્યવાદના કેવા કટ્ટર વિરોધી છે. **સોવિયેત** રાજ્યને હસ્તક નિયંત્રણ તથા હિસાબકિતાબનો ખ્યાલ લોકોનાં મનમાં પ્રેરવાની લડત, અને એ ખ્યાલને અમલમાં લાગુ કરવાની લડત, રોટી તથા કપડાં મેળવવાની બાબતને "ખાનગી" મામલો ગણવાનું અને ખરીદી તથા વેચાણને "કેવળ મને જ લાગતાવળગતા" સોદા તરીકે ગણવાનું લોકોને શીખવનારા સડેલા ભૂતકાળ સાથેના સંબંધો તોડી નાખવાની લડત, વિશ્વ-ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી મહાન લડત છે, સમાજવાદી સભાનતા અને મૂડીવાદી-અરાજકતાવાદી સ્વતઃસ્ફૂર્તિ વચ્ચેની લડત છે.

આપણે કામદારોને હસ્તક નિયંત્રણને કાનૂન તરીકે દાખલ કર્યું છે, પરંતુ એ કાનૂનનો અમલ હજી હમણાં જ શરૂ થયો છે, અને તે સર્વહારા વર્ગના બહોળા સમુદાયોનાં મગજમાં હજી હમણાં જ ઊતરવા લાગ્યો છે. આપણા ચળવળકાર્યમાં આપણે પૂરતા પ્રમાણમાં નથી સમજાવતા કે માલના ઉત્પાદન તથા વહેંચણીમાં હિસાબકિતાબ તથા નિયંત્રણની ગેરહાજરીનો અર્થ છે સમાજવાદનાં મૂળતત્ત્વોનો ખાતમો, રાજ્ય ભંડોળોની (કારણ કે સમગ્ર મિલકત રાજ્યની માલિકીની છે અને રાજ્ય છે સોવિયેત રાજ્ય, જેમાં સત્તા મહેનતકશ લોકોની બહુસંખ્યાના હાથમાં છે) ઉચાપત. આપણે પૂરતા પ્રમાણમાં નથી સમજાવતા કે હિસાબકિતાબ તથા નિયંત્રણમાં બેદરકારીનો અર્થ જર્મન તથા રશિયન કોર્નીલોવોને ઉઘાડી રીતે મદદ કરવાનો થાય છે, આપણે હિસાબકિતાબ તથા નિયંત્રણના કર્તવ્યને પહોંચી વળવામાં નિષ્ફળ જઈએ તો **જ** એ કોર્નીલોવો મહેનતકશ જનતાની સત્તાને ઉથલાવી પાડી શકે એમ છે, અને તેઓ ગ્રામવિસ્તારોના સમગ્ર મૂડીદાર વર્ગની મદદ લઈને, બંધારણીય-લોકશાહીવાદીઓ તથા મેન્શેવિકો તેમ જ મવાળ સમાજવાદી-ક્રાંતિકારીઓની મદદ લઈને, આપણી ઉપર "બારીક નજર" રાખી રહ્યા છે તથા આપણી ઉપર હુમલો કરવા માટે

મોકાની ઘડીની વાટ જોઈ રહ્યા છે. અગ્રગામી કામદારો તથા કિસાનો આ બાબત વિશે પૂરતા પ્રમાણમાં નથી વિચાર કરતા કે નથી બોલતા. જ્યાં સુધી કામદારોનું નિયંત્રણ હકીકત નહિ બની જાય, જ્યાં સુધી અગ્રગામી કામદારો સંગઠિત નહિ બની જાય અને એવા નિયંત્રણનો ભંગ કરનારાઓની વિરુદ્ધ તેમ જ નિયંત્રણના મામલામાં બેદરકારી બતાવનારાઓની વિરુદ્ધ વિજયી તથા બેરહમ જેહાદ નહિ ચલાવે, ત્યાં સુધી સમાજવાદની દિશામાં પહેલું કદમ (કામદારોને હસ્તક નિયંત્રણ) પૂરું કરીને બીજું કદમ ભરવાનું, અર્થાત્ ઉત્પાદનમાં કામદારોનું સંચાલન સ્થાપવાનું, અશક્ય બની રહેશે.

સમાજવાદી રાજ્યનો ઉદય ઉત્પાદકો તથા ઉપભોકતાઓનાં એવાં કોમ્યુનોના તંત્ર તરીકે જ શક્ય છે કે જે પોતાના ઉત્પાદન તથા વપરાશનો હિસાબ ઈમાનદારીથી રાખતાં હોય, શ્રમની કરકસર કરતાં હોય, શ્રમની ઉત્પાદકતામાં એકધારો વધારો કરતાં હોય, અને એ રીતે કામદિનને ટૂંકાવીને સાત કલાકનો, છ કલાકનો, અથવા એથીયે ઓછા કલાકોનો કરી દેવાનું શક્ય બનાવે. **અનાજ અને અનાજના ઉત્પાદનની** (અને આગળ જતાં તમામ આવશ્યક વસ્તુઓના ઉત્પાદનની) બાબતમાં વધારેમાં વધારે કડક, દેશવ્યાપી, સર્વાંગી હિસાબકિતાબ તથા નિયંત્રણ ચાલુ નહિ કરી દેવામાં આવે ત્યાં સુધી કશું જ સિદ્ધ નહિ કરી શકાય. મૂડીવાદે આપણને વારસામાં એવી લોકવ્યાપી સંસ્થાઓ આપી છે કે જે માલની વહેંચણીની બાબતમાં વ્યાપક હિસાબકિતાબ તથા નિયંત્રણની દિશાનું આપણું સંક્રમણ સરળ બનાવી શકે. એ સંસ્થાઓ છે ઉપભોકતા સહકારી મંડળો. એવાં મંડળો ઉન્નત દેશોમાં જેટલાં સુવિકસિત છે એટલાં સુવિકસિત રશિયામાં ન હોવા છતાં એઠક કરોડથી વધારે સભ્યો ધરાવે છે. તાજેતરમાં જાહેર કરવામાં આવેલી ઉપભોકતા સહકારી મંડળો સંબંધી ડિક્રી[57] અત્યંત મહત્ત્વની પરિઘટના અંકિત કરે છે અને વર્તમાન સમયે સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકની વિલક્ષણ સ્થિતિ તથા વિશિષ્ટ કર્તવ્યોને સચોટ રીતે પ્રદર્શિત કરે છે.

ડિક્રીમાં મૂડીવાદી સહકારી મંડળો અને હજુ મૂડીવાદી દૃષ્ટિકોણને વળગી રહેતાં કામદાર સહકારી મંડળો વચ્ચેનો કરાર અંકિત છે. એ કરાર છે, સમાધાન છે, પ્રથમ તો એ કારણે કે ડિક્રી સંબંધી ચર્ચાઓમાં ઉપરોકત સંસ્થાઓના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો એટલું જ નહિ પરંતુ બાબતના ફેંસલા અંગે વાસ્તવમાં નિર્ણાયક ધોરણ લીધું હતું, અને ડિક્રીના જે જે વિભાગોનો એ સંસ્થાઓએ વિરોધ કર્યો હતો તેને પડતા મૂકવામાં આવ્યા હતા. બીજી વાત— સમાધાનનું સારતત્ત્વ એ છે કે સહકારી મંડળોમાં નવા સભ્યોને પ્રવેશ ફી વગર

12*

દાખલ કરવાનો સિદ્ધાંત (જે એક માત્ર સુસંગત સર્વહારા વર્ગીય સિદ્ધાંત છે) સોવિયેત સરકારે તજી દીધો છે, અને જે તે વિસ્તારની સમગ્ર વસતિને **એક જ** સહકારી મંડળમાં સાંકળી લેવાનો ખ્યાલ પણ સોવિયેત સરકારે તજી દીધો છે. એકમાત્ર સમાજવાદી અને વર્ગોની નાબૂદીના કર્તવ્યને અનુરૂપ એ સિદ્ધાંતથી વીપરિત રીતે, "કામદાર વર્ગીય સહકારી મંડળો"ને (આ કિસ્સામાં તેઓ મૂડીદારોનાં વર્ગીય હિતોની આધીનતામાં રહેતાં હોવાના એકમાત્ર કારણસર જ પોતાને "વર્ગીય" કહેવડાવે છે) અસ્તિત્વ ચાલુ રાખવાનો અધિકાર આપવામાં આવ્યો હતો. છેલ્લે—સહકારી મંડળોની સંચાલન સમિતિઓમાંથી મૂડીદારોને તદ્દન બકાત રાખવાની સોવિયેત સરકારની દરખાસ્તમાં પણ સારી પેઠે ફેરફાર કરવામાં આવ્યા હતા, અને કેવળ ખાનગી મૂડીવાદી વ્યાપારી તથા ઔદ્યોગિક પેઢીઓના માલિકોને જ સંચાલન સમિતિઓમાં સામેલ થવાની મનાઈ કરવામાં આવી હતી.

સર્વહારા વર્ગે સોવિયેત સરકાર મારફત કામગીરી કરીને દેશવ્યાપી પાયા પર હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટના કરી લીધી હોત, અથવા ઓછામાં ઓછું એવા નિયંત્રણના પાયા નાખી દીધા હોત, તો આવાં સમાધાનો કરવાનું જરૂરી ન બન્યું હોત. આપણે સોવિયેતોના ખોરાક વિભાગો મારફત, સોવિયેતોના હાથ નીચે કામ કરતાં પુરવઠા સંઘટનો મારફત, વસતિને સર્વહારા વર્ગીય વહીવટ હેઠળના એક જ સહકારી મંડળમાં સંગઠિત કરવી જોઈતી હતી. આપણે મૂડીવાદી સહકારી મંડળોની સહાયતા વગર, નિર્બળ મૂડીવાદી સિદ્ધાંતની તરફેણમાં કશી છૂટછાટો મૂક્યા વગર, એમ કરવું જોઈતું હતું—એ સિદ્ધાંત કામદાર સહકારી મંડળોને, મૂડીવાદી સહકારી મંડળોની ઉપર પોતાનું આધિપત્ય જમાવી દેવાને **બદલે**, બેઉનું એકીકરણ સાધી લેવાને બદલે, અને મંડળનો **સમગ્ર** વહીવટ તેમ જ અમીરોના વપરાશ ઉપરની દેખરેખ **તેમના પોતાના** હાથમાં લઈ લેવા દેવાને બદલે, મૂડીવાદી મંડળોની **જોડાજોડ** કામદાર મંડળો તરીકે કાયમ રહેવા પ્રેરે છે.

સોવિયેત સરકારે મૂડીવાદી સહકારી મંડળો સાથે એવો કરાર કરીને વિકાસની વર્તમાન કક્ષાએ પોતાનાં કાર્યનીતિ સંબંધી લક્ષ્યો તેમ જ કામગીરીની વિલક્ષણ રીતોનું નક્કર નિરૂપણ નીચે મુજબ કર્યું: મૂડીવાદી તત્ત્વોનું સંચાલન કરીને, તેમનો ઉપયોગ કરીને, તેમને અમુક આંશિક છૂટછાટો આપીને, અમે અધિક પ્રગતિના સંજોગો પેદા કરીએ છીએ; એ પ્રગતિ અમે પહેલાં ધારેલી તેના કરતાં ધીમી હશે, પરંતુ વધારે ચોક્કસ હશે, સંદેશવ્યવહારનું મથક તથા લાઈનો વધારે સલામત હશે, અને જીતી લેવામાં આવેલાં સ્થાનો વધારે દૃઢ બનશે.

દાખલ કરવાનો સિદ્ધાંત (જે એક માત્ર સુસંગત સર્વહારા વર્ગીય સિદ્ધાંત છે) સોવિયેત સરકારે તજી દીધો છે, અને જે તે વિસ્તારની સમગ્ર વસતિને **એક જ** સહકારી મંડળમાં સાંકળી લેવાનો ખ્યાલ પણ સોવિયેત સરકારે તજી દીધો છે. એકમાત્ર સમાજવાદી અને વર્ગોની નાબૂદીના કર્તવ્યને અનુરૂપ એ સિદ્ધાંતથી વીપરિત રીતે, "કામદાર વર્ગીય સહકારી મંડળો"ને (આ કિસ્સામાં તેઓ મૂડીદારોનાં વર્ગીય હિતોની આધીનતામાં રહેતાં હોવાના એકમાત્ર કારણસર જ પોતાને "વર્ગીય" કહેવડાવે છે) અસ્તિત્વ ચાલુ રાખવાનો અધિકાર આપવામાં આવ્યો હતો. છેલ્લે—સહકારી મંડળોની સંચાલન સમિતિઓમાંથી મૂડીદારોને તદ્દન બકાત રાખવાની સોવિયેત સરકારની દરખાસ્તમાં પણ સારી પેઠે ફેરફાર કરવામાં આવ્યા હતા, અને કેવળ ખાનગી મૂડીવાદી વ્યાપારી તથા ઔદ્યોગિક પેઢીઓના માલિકોને જ સંચાલન સમિતિઓમાં સામેલ થવાની મનાઈ કરવામાં આવી હતી.

સર્વહારા વર્ગે સોવિયેત સરકાર મારફત કામગીરી કરીને દેશવ્યાપી પાયા પર હિસાબકિતાબ તથા નિયંત્રણની સંઘટના કરી લીધી હોત, અથવા ઓછામાં ઓછું એવા નિયંત્રણના પાયા નાખી દીધા હોત, તો આવાં સમાધાનો કરવાનું જરૂરી ન બન્યું હોત. આપણે સોવિયેતોના ખોરાક વિભાગો મારફત, સોવિયેતોના હાથ નીચે કામ કરતાં પુરવઠા સંઘટનો મારફત, વસતિને સર્વહારા વર્ગીય વહીવટ હેઠળના એક જ સહકારી મંડળમાં સંગઠિત કરવી જોઈતી હતી. આપણે મૂડીવાદી સહકારી મંડળોની સહાયતા વગર, નિર્ભેળ મૂડીવાદી સિદ્ધાંતની તરફેણમાં કશી છૂટછાટો મૂક્યા વગર, એમ કરવું જોઈતું હતું—એ સિદ્ધાંત કામદાર સહકારી મંડળોને, મૂડીવાદી સહકારી મંડળોની ઉપર પોતાનું આધિપત્ય જમાવી દેવાને **બદલે**, બેઉનું એકીકરણ સાધી લેવાને બદલે, અને મંડળનો **સમગ્ર** વહીવટ તેમ જ અમીરોના વપરાશ ઉપરની દેખરેખ **તેમના પોતાના** હાથમાં લઈ લેવા દેવાને બદલે, મૂડીવાદી મંડળોની **જોડાજોડ** કામદાર મંડળો તરીકે કાયમ રહેવા પ્રેરે છે.

સોવિયેત સરકારે મૂડીવાદી સહકારી મંડળો સાથે એવો કરાર કરીને વિકાસની વર્તમાન કક્ષાએ પોતાનાં કાર્યનીતિ સંબંધી લક્ષ્યો તેમ જ કામગીરીની વિલક્ષણ રીતોનું નક્કર નિરૂપણ નીચે મુજબ કર્યું: મૂડીવાદી તત્ત્વોનું સંચાલન કરીને, તેમનો ઉપયોગ કરીને, તેમને અમુક આંશિક છૂટછાટો આપીને, અમે અધિક પ્રગતિના સંજોગો પેદા કરીએ છીએ; એ પ્રગતિ અમે પહેલાં ધારેલી તેના કરતાં ધીમી હશે, પરંતુ વધારે ચોક્કસ હશે, સંદેશવ્યવહારનું મથક તથા લાઇનો વધારે સલામત હશે, અને જીતી લેવામાં આવેલાં સ્થાનો વધારે દૃઢ બનશે.

સોવિયેતો હવે સમાજવાદી નિર્માણના ક્ષેત્રમાં પોતાની સફળતાઓનો અંદાજ બીજી રીતોની સાથે સાથે અત્યંત સ્પષ્ટ, સાદાં, તથા વ્યવહારિક ધોરણો વડે—અર્થાત્ પરીક્ષણ કરીને કે કેટલી બિરાદરીઓમાં (કોમ્યુનો કે ગામો, મકાનોનાં સમૂહો, વગેરે) સહકારી મંડળો સ્થાપવામાં આવ્યાં છે, અને તેમનો વિકાસ સમગ્ર વસતિને આવરી લેવાની કક્ષાએ કેટલા પ્રમાણમાં પહોંચ્યો છે—કાઢી શકે એમ છે **(અને તેમણે કાઢવો જોઈએ).**

૧૯૧૮ના એપ્રિલની
૧૩થી ૨૬મી તારીખ
દરમિયાન લિખિત

૧૯૧૮ના એપ્રિલની ૨૮મી
તારીખે 'પ્રાવદા'ના ૮૩મા
અંકમાં અને 'ઈઝવેસ્તિયા'ના
૮૫મા અંકની પુરવણીમાં
પ્રકાશિત

હસ્તાક્ષર : એન. લેનિન

## આર્થિક અને ખાસ કરીને બૅંકિંગ નીતિ સંબંધી મૂળભૂત વિધાનો[60]

૧. ઉદ્યોગ તથા વિનિમયના રાષ્ટ્રીયકરણની પરિસમાપ્તિ.
૨. બૅંકોનું રાષ્ટ્રીયકરણ અને ધીરે ધીરે સમાજવાદની દિશામાં સંક્રમણ.
૩. વસતિનું ઉપભોકતા સહકારી મંડળોમાં ફરજિયાત સંગઠન.
(+ પણ્ય વિનિમય)
૪. માલના ઉત્પાદન તથા વહેંચણીનો હિસાબકિતાબ તથા નિયંત્રણ.
૫. શ્રમ શિસ્ત.
(+ કર નીતિ)

ફરજિયાત શ્રમ સેવા, ટોચથી આરંભિત.

અંધાધૂંધી, અવ્યવસ્થા, તથા આળસુપણાનો સામનો કરવાનાં અત્યંત કઠોર પગલાંને અને શિસ્ત તેમ જ કામદારો તથા કિસાનોની સ્વ-શિસ્ત સુધારવાનાં ખૂબ જુસ્સાદાર તથા કડક પગલાંને તદ્દન આવશ્યક તથા તાકીદનાં ગણવાનાં છે.

રાજ્ય હસ્તક નિયંત્રણનું, આર્થિક જીવનનાં તમામ ક્ષેત્રોમાં નિયંત્રકોનાં ફરતાં જૂથો સ્થાપવા માટે, ખરા નિયંત્રણમાં રૂપાંતર.

સોવિયેત સરકાર જોડે કામ કરવાની મરજી જાહેર કરનારા મૂડીવાદી બુદ્ધિજીવીઓ તથા ભાંગફોડિયાઓને નોકરીમાં રાખવાના સંબંધમાં વ્યવહારિક શરતો.

ઉત્પાદન, માલના જથ્થા, અને શ્રમની ઉત્પાદકતાના હિસાબકિતાબની ચકાસણી માટે ઔદ્યોગિક અદાલતો.

### કેંદ્રીકરણ

(તાત્કાલિક અને નિશ્ચયાત્મક)

૧. ઉદ્યોગના રાષ્ટ્રીયકરણની પરિસમાપ્તિ.

૨. દરેક અને તમામ માણસોને ઉપભોકતા સહકારીઓ તથા પણ્ય વિનિમયમાં સંગઠિત કરવાની દિશામાં ધીરે ધીરે સંક્રમણ.

૩. બૅંકિંગ નીતિ.

૪. શ્રમ શિસ્ત વગેરે.

૫. કર નીતિ (નાણાક્ષેત્ર).

૧. તમામ કારખાનાં, રેલવે, તેમ જ ઉત્પાદન તથા વિનિમયનાં સાધનોના રાષ્ટ્રીયકરણની પરિસમાપ્તિ. રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાઓ તરફ સંઘવાદી તથા અંધેરલક્ષી વલણની સામે નિશ્ચયાત્મક તથા કઠોર સંઘર્ષ.[61] રાષ્ટ્રવ્યાપી પાયા પર કેંદ્રીકરણનો ખંતીલો અમલ. પ્રારંભિક યોજનાઓ તથા અંદાજો, અઠવાડિક અહેવાલો, અને શ્રમની ઉત્પાદકતામાં વસ્તુગત વૃદ્ધિની અવિરત માગણી. રાષ્ટ્રીયકૃત ઉદ્યોગોના વહીવટ માટેના તંત્રની સ્થાપના અને અમલી કસોટી.

ફરજિયાત ચાલુ ખાતાં અથવા ફરજિયાત બૅંકોમાં નાણાં રાખવાની દિશામાં સંક્રમણ માટેનાં પગલાં.

ઉપભોકતા મંડળોમાં વસતિનું ફરજિયાત સંગઠન અને એ દિશામાં સંક્રમણ માટેનાં પગલાં.

ધીરે ધીરે સહકારી પ્રવૃત્તિના તંત્રનું સંક્રમણ, સમગ્ર વસતિને ઉપભોકતા સહકારી મંડળોમાં સંગઠિત કરવાની દિશામાં સાધવા માટે, એ પ્રવૃત્તિમાં ભાગ લેનારાઓની જોડે કરારની શરતો.

૧૯૧૮ના એપ્રિલમાં
લિખિત, ૮મી તારીખ પહેલાં નહિ

પહેલી વાર ૧૯૩૩માં
લેનિન લેખસંગ્રહના
૨૧મા ગ્રંથમાં પ્રકાશિત

## બૅંકિંગ નીતિ સંબંધી થિસિસો[62]

૧. ખાનગી બૅંકોમાં શું મળ્યું છે તેનો અહેવાલ તૈયાર કરવામાં આવે, દરેક ખાનગી બૅંકના પૂરા કારોબારની સંકેલણીની બાબત અહેવાલમાં સામેલ કરવામાં આવે.

(સર્વાનુમતિ)

અહેવાલ તૈયાર કરવાની રીત વિશે નીચેના અભિપ્રાયો વ્યકત થયા:

(ક) દરેક ખાનગી બૅંકના અગાઉના સ્ટાફને (રાજ્ય બૅંક સંબંધી કમિસારિયત કેટલાક કર્મચારીઓને હઠાવી દેવાનો અધિકાર ધરાવે છે) આખરી હિદાયત આપી દેવામાં આવે કે તેઓ બૅંકના પૂરા કારોબારને ખૂબ ટૂંકા સમયની અંદર સુવ્યવસ્થિત બનાવી લે અને બે સરવૈયાં અંતિમ રૂપમાં તૈયાર કરે—પહેલું ૧૯૧૭ના ડિસેંબરની ૧૪મી તારીખની[63] હાલતનું અને બીજું બૅંકની કામગીરીના આખરી દિવસની હાલતનું.

(ખ) ખાનગી બૅંકો અહેવાલો તૈયાર કરવામાં તથા બૅંકના પૂરા કારોબારની સંકેલણીમાં રશિયન પ્રજાસત્તાકની એકીકૃત લોક બૅંકની શાખાઓ તરીકે જ, અને કશું નવું કામકાજ હાથમાં લીધા વગર માત્ર સંકેલણીના હેતુ પૂરતી જ, કામગીરી કરે.

(ગાનેત્સ્કી અને ગુકોવ્સ્કી અને લેનિન)

સ્પૂનદેનો ખાસ અભિપ્રાય:

૧૪. ૧૨. ૧૯૧૭ની હાલતનું સરવૈયું આપણા તરફથી નીમવામાં આવેલું ખાસ પંચ તૈયાર કરે.

બીજું સરવૈયું તૈયાર કરવાની જરૂર નથી.

૧૪.૧૨.૧૯૧૭ના દિવસથી આગળની કામગીરીઓ લોક બૅંકના નામે કરવામાં આવે.

સઘળી ખાનગી બૅંકોને તેમ જ રાજ્ય બૅંકને રશિયન પ્રજાસત્તાકની એકીકૃત લોક બૅંક ઘોષિત કરવામાં આવે.

૨. અહેવાલો ઘડી કાઢવાનું બધું કામ રાજ્ય બૅંક સંબંધી કમિસારિયતની દેખરેખ હેઠળ કરવામાં આવે.

રાજ્ય બૅંક તથા ખાનગી બૅંકોના અગાઉના કર્મચારીઓ સમેત બને એટલી વધારે સંખ્યામાં અનુભવી માણસોનો સહયોગ સાધવામાં આવે.

(સર્વાનુમતિ)

૩. બૅંકિંગ નીતિને બૅંકોના રાષ્ટ્રીયકરણ પૂરતી જ સીમિત ન રાખતાં ધીરે ધીરે અને એકધારા વેગે બૅંકોને સમગ્ર દેશના સમાજવાદી રીતે સંઘટિત આર્થિક જીવનના હિસાબકિતાબ તથા નિયમનના એક જ તંત્રમાં પલટાવી નાખવાની દિશામાં વાળવી જોઈએ.

સ્પૂનદે અને લેનિન તરફેણમાં.<br>
ગુકોવ્સ્કી વિરોધમાં.<br>
ગાનેત્સ્કી તટસ્થ—આ બાબતના અમલને<br>
અશક્ય ગણે છે.

૪. આખા દેશમાં લોક બૅંકની શાખાઓ બને એટલી વધારે સંખ્યામાં ખોલવા માટે અસાધારણ પગલાં.

શાખાઓ શહેરોમાં તેમ જ ગામોમાં ખોલવામાં આવે, જેથી જનસાધારણને વધારેમાં વધારે સગવડ પૂરી પાડી શકાય.

અગાઉની ખાનગી બૅંકોની હાલ મોજૂદ શાખાઓનો ઉપયોગ લોક બૅંકની શાખાઓ તરીકે કરવામાં આવે.

(સર્વાનુમતિ)

૫. ડિપૉઝિટોની સલામતીની ઘોષણા (એથી રાજ્યનો કર લગાવવાનો અધિકાર જરાય ઓછો બેશક નહિ થાય).

૬. ચેકનો મુક્ત ઉપયોગ.

૭. બૅંકોમાંથી નાણાં કઢાવવાના સંબંધમાં કામદારો તરફના નિયંત્રણની પૂરી જાળવણી.

૮. વપરાશી હેતુઓ માટે નાણાં કઢાવવાની બાબતમાં મર્યાદાઓ ચાલુ રાખવામાં આવે.

બૅંકોમાં નાણાં ડિપૉઝિટ કરાવવાની તથા બૅંકોમાંથી નાણાં કઢાવવાની બાબતને પ્રવેગ આપવાના આશયે લોકો માટે શ્રેણીબંધ બહેતર સવલતો દાખલ કરવામાં આવે તેમ જ નિયમો સરળ બનાવવામાં આવે.

૯. એવાં પગલાં અપનાવવામાં આવે કે જેના પરિણામે લોકો વપરાશી હેતુઓ માટે તદ્દન જરૂરી ન હોય એ બધાં નાણાં બૅંકોમાં ડિપૉઝિટ કરાવી દે. આ સિદ્ધાંતના ફરજિયાત અમલ માટે કાનૂન તેમ જ વ્યાવહારિક પગલાં ઘડી કાઢવામાં આવે.

(પ્રગટ ન કરવામાં આવે)

સમવાયી રશિયન સોવિયેત પ્રજાસત્તાકની સીમાઓમાં લોક બૅંકની બધી શાખાઓ પોતાની કામગીરી, કશા સ્થાનિક નિયમો કે પ્રતિબંધો સ્થાપવાના અધિકાર વગર, ચોકસાઈથી કેંદ્રીય વહીવટી પંચના આદેશો તથા સૂચનાઓ મુજબ જ ચલાવે. તેમાં અપવાદો માત્ર કેંદ્રીય વહીવટી પંચની મંજૂરીથી જ કરી શકાશે.

લિખિત ૧૯૧૮ના એપ્રિલમાં
આઠમી તારીખ પહેલાં નહિ

પહેલી વાર ૧૯૨૬માં સામયિક
'પ્રોલેતાર્સ્કાયા રેવોલૂત્સિયા'ના છઠ્ઠા
અંકમાં પ્રકાશિત

## ટ્રેડ યુનિયનોની અખિલ રૂસી કેંદ્રીય પરિષદ, ધાતુ કામદાર યુનિયનની કેંદ્રીય સમિતિ, અને સર્વોચ્ચ આર્થિક પરિષદના પ્રતિનિધિઓની સંયુક્ત મિટિંગમાં કરેલું પ્રવચન[64]

### ૧૧ એપ્રિલ, ૧૯૧૮

### અખબારી અહેવાલમાંથી

કૉમરેડ લેનિને ટ્રસ્ટોના રૂપમાં સંઘટિત તમામ ઉદ્યોગધંધાઓના રાષ્ટ્રીયકરણની અને પરિયોજના ઘડી કાઢનારા મૂડીદારોના જૂથને રાજ્યની સેવામાં લગાવી દેવાની હિમાયત કરી.

'ઇઝવેસ્તિયા', અંક ૭૨,
૧૨ એપ્રિલ, ૧૯૧૮

## રાષ્ટ્રીયકરણ માટે નક્કી થયેલા ઉદ્યોગધંધાઓના પ્રતિનિધિઓના સંમેલનને સંબોધિત પત્ર[65]

મોટાં ધાતુ-કારખાનાંના પ્રતિનિધિઓના સંમેલનમાં કામદારોના પ્રતિનિધિમંડળ તરીકે ચૂંટાયેલા સાથીઓનું નિવેદન સાંભળી લીધા પછી, અને સંમેલનમાં અપનાવવામાં આવેલા ઠરાવને લક્ષમાં લઈને, હું કહી શકું કે મારા અભિપ્રાય મુજબ જો સંમેલન કામની આયોજિત તથા પદ્ધતિસર સંઘટના અને અધિક ઉત્પાદકતા સાધવાની દિશામાં પૂરી જહેમત કરે તો લોક કમિસાર પરિષદ તાત્કાલિક રાષ્ટ્રીયકરણની **તરફેણનું** ધોરણ સર્વાનુમતે ચોક્કસ અપનાવશે જ.

એટલે ઇચ્છનીય છે કે સંમેલન:

૧) કારખાનાંના એકીકરણની તૈયારી માટે તત્કાળ કામચલાઉ પરિષદ ચૂંટી લે;

૨) ધાતુ કામદાર યુનિયનની કેંદ્રીય સમિતિને અખત્યાર આપે કે તે એવી કામચલાઉ પરિષદને તમામ રાષ્ટ્રીયકૃત કારખાનાંની એક જ સંઘટનાના (અથવા એકીકરણના) **વહીવટી પંચમાં** પલટાવી નાખવાના આશયે, સર્વોચ્ચ આર્થિક પરિષદની સંમતિના આધારે, તેનું રૂપ બદલાવી શકે અને તેમાં નવા સભ્યો ઉમેરી શકે;

૩) બ્રયાન્સ્ક નિયમોના[66] નમૂના પર આધારિત કારખાના નિયમોને, કડક શ્રમ શિસ્ત સ્થાપવાના આશયે, બહાલી આપે અથવા ઠરાવ મારફત કાયદેસર બનાવે;

૪) મોટા પાયાના ઉત્પાદનના વિશેષજ્ઞો, ઇજનેરો, તથા સંગઠકોમાંથી ઉમેદવારોને વહીવટમાં સામેલગીરી માટે નીમે, અથવા સર્વોચ્ચ આર્થિક પરિષદને એવા માણસો ખોળી કાઢવાનો તથા નીમવાનો અખત્યાર આપે;

૫) ઇચ્છનીય છે કે (કામચલાઉ પરિષદ અથવા ધાતુ કામદાર યુનિયનની કેંદ્રીય સમિતિ) ઉત્તમ રીતે સંઘટિત કારખાનાંમાંથી કામદારોને, અથવા મોટા પાયાના ઉત્પાદનના વહીવટનો વધારેમાં વધારે અનુભવ ધરાવતા માણસોને,

ઓછાં સફળ કારખાનાંમાં કામકાજની રીતસરની સંઘટનામાં મદદ કરવા માટે મોકલે;

૬) શ્રમની ઉત્પાદકતાના સંબંધમાં તમામ સામગ્રીના કડકમાં કડક હિસાબ તથા નિયંત્રણ મારફત આપણે કાચા માલ તથા શ્રમની ભારે કરકસર સાધવી જોઈએ અને સાધી શકીએ એમ છીએ.

હું માનું છું કે સંમેલન તેમ જ તેના તરફથી સ્થાપવામાં આવે એ બધાં સંઘટનો સ્ફૂર્તિથી કાર્ય કરે તો લોક કમિસાર પરિષદ માટે **આગામી થોડા દિવસોની** અંદર જ રાષ્ટ્રીયકરણની ડિક્રી અપનાવવાનું શક્ય બનશે.

૧૭ મે, ૧૯૧૮

**વી. ઉલ્યાનોવ** (લેનિન)

અધ્યક્ષ, લોક કમિસાર પરિષદ

'ઇઝવેસ્તિયા', અંક ૯૯,
૧૯ મે, ૧૯૧૮

## 'રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાઓના વહીવટ માટે નિયમો'ના ખરડા વિશે વિચારો[67]

સામ્યવાદ આખા દેશમાં મોટા પાયાના ઉત્પાદનનું બને એટલું વધારેમાં વધારે કેંદ્રીકરણ આવશ્યક બનાવે છે અને તેની પૂર્વધારણા કરે છે. એટલે અખિલ રૂસી કેંદ્રને ઉદ્યોગની જે તે શાખાનાં તમામ કારખાનાં ઉપર સીધા નિયંત્રણનો અધિકાર ચોક્કસ આપવો જ જોઈએ. પ્રાદેશિક કેંદ્રો આખા દેશના કેંદ્રના સામાન્ય ઉત્પાદન નિર્ણયો તથા સૂચનાઓ અનુસાર, જીવનના સ્થાનિક સંજોગો વગેરેના આધારે, પોતાની કામગીરીઓ નિર્ધારિત કરે.

અખિલ રૂસી કેંદ્રને, પંચના ખરડામાંથી નીકળતી તારવણી મુજબના, આખા દેશમાં જે તે ઉદ્યોગનાં તમામ કારખાનાં ઉપર સીધા નિયંત્રણના, અધિકારથી વંચિત રાખવું એટલે સામ્યવાદ નહિ પણ પ્રાદેશિક અંધેરલક્ષી-સંઘવાદ.

૧૯૧૮ના જૂનની બીજી તારીખે લિખિત

પહેલી વાર ૧૯૫૯માં લેનિન લેખસંગ્રહના
૩૬મા ગ્રંથમાં પ્રકાશિત

## મોસ્કોનાં ટ્રેડ યુનિયનો અને કારખાના સમિતિઓનું ચોથું સંમેલન[68]
## ૨૭ જૂન-૨ જુલાઈ, ૧૯૧૮

### વર્તમાન પરિસ્થિતિ સંબંધી ચર્ચાના જવાબમાંથી
### ૨૮ જૂન

અહીંયાં મને પૂછવામાં આવ્યું છે: "કારખાનાંમાં બનતો માલ અનાજ જેટલો જ જરૂરી હોય છે—તો પછી તેની ઇજારદારી કેમ દાખલ નથી કરવામાં આવતી?" મારો જવાબ આવો છે: "સોવિયેત સરકાર એ દિશામાં તમામ પગલાં લઈ રહી છે." તમે જાણો છો કે સંગઠન સાધવાનું વલણ, કાપડમિલોના, કાપડ ઉદ્યોગના, એકીકરણનું વલણ, હયાત છે. તમે જાણો છો કે એ સંગઠનનાં મુખ્ય ઘટકોમાં સામેલ લોકોની બહુસંખ્યા કામદારોની છે, તમે જાણો છો કે સોવિયેત સરકાર ઉદ્યોગની તમામ શાખાઓના રાષ્ટ્રીયકરણની તૈયારી કરી રહી છે; તમે જાણો છો કે આ બાબતમાં અમારી સમક્ષ ઉપસ્થિત મુશ્કેલીઓ જબ્બર છે, અને આ બધું વ્યાવસ્થિત રીતે કરવામાં પુષ્કળ જહેમતો લગાવવી પડશે. અમે આ કર્તવ્યને પાર પાડવાના પ્રયાસો નોકરશાહોની ઉપર આધાર રાખનારી સરકારોની જેમ નથી કરતા. મામલા એ રીતે સંભાળી લેવાનું તો સાવ સહેલું હોય છે: ભલે એક માણસને મહિને ૪૦૦ રૂબલ મળે, ભલે બીજા માણસને વધારે મળે, મહિને એક હજાર રૂબલ મળે—અમારું કામ તો હુકમો છોડવાનું છે અને બીજા માણસોએ હુકમોનો અમલ કરવાનો છે. સઘળા મૂડીવાદી દેશોમાં કારોબાર એવી રીતે જ ચલાવવામાં આવે છે. તેઓ મોટા પગારના અમલદારો રાખે છે, મૂડીદારોના નબીરાઓને કામે રાખીને કારોબાર તેમના હાથમાં સોંપી દે છે. સોવિયેત પ્રજાસત્તાકનો કારોબાર એવી રીતે ન ચલાવી શકાય. સઘળી કાપડમિલોના એકીકરણના કાર્યના અમલ તથા સંચાલન માટે, તેમની સમગ્ર મિલકત તથા માલના જથ્થાઓની નોંધણી માટે, પ્રાથમિક જરૂરિયાતની બધી

ચીજોની ઇજારદારી દાખલ કરવા તથા તેની વહેંચણી કરવા માટે, કોઈ જાતના અમલદારો આપણી પાસે નથી. અમે કામદારોને એ કાર્ય ઉપાડી લેવાની હાકલ કરીએ છીએ, અમે મિલ કામદાર યુનિયનના પ્રતિનિધિઓને હાકલ કરીએ છીએ અને તેમને કહીએ છીએ: "કેંદ્રીય કાપડ પંચમાં તમારી બહુમતી હોવી જોઈએ, અને તેમાં તમારી બહુમતી છે, સર્વોચ્ચ આર્થિક પરિષદની સંચાલક સમિતિઓમાં જેવી રીતે તમારી બહુમતી છે એવી જ રીતે. સાથીઓ કામદારો, આ બહુ મહત્ત્વનું રાજ્ય કર્તવ્ય તમે પોતે જ ઉપાડી લો. અમને ખબર છે કે કાર્યદક્ષ અમલદારો નીમવા કરતાં એ ઘણું વધારે મુશ્કેલ છે, પરંતુ અમે એ પણ જાણીએ છીએ કે આ કાર્યને પાર પાડવાનો બીજો કોઈ ઉપાય છે જ નહિ. સત્તા કામદાર વર્ગના હાથમાં મુકાવી જ જોઈએ, અગ્રગામી કામદારોએ તમામ મુશ્કેલીઓ છતાં ખુદ પોતાના કપરા અનુભવ મારફત, ખુદ પોતે જહેમતો કરીને, ખુદ પોતાના હાથ વડે કામ કરીને, શીખી લેવાનું છે કે તમામ ચીજોની, કાપડના તમામ માલની, વહેંચણી મહેનતકશ લોકોના હિતમાં કેવી રીતે કરવી. **(તાળીઓ)**

એ રીતે, સોવિયેત સરકાર રાજ્યની ઇજારદારી દાખલ કરવાની તથા કિંમતો નક્કી કરવાની દિશામાં પોતાનાથી વર્તમાન સંજોગોમાં શક્ય બને એટલું બધું જ કરે છે. તે એવી જહેમતો કામદારોના માધ્યમ દ્વારા, કામદારોની જોડે મળીને, કરે છે; તે કામદારોને વહીવટી મંડળોમાં, દરેક મુખ્ય કેંદ્રમાં, બહુમતી આપે છે, પછી વાત ભલે સર્વોચ્ચ આર્થિક પરિષદની કે એકીકૃત ધાતુ કારખાનાંની હોય અથવા જેનું રાષ્ટ્રીયકરણ થોડાંક અઠવાડિયામાં કરી નાખવામાં આવેલું તે એકીકૃત ખાંડ મિલોની હોય. આ માર્ગ મુશ્કેલ છે, પરંતુ હું ફરી વાર કહું છું કે કામદારોને — મૂડીદારોના હુકમોનો દાસતાથી અમલ કરવા, સજા ભોગવતા ગુનેગારોની જેમ મહેનત કરવા, ટેવાયેલા અને એવી તાલીમ સેંકડો વરસો દરમિયાન મૂડીદાર વર્ગ પાસેથી પામતા રહેલા કામદારોને — નવી સ્થિતિ અપનાવવા તૈયાર કરવાના, તેઓ પોતે જ સરકાર હોવાની લાગણી તેમનાં મનમાં પેદા કરવાના, કર્તવ્યમાં આપણે મુશ્કેલીઓથી કોઈ રીતે બચી શકીએ નહિ. આપણે જ ઉદ્યોગના માલિકો છીએ, આપણે જ અનાજના માલિકો છીએ, આપણે જ દેશની સમગ્ર સંપત્તિના માલિકો છીએ. જ્યારે આ વાત કામદાર વર્ગના માણસોનાં મનમાં ઊંડી ઊતરી જશે, જ્યારે તેઓ ખુદ પોતાના અનુભવ મારફત

અને ખુદ પોતાની જહેમતો વડે પોતાની શકિતઓને દસ ગણી વધારી દેશે, ત્યારે સમાજવાદી ક્રાંતિની બધી મુશ્કેલીઓને પહોંચી વળાશે...

સંક્ષિપ્ત અહેવાલો
૧૯૧૮ના જૂનની ૧૯મી તારીખે
'પ્રાવદા'ના ૧૩૧મા અને
'ઇઝ્વેસ્તિયા'ના ૧૩૩મા અંકમાં
પ્રકાશિત

પૂર્ણ અહેવાલ ૧૯૧૮માં 'એ. સી. સી. ટી. યુ.
પ્રકાશકોની મોસ્કોનાં ટ્રેડ યુનિયનો
અને કારખાના સમિતિઓનું ચોથું
સંમેલન' નામે પુસ્તિકામાં પ્રકાશિત

## સોવિયેત સત્તાની લોકશાહી અને સમાજવાદી સ્વરૂપ

સોવિયેત સત્તાની લોકશાહી અને તેનું સમાજવાદી સ્વરૂપ એ હકીકતમાં વ્યકત થાય છે કે

સર્વોચ્ચ રાજ્યાધિકાર સોવિયેતોમાં સ્થાપિત છે, સોવિયેતોની રચના મહેનતકશ લોકોના (કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના) મુકત રીતે ચૂંટાયેલા અને અત્યાર સુધી મૂડી દ્વારા પીડિત લોકસમુદાયો તરફથી ગમે ત્યારે હઠાવી શકાય એવા પ્રતિનિધિઓના આધારે થયેલી છે;

સ્થાનિક સોવિયેતો લોકશાહીવાદી કેંદ્રવાદના આધારે એક જ સમવાયી સંઘમાં એકીકૃત થયેલી છે અને તેનું પ્રતિનિધિત્વ રશિયન સોવિયેત પ્રજાસત્તાકની સોવિયેત રાજ્ય સત્તા કરે છે;

સોવિયેતો વિધાનાત્મક સત્તા તેમ જ કાનૂનોના અમલની દેખરેખ ઉપરાંત, સમગ્ર મહેનતકશ વસતિ વિધાનાત્મક કામગીરીઓ કરે તથા રાજ્યનો કારોબાર ચલાવે એવી સ્થિતિમાં ધીરે ધીરે સંક્રમણ સાધી લેવાના આશયે, સોવિયેતોના સઘળા સભ્યો મારફત કાનૂનોના સીધા અમલને પણ પોતાના હાથમાં કેંદ્રિત રાખે છે.

વળી લક્ષમાં રાખવામાં આવે છે કે

કોઈ પણ કારખાના કે કોઈ પણ વ્યવસાયના કામદારોની તેમના ખાસ ઉત્પાદન ઉપર માલિકીના અધિકારોને, અથવા રાજ્યના સત્તાધારીના હુકમોને નબળા પાડી નાખવા કે અવરોધવાના તેમના અધિકારને, સીધી કે આડકતરી રીતે કાયદેસર બનાવવાનું કોઈ પણ કૃત્ય સોવિયેત સત્તાના મૂળભૂત સિદ્ધાંતોની ઉઘાડી વિકૃતિ અને સમાજવાદનો તદ્દન પરિત્યાગ અંકિત કરે છે...*

૧૯૧૮ના પૂર્વાર્ધમાં લિખિત

પહેલી વાર ૧૯૫૭ના એપ્રિલની
૨૨મી તારીખે 'પ્રાવદા'ના ૧૧૨મા
અંકમાં પ્રકાશિત

---

*હસ્તપ્રત અહીંયાં અટકી જાય છે.—સં.

# કામદારો, કિસાનો, સિપાહીઓ, અને લાલ સેનાના પ્રતિનિધિઓની સોવિયેતોની પાંચમી અખિલ રૂસી કોંગ્રેસ[69]

## ૪-૧૦ જુલાઈ, ૧૯૧૮

### ચર્ચાના જવાબમાંથી

### ૫ જુલાઈ

અહીંયાં જ્યારે કહેવામાં આવ્યું કે બોલ્શેવિકો નમતું જોખી રહ્યા છે, તેમના રિપોર્ટોમાં અમલી મૂલ્ય ધરાવતું કશું જ સામેલ નથી, ત્યારે એક સમાજવાદી-ક્રાંતિકારીએ—ધારું છું કે અધિકતમવાદી હતો—અહીંયાં ઉચ્ચારેલા એવા મતલબના શબ્દો મને યાદ આવે છે કે સર્વોચ્ચ આર્થિક પરિષદ ઉત્પાદનના નિયંત્રણની કક્ષામાંથી તેના વહીવટની કક્ષામાં જઈ રહી છે. એ નિવેદન શું અમલી મૂલ્ય નથી ધરાવતું? તો પછી ઉપરી સાહેબો પાસેથી ઉદ્યોગધંધાઓના વહીવટનું કામ ખુદ પોતે જહેમતો કરીને, પોતાનાં ટ્રેડ યુનિયનો મારફત, શીખવા લાગેલા કામદારો શું કરી રહ્યા છે? તમે કહો છો કે વહીવટ કરતાં શીખી લેવાનું સહેલું છે, પરંતુ અમારે સર્વોચ્ચ આર્થિક પરિષદમાં દરરોજ પતાવવા પડતા હજારો ઝઘડા તથા કિસ્સાઓ બતાવે છે કે કામદારે ઘણું ઘણું શીખી લીધું છે, અને અમારે તારવણી કરવી જ જોઈએ કે કામદારો શીખવા લાગ્યા છે—બેશક ધીરે ધીરે, અને ભૂલો કરતાં કરતાં; પરંતુ મઝાનાં સૂત્રો ઉચ્ચારવાં તે એક વાત છે, જ્યારે એથી સાવ નિરાળી વાત નજરે નીરખવાની છે કે દરેક વીતી રહેલા મહિને કામદાર કેવી રીતે પોતાના પગ ટેકવી રહ્યો છે, પોતાના સંકોચને ખંખેરી નાખવા તથા પોતે શાસક હોવાની લાગણી અનુભવવા લાગ્યો છે. ખેતીવાડીના કોમ્યુનમાં કિસાન જેવું વર્તન કરતો હોય છે એવું જ વર્તન કામદાર ખરી કે ખોટી રીતે કરવા લાગ્યો છે. સમયના વહેણે બતાવી આપ્યું છે કે કામદારે ઉદ્યોગનો વહીવટ ચલાવતાં શીખી લેવું જ પડે એમ હતું, અને બાકીનું બધું એક કોડીનીયે કિંમત વગરનો નર્યો ઠાલો લવારો જ છે. સોવિયેત શાસનના છ મહિના પછી હવે જો આપણે એટલું સમજવા લાગ્યા હોઈએ કે નિયંત્રણ તો અતીતમાં સમાઈ ગયેલી જરીપુરાણી બાબત છે, તો તેમાં મોટું આગેકદમ અંકિત થાય છે.

13*

## સોવિયેત સત્તાની લોકશાહી અને સમાજવાદી સ્વરૂપ

સોવિયેત સત્તાની લોકશાહી અને તેનું સમાજવાદી સ્વરૂપ એ હકીકતમાં વ્યકત થાય છે કે

સર્વોચ્ચ રાજ્યાધિકાર સોવિયેતોમાં સ્થાપિત છે, સોવિયેતોની રચના મહેનતકશ લોકોના (કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના) મુકત રીતે ચૂંટાયેલા અને અત્યાર સુધી મૂડી દ્વારા પીડિત લોકસમુદાયો તરફથી ગમે ત્યારે હઠાવી શકાય એવા પ્રતિનિધિઓના આધારે થયેલી છે;

સ્થાનિક સોવિયેતો લોકશાહીવાદી કેંદ્રવાદના આધારે એક જ સમવાયી સંઘમાં એકીકૃત થયેલી છે અને તેનું પ્રતિનિધિત્વ રશિયન સોવિયેત પ્રજાસત્તાકની સોવિયેત રાજ્ય સત્તા કરે છે;

સોવિયેતો વિધાનાત્મક સત્તા તેમ જ કાનૂનોના અમલની દેખરેખ ઉપરાંત, સમગ્ર મહેનતકશ વસતિ વિધાનાત્મક કામગીરીઓ કરે તથા રાજ્યનો કારોબાર ચલાવે એવી સ્થિતિમાં ધીરે ધીરે સંક્રમણ સાધી લેવાના આશયે, સોવિયેતોના સઘળા સભ્યો મારફત કાનૂનોના સીધા અમલને પણ પોતાના હાથમાં કેંદ્રિત રાખે છે.

વળી લક્ષમાં રાખવામાં આવે છે કે

કોઈ પણ કારખાના કે કોઈ પણ વ્યવસાયના કામદારોની તેમના ખાસ ઉત્પાદન ઉપર માલિકીના અધિકારોને, અથવા રાજ્યના સત્તાધારીના હુકમોને નબળા પાડી નાખવા કે અવરોધવાના તેમના અધિકારને, સીધી કે આડકતરી રીતે કાયદેસર બનાવવાનું કોઈ પણ કૃત્ય સોવિયેત સત્તાના મૂળભૂત સિદ્ધાંતોની ઉઘાડી વિકૃતિ અને સમાજવાદનો તદ્દન પરિત્યાગ અંકિત કરે છે...*

૧૯૧૮ના પૂર્વાર્ધમાં લિખિત

પહેલી વાર ૧૯૫૭ના એપ્રિલની
૨૨મી તારીખે ‘પ્રાવદા’ના ૧૧૨મા
અંકમાં પ્રકાશિત

---

*હસ્તપ્રત અહીંયાં અટકી જાય છે.—સં.

# કામદારો, કિસાનો, સિપાહીઓ, અને લાલ સેનાના પ્રતિનિધિઓની સોવિયેતોની પાંચમી અખિલ રૂસી કોંગ્રેસ[69]

## ૪-૧૦ જુલાઈ, ૧૯૧૮

### ચર્ચાના જવાબમાંથી
### ૫ જુલાઈ

અહીંયાં જ્યારે કહેવામાં આવ્યું કે બોલ્શેવિકો નમતું જોખી રહ્યા છે, તેમના રિપોર્ટોમાં અમલી મૂલ્ય ધરાવતું કશું જ સામેલ નથી, ત્યારે એક સમાજવાદી-ક્રાંતિકારીએ—ધારું છું કે અધિકતમવાદી હતો—અહીંયાં ઉચ્ચારેલા એવા મતલબના શબ્દો મને યાદ આવે છે કે સર્વોચ્ચ આર્થિક પરિષદ ઉત્પાદનના નિયંત્રણની કક્ષામાંથી તેના વહીવટની કક્ષામાં જઈ રહી છે. એ નિવેદન શું અમલી મૂલ્ય નથી ધરાવતું? તો પછી ઉપરી સાહેબો પાસેથી ઉદ્યોગધંધાઓના વહીવટનું કામ ખુદ પોતે જહેમતો કરીને, પોતાનાં ટ્રેડ યુનિયનો મારફત, શીખવા લાગેલા કામદારો શું કરી રહ્યા છે? તમે કહો છો કે વહીવટ કરતાં શીખી લેવાનું સહેલું છે, પરંતુ અમારે સર્વોચ્ચ આર્થિક પરિષદમાં દરરોજ પતાવવા પડતા હજારો ઝઘડા તથા કિસ્સાઓ બતાવે છે કે કામદારે ઘણું ઘણું શીખી લીધું છે, અને અમારે તારવણી કરવી જ જોઈએ કે કામદારો શીખવા લાગ્યા છે—બેશક ધીરે ધીરે, અને ભૂલો કરતાં કરતાં; પરંતુ મઝાનાં સૂત્રો ઉચ્ચારવાં તે એક વાત છે, જ્યારે એથી સાવ નિરાળી વાત નજરે નીરખવાની છે કે દરેક વીતી રહેલા મહિને કામદાર કેવી રીતે પોતાના પગ ટેકવી રહ્યો છે, પોતાના સંકોચને ખંખેરી નાખવા તથા પોતે શાસક હોવાની લાગણી અનુભવવા લાગ્યો છે. ખેતીવાડીના કોમ્યુનમાં કિસાન જેવું વર્તન કરતો હોય છે એવું જ વર્તન કામદાર ખરી કે ખોટી રીતે કરવા લાગ્યો છે. સમયના વહેણે બતાવી આપ્યું છે કે કામદારે ઉદ્યોગનો વહીવટ ચલાવતાં શીખી લેવું જ પડે એમ હતું, અને બાકીનું બધું એક કોડીનીયે કિંમત વગરનો નર્યો ઠાલો લવારો જ છે. સોવિયેત શાસનના છ મહિના પછી હવે જો આપણે એટલું સમજવા લાગ્યા હોઈએ કે નિયંત્રણ તો અતીતમાં સમાઈ ગયેલી જરીપુરાણી બાબત છે, તો તેમાં મોટું આગેકદમ અંકિત થાય છે.

અહીંયાં દેકારા કરવામાં આવ્યા છે કે અમે વખત નકામો જવા દઈ રહ્યા છીએ અથવા પીછેહઠ પણ કરી રહ્યા છીએ. એવી વાતમાં કંઈ માલ નથી. તમે કોઈ કુલકના મનમાં એમ ઠસાવી શકો, સાધારણ કામદારના મનમાં નહિ; તેને અમારા એવા શબ્દોના અર્થની ખબર છે કે તમે મોકલેલા તેનાથી બહેતર માણસો અમને મોકલો, તમે શીખો છો તેનાથી બહેતર તેઓ શીખી લે એમ કરો. એટલે, અહીંયાં જ્યારે છૂટછાટો અંગે દેકારા કરવામાં આવે છે ત્યારે આપણે કોઈ કામદાર અથવા કિસાનને પૂછીએ કે તેની પસંદગી શી છે: જર્મનોએ આપણી ઉપર લાદેલાં કરજ છૂટછાટોના રૂપમાં ચૂકવી દેવાં કે લડાઈ લડવી? અમે બ્રેસ્તની સુલેહ સંધિ પર સહીઓ કરી[70] ત્યારે સામ્રાજ્યવાદીઓ વિશે કહેલું કે આંતરરાષ્ટ્રીય સમાજવાદી ક્રાંતિ તેમને પરાજિત નહિ કરી દે ત્યાં સુધી આપણે આપણો બચાવ પીછેહઠ સિવાય બીજી કોઈ રીતે નહિ કરી શકીએ. વાત અણગમતી જરૂર છે, પરંતુ આપણે સેનાનું ઘડતર ન કરી લઈએ ત્યાં સુધી તે હકીકત રહેવાની છે—અને જનતાને એમ જણાવી દેવાનું જ બહેતર છે. અને સેનાનું ઘડતર કરવામાં આપણને દાયકાઓ નહિ પરંતુ થોડાંક વરસો જ લાગશે—શરત એટલી કે આપણે રોટીની વહેંચણીની સમુચિત પદ્ધતિ દાખલ કરી દઈએ જેથી સેના માટે એકઠા કરેલા અને ગોદામોમાં સંઘરેલા અનાજના જથ્થા આપણા હાથમાં હોય. ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓએ એવી કામગીરી કયા ઉયેઝ્દમાં કે કયા ગુબેર્નિયામાં કરી છે? તેમણે એવી કશી કામગીરી કરી જ નથી! અને અમે છડેચોક જણાવીએ છીએ કે એવી કામગીરી નહિ કરી લેવામાં આવે ત્યાં સુધી તમારા બધા દેકારા નર્યા ઠાલા લવારા જ છે; પરંતુ અમે જ્યારે કામદારોને હસ્તક વહીવટની દિશામાં એક ડગલું ભરીએ છીએ ત્યારે એક કદમ આગળ ધપીએ છીએ. અહીંયાં મારા શબ્દો ખોટી રીતે ટાંકવામાં આવ્યા છે. મેં તો એમ કહેલું કે જે પાર્ટીના નેકદિલ સભ્યોને આવી વાતોની હલકી કક્ષાએ ઊતરવું પડતું હોય એ પાર્ટી ખરાબ જ હોવી જોઈએ.

અમે અમારા ખોરાક ખાતાને એક અબજ રૂબલની ફાળવણી કરી છે—એ શું આગેકદમ નથી? હજી ઘણો બંદોબસ્ત કરવાનો બાકી છે, અને મનમાં મુરાદ હોય તો તે થઈ શકે એમ છે. પરંતુ મને ખબર નથી કે કોની મારફત. પુરાણા અમલદારો મારફત તો નહિ જ, ખરું ને? સોવિયેતોમાંના આપણા કામદારો અને કિસાનો એ કામ શીખી રહ્યા છે **(તાળીઓ)**, એટલે કાપડની ખરીદીઓની અને ફાળવણીઓની અસર પડવા લાગી છે. અમે લોક કમિસાર પરિષદમાં સેંકડો વાર ચર્ચાવિચારણા કરી છે કે કાપડની ખરીદી કોની મારફત

કરવી, નિયંત્રણ કેવી રીતે લાગુ કરવું, અને કાપડની વહેંચણી બને એટલી ઝડપથી કેવી રીતે કરવી. અને અઠવાડિયાં વીતતાં જાય છે તેમ તેમ નફાખોરીનો સામનો કરવાનાં તથા નફાખોરોને પકડી પાડવાનાં પગલાં ઘડી કાઢવામાં આવ્યાં છે, અને દરેક મહિને કામદારો આ કામમાં વધારે ને વધારે પાકી ઉસ્તાદી હાંસલ કરી રહ્યા છે—અને અમારી આ સફળતાને કોઈ ઇનકારી શકે એમ નથી. અમે આગળ ધપી રહ્યા છીએ, વખત નકામો જવા નથી દઈ રહ્યા. જૂનની ૨૮મી તારીખે અમે કદાચ કેટલાક સેંકડા મિલિયન રૂબલના પરિમાણનું રાષ્ટ્રીયકરણ[71] અમલમાં મૂક્યું હતું, તેમ છતાં તમે વાંધા ઉઠાવતા અને મૂડીવાદી બુદ્ધિજીવીઓની વાતો દોહરાવતા રહ્યા છો. સમાજવાદ કંઈ એવું કામ નથી કે તેને થોડાક મહિનાઓની અંદર પતાવી નાખી શકાય. અમે વખત નકામો નથી જવા દઈ રહ્યા પરંતુ સમાજવાદ તરફ સતત આગળ ધપી રહ્યા છીએ, અને બ્રેસ્ત સુલેહ પછી તેની વધારે નજીક પહોંચી ગયા છીએ.

અખબારી અહેવાલ ૧૯૧૮ના જુલાઈની
૭મી તારીખે 'ઇઝ્વેસ્તિયા'ના ૧૪૦મા
અંકમાં પ્રકાશિત

પૂરી વાચના ૧૯૧૮માં કેંદ્રીય કારોબારી
સમિતિ પ્રકાશકોની 'સોવિયેતોની પાંચમી
અખિલ રૂસી કૉંગ્રેસ. શબ્દશ: અહેવાલ'
નામે પુસ્તિકામાં પ્રકાશિત

## ગુબેર્નિયા સોવિયેતોના અધ્યક્ષોના સંમેલનમાં કરેલા પ્રવચનમાંથી
## ૩૦ જુલાઈ, ૧૯૧૮

### અખબારી અહેવાલ

સાથીઓ, તમારું કામ કારોબાર ચલાવવાનું છે, જે લોક કમિસાર પરિષદની કામગીરીમાં વર્ચસ્વી સ્થાન ધરાવે છે. એકદમ સ્વાભાવિક વાત છે કે તમારા માર્ગમાં અનેક મુશ્કેલીઓ ખડી છે. મોટા ભાગની ગુબેર્નિયા કાર્યવાહક સમિતિઓમાં સ્પષ્ટ દેખાઈ આવે છે કે કારોબારની કામગીરી આખરે લોકસમુદાયો પોતે જ કરવા લાગ્યા છે. મુશ્કેલીઓ તો બેશક રહેવાની જ. આપણી સૌથી મોટી ખામીઓમાંથી એક એવી રહી છે કે આપણા સ્ટાફમાં આપણે કામદારોને હજુ બહુ ઓછા સામેલ કરીએ છીએ. પરંતુ પુરાણા તંત્રને કારોબારની નવી પદ્ધતિ જોડે બંધબેસતું કરવાનો ઇરાદો આપણે કદી નહોતો રાખ્યો, અને આપણે એ વાતનો અફસોસ નથી કે પુરાણા તંત્રની નાબૂદીને કારણે બધું આટલી બધી મુશ્કેલીઓ વેઠીને નવેસરથી ઊભું કરવું પડે છે. કામદારો અને કિસાનો અપેક્ષાથી ઘણી વધારે રચનાત્મક શકિતઓ ધરાવે છે. ક્રાંતિ માટે ગૌરવની વાત છે કે તેણે પુરાણા કારોબારી તંત્રને સાફ કરી નાખ્યું. પરંતુ સાથે સાથે આપણે કબૂલ કરવું જ જોઈએ કે સાધારણ લોકોની બાબતમાં મુખ્ય કમી મામલાઓ પોતાને હસ્તક લઈ લેવામાં તેમના સંકોચ તથા ખચકાટની છે.

આપણી ગુબેર્નિયા સોવિયેતોમાંથી કેટલીક કાર્યદક્ષ નથી રહી, પરંતુ હવે કાર્યમાં એકધારી સુધારણા આવી રહી છે. દેશના ઘણા ભાગોમાંથી માહિતી આવી રહી છે કે કાર્ય કશી ગેરસમજણો અથવા અથડામણો વગર ચાલી રહ્યું છે. હજુ માત્ર આઠ જ મહિના વીત્યા હોવા છતાં રશિયન ક્રાંતિએ સાબિત કરી દીધું છે કે કારોબાર પોતાને હસ્તક લઈ લેનારો નવો વર્ગ કર્તવ્યને પહોંચી વળવા શકિતમાન છે. કારોબારી તંત્ર અપૂરતો સ્ટાફ ધરાવતું હોવા છતાં નિરંતર વધારે સરળતાથી ચાલી રહ્યું છે. આપણું તંત્ર હજુ એવી કક્ષાએ છે કે કશાં ચોક્કસ પરિણામો વરતાઈ આવતાં નથી, અને આપણા દુશ્મનો એ હકીકતનું જ સતત

રટણ કરતા રહે છે. તેમ છતાં, પુષ્કળ કામગીરી કરી લેવામાં આવી છે. જમીન તથા ઉદ્યોગ મહેનતકશ લોકોને સુપરત કરવાનું, માલના વિનિમયનું, અને ખોરાકના પુરવઠાની સંઘટનાનું કાર્ય કલ્પનાતીત મુશ્કેલીઓનો સામનો કરીને પાર પાડવામાં આવી રહ્યું છે. સમાજવાદી રાજ્યનું ઘડતર કરવામાં તથા તેનો કારોબાર ચલાવવામાં મહેનતકશ લોકોને સ્વતંત્ર કામગીરીઓ સોંપાવી જોઈએ. કેવળ અનુભવ જ તેમને શીખવશે કે પુરાણો શોષક વર્ગ ખતમ અને નાબૂદ થઈ ગયો છે.

આપણું મુખ્ય અને વધારેમાં વધારે તાકીદનું કર્તવ્ય કારોબાર, સંગઠન, તથા નિયંત્રણનું છે. એ કામમાં યશ નથી અને તે બહુ ધ્યાનમાં આવે એવું પણ નથી, પરંતુ એ કામ દરમિયાન જ કામદારો તથા કિસાનોની વહીવટી તથા કારોબારી પ્રતિભાઓ વધારે ને વધારે અસરકારક રીતે વિકાસ પામશે.

'ઇઝ્વેસ્તિયા', અંક ૧૬૧, ૩૧ જુલાઈ, ૧૯૧૮
'પ્રાવદા', અંક ૧૬૦, ૧ ઑગસ્ટ, ૧૯૧૮

## અમેરિકી કામદારોને પત્રમાંથી[72]

અમારી ક્રાંતિ તરફથી કરવામાં આવતી દરેક ભૂલ વિશે ભ્રષ્ટ મૂડીવાદી અખબારો ભલે આખી દુનિયામાં બરાડા પાડતા રહે. અમારી ભૂલોથી અમે નાહિંમત નથી બની જતા. ક્રાંતિ શરૂ થઈ છે એટલે લોકો કંઈ સાધુસંતો નથી બની ગયા. સદીઓથી પીડિત, કચડાયેલા, તેમ જ ગરીબી, પાશવતા, તથા અજ્ઞાનની પકડમાં બળજબરીથી જકડી રાખવામાં આવેલા મહેનતકશ સમુદાયો ક્રાંતિ કરતી વેળા ભૂલોથી બચી ન જ શકે. અને હું અગાઉ પણ એક વાર નિર્દેશ કરી ચૂક્યો છું કે મૂડીવાદી સમાજના શબને ખીલાઓ વડે કફનપેટીમાં જડી લઈને દફનાવી દેવાનું શક્ય નથી[73]. મૂડીવાદનું શબ આપણી વચ્ચે જ સડી તથા કોહી રહ્યું છે, હવાને બગાડી રહ્યું છે તથા આપણાં જીવનમાં ઝેર ફેલાવી રહ્યું છે; જે કંઈ નૂતન, તાજગીભર્યું, નવોદિત, તથા પ્રાણવાન છે તેને જે કંઈ પુરાતન, મરણોન્મુખ, તથા સડી રહેલું છે તેના હજારો તાણાવાણા તથા બંધનોમાં જકડી રહ્યું છે.

અમારા તરફથી કરવામાં આવતી અને મૂડીદારો તથા તેમના હજૂરિયાઓ (અમારા પોતાના મેન્શેવિકો તથા મવાળ સમાજવાદી-ક્રાંતિકારીઓ સમેત) તરફથી બરાડા પાડીને આખી દુનિયામાં જાહેર કરવામાં આવતી દર એકસો ભૂલોની સાથે સાથે ૧૦૦૦૦ મહાન તથા પરાક્રમી કાર્યો પાર પાડવામાં આવી રહ્યાં છે, અને એ કાર્યો વધારે મહાન તથા વધારે પરાક્રમી એ કારણે બની રહે છે કે તે સાદાં છે, તેમ જ પોતાની સફળતાઓ વિશે આખી દુનિયામાં ઢંઢેરા પીટવા ન ટેવાયેલા (અને એમ કરવાની શક્યતા ન ધરાવતા) લોકો તરફથી કારખાના વિસ્તાર કે અંતરિયાળ ગામની રોજિંદી જિંદગીમાં અજ્ઞાત રીતે પાર પાડી લેવામાં આવે છે.

પરંતુ હકીકત એથી ઊલટી હોત—જોકે હું જાણું છું કે એવી ધારણા

ખોટી છે — અમે દર એકસો ખરાં કાર્યોની સાથે ૧૦૦૦૦ ભૂલો કરતા હોત, પરિસ્થિતિ એવી હોત, તોપણ અમારી ક્રાંતિ મહાન તથા અજેય બની રહી હોત, **અને વિશ્વ ઈતિહાસની દૃષ્ટિમાં એવી જ બની રહેશે**, કારણ કે **પહેલી જ વાર** લઘુસંખ્યા નહિ, એકલા અમીરો જ નહિ, એકલા શિક્ષિતો જ નહિ, પરંતુ અસલ લોકો, વિશાળ બહુસંખ્યાના મહેનતકશ લોકો, **પોતે જ** નવા જીવનનું નિર્માણ કરી રહ્યા છે, સમાજવાદી સંઘટનાની અત્યંત મુશ્કેલ સમસ્યાઓને **ખુદ પોતાના અનુભવ મારફત** ઉકેલી રહ્યા છે.

એવા કાર્ય દરમિયાન, કરોડો સાદા કામદારો તથા કિસાનો તરફથી પોતાના સમગ્ર જીવનની પુનર્ઘટનાના એવા અત્યંત પ્રમાણિક તથા ખરા દિલના કાર્ય દરમિયાન, કરવામાં આવતી દરેક ભૂલ શોષક લઘુસંખ્યાની હજારો તથા લાખો "ખામીરહિત" સફળતાઓ — મહેનતકશ લોકોને છેતરવામાં તથા બેવકૂફ બનાવવામાં સાધેલી સફળતાઓ — કરતાં વધારે મૂલ્યવાન છે કારણ કે કામદારો તથા કિસાનો કેવળ એવી ભૂલો **મારફત જ** નવા જીવનનું નિર્માણ કરતાં **શીખશે**, મૂડીદારો **વગર** કામ ચલાવી લેતાં શીખશે; તેઓ પોતાને માટે વિજયી સમાજવાદનો માર્ગ કેવળ એવી રીતે જ — હજારો અવરોધોને પાર કરીને — ઘડી કાઢશે.

અમારા કિસાનો પોતાના ક્રાંતિકારી કાર્ય દરમિયાન ભૂલો જરૂર કરી રહ્યા છે — તેમણે જમીનની ખાનગી માલિકીને એક ઝટકે, એક જ રાતમાં, ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૫-૨૬ (પુરાણી પદ્ધતિ અનુસાર) તારીખે તદ્દન નાબૂદ કરી નાખી, અને હવે તેઓ આર્થિક જીવનના નવા સંજોગોની સંઘટના, કુલકો સામેની લડત, **મહેનતકશ લોકોને** (અમીરોને નહિ) જમીનની સોંપણી, તથા મોટા પાયાની **સામ્યવાદી** ખેતીવાડીમાં પરિવર્તનનાં અત્યંત મુશ્કેલ કર્તવ્યોને એક પછી એક મહિને, જબ્બર મુશ્કેલીઓને પહોંચી વળીને તથા પોતાની ભૂલો ખુદ સુધારી લઈને, વ્યવહારિક રીતે પાર પાડી રહ્યા છે.

અમારા કામદારો પોતાના ક્રાંતિકારી કાર્ય દરમિયાન ભૂલો જરૂર કરી રહ્યા છે — તેમણે થોડાક જ મહિનાઓમાં તમામ મોટાં કારખાનાં તથા પ્લાંટોનું રાષ્ટ્રીયકરણ સાધી લીધું છે, અને તેઓ ઉદ્યોગની આખેઆખી શાખાઓના વહીવટની નવી કામગીરી સખત રોજિંદી મહેનત મારફત શીખી રહ્યા છે, રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાઓને ચલાવી રહ્યા છે, શિથિલતા તથા નિમ્ન-મૂડીવાદી મનોવૃત્તિ તેમ જ સ્વાર્થપરાયણતાના જોરદાર પ્રતિકારનો ખાતમો કરી રહ્યા છે, અને **નવા** સામાજિક સંબંધોના, **નવી** શ્રમ શિસ્તના, કામદારોની ઉપર તેમનાં ટ્રેડ યુનિયનોના **નવા** પ્રભાવના, પાયા એક એક ઈંટ ગોઠવીને નાખી રહ્યા છે.

જનતાના પ્રચંડ જુવાળે છેક ૧૯૦૫માં સર્જેલી અમારી સોવિયેતો પોતાના ક્રાંતિકારી કાર્ય દરમિયાન ભૂલો જરૂર કરી રહી છે. કામદારો અને કિસાનોની સોવિયેતો નવા **પ્રકારનું** રાજ્ય, નવા તથા ઉચ્ચતર **પ્રકારની** લોકશાહી, સર્વહારા વર્ગીય સરમુખત્યારીનું રૂપ, અને મૂડીદાર વર્ગ **વગર** તેમ જ મૂડીદાર વર્ગની **વિરુદ્ધ** રાજ્યનો કારોબાર ચલાવવાનું સાધન અંકિત કરે છે. પહેલી જ વાર લોકશાહી અહીંયાં જનતાની, મહેનતકશ લોકોની, સેવા બજાવી રહી છે, અને તમામ મૂડીવાદી પ્રજાસત્તાકોમાં — વધારેમાં વધારે લોકશાહીવાદી હોય એવાં મૂડીવાદી પ્રજાસત્તાકોમાંયે — હજી જેવી છે એવી અમીરો માટેની લોકશાહી મટી ગઈ છે. પહેલી જ વાર લોકો સર્વહારા વર્ગની તથા અર્ધ-સર્વહારાઓની સરમુખત્યારી અમલમાં મૂકવાની સમસ્યાને — જે ઉકેલાઈ ન જાય તો સમાજવાદનો સવાલ જ **ન રહે** એવી સમસ્યાને — ઉકેલવાની કોશિશ દસ કરોડ જનસાધારણને આવરી લેતા પાયા પર કરી રહ્યા છે.

વેદિયાઓ, અથવા જેમનાં મનમાં મૂડીવાદી-લોકશાહીવાદી કે સંસદીય પૂર્વગ્રહો અસાધ્ય રીતે ઠસાઈ ગયેલા છે એવા માણસો, અમારી સોવિયેતો વિશે, દાખલા તરીકે સીધી ચૂંટણીઓની ગેરહાજરી વિશે, ગૂંચવાડામાં પડી જઈને ભલે માથાં ધુણાવતા રહે. એ લોકો કશું જ ભૂલ્યા નથી અને ૧૯૧૪-૧૮ની મહાન ઊથલપાથલોના ગાળા દરમિયાન કશું જ શીખ્યા નથી. મહેનતકશ લોકોની નવી લોકશાહીની સાથે સર્વહારા વર્ગીય સરમુખત્યારીનો સમન્વય — રાજકારણમાં જનતાની વધારેમાં વધારે વ્યાપક સામેલગીરીની સાથે આંતરવિગ્રહનો સમન્વય — એવો સમન્વય એક ઝટકે ન આણી શકાય, અને રાબેતા મુજબની સંસદીય લોકશાહીની ઘસાઈ ચવાઈ ગયેલી રીતોની સાથે તેનો મેળ પણ નથી બેસતો. નવી દુનિયાની, સમાજવાદની દુનિયાની, રેખાઓ આપણી સમક્ષ સોવિયેત પ્રજાસત્તાકના રૂપમાં ઉદય પામી રહી છે. એ દુનિયા તૈયારી હાલતમાં અસ્તિત્વમાં નથી આવી રહી, જૂપિટરના મસ્તકમાંથી ફૂટી નીકળતી મિનરવાની જેમ નથી ફૂટી નીકળતી, તેમાં આશ્ચર્ય જેવું કંઈ જ નથી.

પુરાણાં મૂડીવાદી-લોકશાહીવાદી બંધારણોમાં ઔપચારિક સમાનતાની અને સભાસંમેલનના અધિકારની છટાદાર ઘોષણાઓ હતી, પરંતુ અમારું સર્વહારા વર્ગીય તથા કિસાન સોવિયેત બંધારણ ઔપચારિક સમાનતાના દંભને દૂર ફગાવી દે છે. મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓએ રાજગાદીઓને ઉથલાવી પાડી ત્યારે રાજશાહીવાદીઓ તથા પ્રજાસત્તાકપંથીઓ વચ્ચેની ઔપચારિક સમાનતાની ફિકર નહોતી કરી. બાબત મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાની હોય ત્યારે માત્ર

દેશદ્રોહીઓ તથા ગધેડાઓ જ મૂડીદારો માટે અધિકારોની ઔપચારિક સમાનતાની માંગ ઉઠાવી શકે. સારામાં સારી ઈમારતો મૂડીદારોની માલિકીની હોય ત્યારે "સભાસંમેલનની સ્વતંત્રતા"ની કિંમત એક કોડી જેટલીયે નથી. અમારી સોવિયેતોએ શહેરોમાં તથા ગામોમાં અમીરો પાસેથી બધી સરસ ઈમારતો **જપ્ત કરી લીધી છે** અને કામદારો તથા કિસાનોને **તેમનાં** યુનિયનો તથા મિટિંગો માટે **સુપરત કરી દીધી છે. અમારી** સભાસંમેલનની સ્વતંત્રતા એવી છે—મહેનતકશ લોકો માટે! અમારા સોવિયેત, સમાજવાદી બંધારણનો અર્થ અને અંતસ્તત્ત્વ એવાં છે!

એટલે જ અમે સૌ આટલી દૃઢ પ્રતીતિ ધરાવીએ છીએ કે અમારા સોવિયેતોના પ્રજાસત્તાકને ભવિષ્યમાં ભલે ગમે એટલાં સંકટોનો સામનો કરવો પડે તોયે **તે અજેય છે.**

તે અજેય છે કારણ કે ઝનૂને ભરાયેલા સામ્રાજ્યવાદ તરફથી અમને લગાવવામાં આવતો દરેક ફટકો, આંતરરાષ્ટ્રીય મૂડીદાર વર્ગ તરફથી અમારી ઉપર લાદવામાં આવતો દરેક પરાજય, કામદારો તથા કિસાનોના વધારે ને વધારે વિભાગોને સંઘર્ષ લડવા જાગૃત કરે છે, તેમને આકરાં મૂલ્યે શીખવે છે, તેમને પોલાદી બનાવે છે, અને લોકવ્યાપી પાયા પર નવું પરાક્રમ પ્રેરે છે.

સાથી અમેરિકી કામદારો, અમે જાણીએ છીએ કે તમારા તરફની કુમક ઘણું કરીને જલદી નહિ પહોંચે કારણ કે ક્રાંતિ જુદા જુદા દેશોની અંદર જુદાં જુદાં રૂપોમાં તથા જુદા જુદા વેગે વિકસી રહી છે (અને એમ બન્યા વગર રહે જ નહિ). અમે જાણીએ છીએ કે તાજેતરના સમયમાં યુરોપમાં સર્વહારા વર્ગીય ક્રાંતિ બહુ ઝડપથી વિકસી રહી હોવા છતાં, તે આખર આગામી થોડાંક અઠવાડિયાંની અંદર તો કદાચ નહિ ફાટી નીકળે. અમે વિશ્વ ક્રાંતિની અનિવાર્યતા ઉપર મદાર રાખી રહ્યા છીએ, પરંતુ તેનો અર્થ એવો નથી કે અમે ક્રાંતિ **નિશ્ચિત** તથા નિકટવર્તી દિવસે અનિવાર્ય રીતે થવાની અપેક્ષા ઉપર મદાર રાખવા જેટલા બેવકૂફ હોઈએ. અમે અમારા દેશમાં બે ક્રાંતિઓ જોઈ છે, ૧૯૦૫ની અને ૧૯૧૭ની, અને અમે જાણીએ છીએ કે ક્રાંતિઓ વરધી મુજબ કે કરાર મારફત ન કરાવી શકાય. અમે જાણીએ છીએ કે સમાજવાદી સર્વહારા વર્ગની **અમારી** રશિયન ટુકડીને સંજોગોએ મોખરે આણી દીધી છે તેનું કારણ અમારી ખૂબીઓ નહિ પરંતુ રશિયાની અસાધારણ પછાત દશા છે, અને વિશ્વ ક્રાંતિ ફાટી નીકળે **તે પહેલાં** કદાચ કેટલીય અલગ અલગ ક્રાંતિઓ પરાજિત થશે.

તેમ છતાં અમને પાકી ખાતરી છે કે અમે અજેય છીએ કારણ કે સામ્રાજ્યવાદી ખૂનરેજી માનવજાતિના જોમને કચડી નહિ શકે. માનવજાતિ તેને હરાવી દેશે. અને સામ્રાજ્યવાદી યુદ્ધરૂપી કેદની બેડીઓને **તોડી નાખનારો** પહેલો દેશ **અમારો** દેશ હતો. એ બેડીઓને તોડી નાખવાના સંઘર્ષમાં અમે બહુ જબ્બર ખુવારીઓ વેઠી છે, પરંતુ અમે બેડીઓને **તોડી નાખી છે**. અમે સામ્રાજ્યવાદી વર્ચસ્વથી **મુક્ત** થઈ ગયા છીએ, અમે સામ્રાજ્યવાદને તદ્દન ઉથલાવી પાડવાના સંઘર્ષનો ઝંડો આખી દુનિયા જોઈ શકે એવી રીતે લહેરાવ્યો છે.

હવે અમે જાણે ઘેરાયેલા ગઢમાં બેઠા છીએ, વિશ્વ સમાજવાદી ક્રાંતિની ટુકડીઓ અમારી કુમકે આવે તેની વાટ જોઈ રહ્યા છીએ. એવી ટુકડીઓ **હયાત છે**, અમારી ટુકડીઓ કરતાં **સંખ્યામાં વધારે છે**, અને સામ્રાજ્યવાદની પાશવતાઓ જેટલા પ્રમાણમાં ચાલુ રહે છે એટલા પ્રમાણમાં વિકસી રહી છે, વૃદ્ધિ પામી રહી છે, વધારે તાકાત હાંસલ કરી રહી છે. કામદારો તેમના સામાજિક દ્રોહીઓથી — હોમપેર્સો, હેનડેર્સનો, રેનાઉદેલો, શાઇદેમાનો, તથા રેનરોથી — અળગા ખસી રહ્યા છે. કામદારો ધીરે ધીરે પરંતુ ચોક્કસ રીતે સામ્યવાદી, બોલ્શેવિક કાર્યનીતિ અપનાવી રહ્યા છે અને સર્વહારા વર્ગીય ક્રાંતિની દિશામાં આગેકૂચ કરી રહ્યા છે. નષ્ટ થઈ રહેલી સંસ્કૃતિને અને મૃત્યુની ખીણમાં ધકેલાઈ રહેલી માનવજાતિને એકમાત્ર સર્વહારા વર્ગીય ક્રાંતિ જ ઉગારી શકે એમ છે.

ટૂંકામાં, અમે અજેય છીએ કારણ કે વિશ્વ સર્વહારા વર્ગીય ક્રાંતિ અજેય છે.

**એન. લેનિન**

૨૦ ઑગસ્ટ, ૧૯૧૮

'પ્રાવદા', અંક ૧૭૮,
૨૨ ઑગસ્ટ, ૧૯૧૮

## કામદારોના, કિસાનોના, કઝ્ઝાકોના અને લાલ સેનાના પ્રતિનિધિઓની સોવિયેતોની છઠ્ઠી અખિલ રૂસી અસાધારણ કૉંગ્રેસ સમક્ષ ક્રાંતિની જયંતી પ્રસંગે અપેલા ભાષણમાંથી

### ૬ નવેંબર, ૧૯૧૮[74]

એટલે, સાથીઓ, આ વર્ષ દરમિયાન આપણે શું સિદ્ધ કર્યું છે એવો સવાલ આપણને પોતાને પૂછતાં આપણે નીચેની બાબતો તરફ નિર્દેશ કરી શકીએ: કામદારો દ્વારા નિયંત્રણ ઉપરથી — કામદાર વર્ગનું એ સૌથી પહેલું જ કદમ હતું — દેશનો બધો સાધનસરંજામ કબજે કરી લેવાના કાર્ય ઉપરથી આપણે કામદારો દ્વારા ઉદ્યોગના વહીવટની પ્રથાનું સર્જન કરવાના વ્યાવહારિક કાર્ય ઉપર આવ્યા છીએ; જમીન માટેના સામાન્ય કિસાન સંઘર્ષ ઉપરવી, કિસાનોના જમીનદારો વિરુદ્ધના સંઘર્ષ ઉપરથી — એ સંઘર્ષ રાષ્ટ્રીય મૂડીવાદી-લોકશાહીવાદી તાસીર ધરાવતો હતો — આપણે એ બિંદુએ પહોંચ્યા છીએ જ્યારે ગ્રામવિસ્તારોમાં સર્વહારા અને અર્ધ-સર્વહારા તત્ત્વોએ સ્પષ્ટ આકાર ગ્રહણ કર્યો છે, જ્યારે અધિકતમ કામ કરનારાઓ અને અધિકતમ શોષણનો ભોગ બનેલાઓ નવા જીવનનું ઘડતર કરવામાં ભાગ લેવા આગળ આવ્યા છે; ગ્રામવિસ્તારોમાં અધિકતમ જુલમનો શિકાર બનેલા લોકો કુલકો જેવા તેમના પોતાના મૂડીવાદીઓ સમેત સમગ્ર મૂડીવાદીઓ વિરુદ્ધના નિશ્ચયાત્મક સંઘર્ષમાં જોડાયા છે.

વધુમાં, સોવિયેત પ્રથાનું સંગઠન કરવાનાં પ્રથમ કદમો ઉપરથી આપણે એ કક્ષાએ પહોંચ્યા છીએ જ્યારે — કોમરેડ સ્વેર્દલોવે પોતાના ઉદ્‌ઘાટન ભાષણમાં યથાર્થ કહ્યું છે તેમ — રશિયામાં એક પણ એવો ખૂણોખાંચરો નથી કે જ્યાં સોવિયેત પ્રથાને મક્કમ ન બનાવવામાં આવી હોય અને બધા મહેનતકશો તથા જુલમનો ભોગ બનેલાઓના લાંબા સંઘર્ષના આધાર ઉપર ઘડવામાં આવેલા સોવિયેત બંધારણ અનુસાર જેને એકીકરણમાં સાંકળી ન લેવામાં આવ્યો હોય.

ચાર વર્ષના યુદ્ધે લોકસમુદાયોમાં જુલમનો ભોગ બનેલા સર્વને સામાન્ય એવી ધિક્કારની ભાવના જ ફક્ત નહોતી ઉપજાવી પરંતુ તેમને ઘૃણા, સખત થાક તથા સંતાપની ભાવનાથી પણ ભરી દઈને આપણી ક્રાંતિને એવા અત્યંત

## કામદારોના, કિસાનોના, કઝ્ઝાકોના અને લાલ સેનાના પ્રતિનિધિઓની સોવિયેતોની છઠ્ઠી અખિલ રૂસી અસાધારણ કોંગ્રેસ સમક્ષ ક્રાંતિની જયંતી પ્રસંગે આપેલા ભાષણમાંથી

## ૬ નવેંબર, ૧૯૧૮[74]

એટલે, સાથીઓ, આ વર્ષ દરમિયાન આપણે શું સિદ્ધ કર્યું છે એવો સવાલ આપણને પોતાને પૂછતાં આપણે નીચેની બાબતો તરફ નિર્દેશ કરી શકીએ: કામદારો દ્વારા નિયંત્રણ ઉપરથી—કામદાર વર્ગનું એ સૌથી પહેલું જ કદમ હતું—દેશનો બધો સાધનસરંજામ કબજે કરી લેવાના કાર્ય ઉપરથી આપણે કામદારો દ્વારા ઉદ્યોગના વહીવટની પ્રથાનું સર્જન કરવાના વ્યાવહારિક કાર્ય ઉપર આવ્યા છીએ; જમીન માટેના સામાન્ય કિસાન સંઘર્ષ ઉપરવી, કિસાનોના જમીનદારો વિરુદ્ધના સંઘર્ષ ઉપરથી—એ સંઘર્ષ રાષ્ટ્રીય મૂડીવાદી-લોકશાહીવાદી તાસીર ધરાવતો હતો—આપણે એ બિંદુએ પહોંચ્યા છીએ જ્યારે ગ્રામવિસ્તારોમાં સર્વહારા અને અર્ધ-સર્વહારા તત્ત્વોએ સ્પષ્ટ આકાર ગ્રહણ કર્યો છે, જ્યારે અધિકતમ કામ કરનારાઓ અને અધિકતમ શોષણનો ભોગ બનેલાઓ નવા જીવનનું ઘડતર કરવામાં ભાગ લેવા આગળ આવ્યા છે; ગ્રામવિસ્તારોમાં અધિકતમ જુલમનો શિકાર બનેલા લોકો કુલકો જેવા તેમના પોતાના મૂડીવાદીઓ સમેત સમગ્ર મૂડીવાદીઓ વિરુદ્ધના નિશ્ચયાત્મક સંઘર્ષમાં જોડાયા છે.

વધુમાં, સોવિયેત પ્રથાનું સંગઠન કરવાનાં પ્રથમ કદમો ઉપરથી આપણે એ કક્ષાએ પહોંચ્યા છીએ જ્યારે—કોમરેડ સ્વેર્દલોવે પોતાના ઉદ્‌ઘાટન ભાષણમાં યથાર્થ કહ્યું છે તેમ—રશિયામાં એક પણ એવો ખૂણોખાંચરો નથી કે જ્યાં સોવિયેત પ્રથાને મક્કમ ન બનાવવામાં આવી હોય અને બધા મહેનતકશો તથા જુલમનો ભોગ બનેલાઓના લાંબા સંઘર્ષના આધાર ઉપર ઘડવામાં આવેલા સોવિયેત બંધારણ અનુસાર જેને એકીકરણમાં સાંકળી ન લેવામાં આવ્યો હોય.

ચાર વર્ષના યુદ્ધે લોકસમુદાયોમાં જુલમનો ભોગ બનેલા સર્વને સામાન્ય એવી ધિક્કારની ભાવના જ ફક્ત નહોતી ઉપજાવી પરંતુ તેમને ઘૃણા, સખત થાક તથા સંતાપની ભાવનાથી પણ ભરી દઈને આપણી ક્રાંતિને એવા અત્યંત

મુશ્કેલ અને દુષ્કર સમયમાં ધકેલી દીધી હતી કે જેમાં આપણે જર્મન અને ઑસ્ટ્રિયન સામ્રાજ્યવાદના આક્રમક ધસારા સામે અરક્ષિત હતા. તદ્દન અરક્ષિતતાની એવી હાલતમાંથી આપણે આપણી સમર્થ લાલ સેનાનું ઘડતર કરી લેવા સુધી આગળ વધ્યા છીએ. છેલ્લે — અને આ સૌથી અધિક મહત્ત્વનું છે — ઑક્ટોબરની અને આ વર્ષના આરંભના ભાગની આંતરરાષ્ટ્રીય એકાકિતામાંથી આપણે એવી પરિસ્થિતિમાં પહોંચી ગયા છીએ કે જ્યારે આપણા એકમાત્ર પરંતુ વિશ્વાસપાત્ર સંગાથીઓ, બધા દેશોના કામદારો અને પીડિતો, આખરે ઊઠીને ઊભા થયા છે; જ્યારે પશ્ચિમ યુરોપના સર્વહારા વર્ગના નેતાઓ લીબ્કનેખ્ત અને એડલર જેવા ઈન્સાનો, આખરે મુક્ત થયા છે. સામ્રાજ્યવાદી યુદ્ધનો વિરોધ કરવા માટે જનતાને જાગ્રત કરવાના તેમના હિંમત અને વીરતાભર્યા પ્રયાસોની કિંમત તેમણે લાંબા મહિનાઓના કારાવાસ વડે ચૂકવી છે. હવે તેઓ મુક્ત છે; તેમને મુક્ત કરાવ્યા છે વિયેના અને બર્લિનની કામદાર ક્રાંતિઓએ કે જે વીતતા જતા પ્રત્યેક દિવસે અને કલાકે વિકસતી જાય છે. આપણી એકાકી દશાનું સ્થાન એવી પરિસ્થિતિએ લઈ લીધું છે કે જેમાં આપણે આપણા આંતરરાષ્ટ્રીય સંગાથીઓ જોડે ખભેખભા મિલાવીને અને હાથમાં હાથ પકડીને આગેકૂચ કરી રહ્યા છીએ. ગત વર્ષ દરમિયાન આપણી સિદ્ધિઓની સૂચિ મુખ્ય રૂપે આવી છે. આપણે જે પંથ કાપ્યો છે અને જે પરિવર્તન આણ્યું છે તેને વિશે ટૂંકાણમાં ચર્ચા કરવાની હવે હું છૂટ લઈશ.

સાથીઓ, પહેલાં આપણું સૂત્ર હતું કામદારો દ્વારા નિયંત્રણનું. આપણે કહ્યું: કેરેન્સ્કી સરકારનાં બધાં વચનો છતાં મૂડીવાદીઓએ ઉત્પાદનને ખરાબે ચડાવવાનું અને તેની અંધાધૂંધીને તીવ્ર બનાવવાનું ચાલુ રાખ્યું છે. આપણે હવે જોઈ શકીએ છીએ કે છેવટનું પરિણામ સંપૂર્ણ વિઘટનમાં આવ્યું હોત. કોઈ પણ સમાજવાદી સરકારને, કામદાર સરકારને, લેવું જ પડે એવું પ્રથમ મૂળભૂત પગલું હતું કામદારોને હસ્તક નિયંત્રણને દાખલ કરવાનું. અમે ઉદ્યોગના આખા ક્ષેત્રમાં એકદમ સમાજવાદ લાગુ કરી દેવાનો આદેશ ન આપ્યો કેમ કે સમાજવાદ ત્યારે જ આકાર લઈ શકે અને તેનાં મૂળિયાં ત્યારે જ દૃઢ થાય કે જ્યારે કામદાર વર્ગે અર્થતંત્રનું સંચાલન કરવાનું શીખી લીધું હોય, જ્યારે લોકસમુદાયોનો અખત્યાર સહીસલામત રીતે સ્થાપિત થઈ ગયો હોય. એ સિવાય, સમાજવાદ દિવાસ્વપ્નથી અધિક કશું નથી. એટલે જ અમે કામદારોને હસ્તક નિયંત્રણ દાખલ કર્યું. અમને ખબર હતી કે એ વિરોધાભાસી અને અપૂર્ણ કદમ છે, પણ જરૂરી કદમ છે — વિશાળ દેશમાં શોષકો વગર અને શોષકોની વિરુદ્ધ

ઉદ્યોગરચનાનાં મહત્ત્વનાં કાર્યોને હાથમાં લેવામાં કામદારોને સહાય કરવા માટે જરૂરી કદમ છે. અને, સાથીઓ, સંગઠનની આ પ્રક્રિયામાં જેણે સીધો કે આડકતરો પણ ભાગ લીધો છે એવી પ્રત્યેક વ્યકિત, જૂની મૂડીવાદી પ્રથાના બધા જુલમ અને તેની બધી ક્રૂરતાઓ દરમિયાન જેણે જીવન વિતાવ્યું છે એવી પ્રત્યેક વ્યકિત, બહુ શીખી છે, ઘણુંબધું શીખી છે. અમે જાણીએ છીએ કે બહુ ઓછું સિદ્ધ થયું છે. અમે જાણીએ છીએ કે આ પછાત અને પાયમાલ દેશમાં કામદાર વર્ગને જે રુકાવટોનો અને અવરોધોનો સામનો કરવો પડે છે તેને ધ્યાનમાં લેતાં કામદાર વર્ગને ઉદ્યોગનું સંચાલન કરવાનું શીખવા માટે લાંબા સમયની જરૂર પડશે. પણ અમે એ બાબતને અત્યંત મહત્ત્વની અને મૂલ્યવાન ગણીએ છીએ કે કામદારોએ પોતે જ કામને હાથમાં લઈ લીધું છે, કામદારો દ્વારા નિયંત્રણ કે જે ઉદ્યોગોની મુખ્ય શાખાઓમાં ચોક્કસ અંધેરિયું, વિભકત, શિખાઉ અને અપૂર્ણ રહેવાનું જ હતું તેના ઉપરથી આપણે રાષ્ટ્રવ્યાપી પાયા પર કામદારો દ્વારા ઉદ્યોગના વહીવટ સુધી પહોંચી ગયા છીએ.

કામદાર મંડળોની સ્થિતિમાં પરિવર્તન આવ્યું છે. હવે તેમનું મુખ્ય કાર્ય છે પોતાના પ્રતિનિધિઓને આપણા ઉદ્યોગોની બધી કેંદ્રીય સંસ્થાઓમાં મોકલવાનું, બધાં એવાં નવાં સંગઠનોમાં મોકલવાનું કે જે મૂડીવાદ પાસેથી પાયમાલ તથા સહેતુક ધ્વંસનો ભોગ બનેલા ઉદ્યોગને પોતાના હાથમાં લઈને તેનું સંચાલન એવાં બુદ્ધિજીવી બળોની સહાય વગર કરવા આગળ આવ્યાં કે જેનું લક્ષ્ય, શરૂઆતથી જ, પોતાના જ્ઞાન તથા ઉચ્ચતર શિક્ષણનો—માનવજાતિના સંચિત વૈજ્ઞાનિક જ્ઞાનનો—ઉપયોગ, શોષકો વગરના સાર્વજનિક માલિકીના રાષ્ટ્રીય અર્થતંત્રની રચનામાં લોકસમુદાયોની મદદ કરવાનું નહોતું, પરંતુ સમાજવાદના ધ્યેયમાં ભંગાણ પાડવાની કોશિશ કરવાનું હતું. એ માણસોનો ઈરાદો વિજ્ઞાનનો ઉપયોગ આપણા રાહમાં, જેને માટે કામદારો સૌથી ઓછા તૈયાર હતા એવું ઉદ્યોગના સંચાલનનું કામ સંભાળતા કામદારોના રાહમાં, રુકાવટો ઊભી કરવા માટે કરવાનો હતો. પણ આપણે કહી શકીએ કે મુખ્ય અડચણ હઠાવી દેવામાં આવી છે. એ કામ અત્યંત મુશ્કેલ હતું પણ મૂડીવાદીઓ તરફ ઢળતાં બધાં તત્ત્વો દ્વારા થતી ધ્વંસની પ્રવૃત્તિને તોડી પાડવામાં આવી છે. પ્રચંડ અવરોધો છતાં સમાજવાદનો પાયો નાખનારું એ બુનિયાદી કદમ ઉઠાવવામાં કામદારો સફળ થયા છે. અમે અતિશયોકિત નથી કરતા અને સત્ય કહેતાં અમને બીક નથી લાગતી. હા, આપણા અંતિમ ધ્યેયની દૃષ્ટિએ બહુ ઓછું સિદ્ધ થયું છે, પણ પાયાઓને મક્કમ બનાવવાની દૃષ્ટિએ આપણે ઘણું, ખરેખર ઘણુંબધું,

સિદ્ધ કરી લીધું છે. સમાજવાદની વાત કરતા હોઈએ ત્યારે તેના પાયાઓના સભાન નિર્માણનો અર્થ આપણે એવો ન જ તારવવો જોઈએ કે કામદારોએ પુસ્તકો અને પુસ્તિકાઓ વાંચવાનું શરૂ કરી દીધું છે. અહીં સભાનતાનો એવો સૂચિતાર્થ છે કે તેમણે પોતાના હાથ વડે જ, પોતાના પ્રયાસો વડે જ, એ વિરાટ કાર્યને સંભાળી લઈને પાર પાડયું છે; તેમણે હજારો ભૂલો કરી છે અને એવી પ્રત્યેક ભૂલને કારણે તેમણે પોતે જ સહન કર્યું છે. પણ દરેક ભૂલ તેમને તાલીમ આપવામાં તથા તેમનું પોલાદી ઘડતર કરવામાં ઉપયોગી થઈ છે, અને દરેક ભૂલે તેમને ઔદ્યોગિક વ્યવસ્થાનું એવું તંત્ર ઘડવામાં સહાય કરી છે કે જે હવે સરજાઈ ગયું છે અને પાકા પાયા ઉપર સ્થપાઈ ગયું છે. તેમણે પોતાનું કાર્ય પૂર્ણતા સુધી પહોંચાડી દીધું છે. હવેથી એ કાર્યને જુદી રીતે આગળ ચલાવવામાં આવશે કેમ કે હવે તો કામદારોનો સમગ્ર સમૂહ—ફક્ત નેતાઓ અને મોખરાની હરોળવાળા જ નહિ પણ કામદારોના બહોળામાં બહોળા વિભાગો—જાણે છે કે તેઓ પોતે તેમના પોતાના જ પ્રયાસો વડે સમાજવાદની રચના કરી રહ્યા છે અને તેના પાયા તેમણે ક્યારના નાખી દીધા છે. તેમને ખબર છે કે એ કાર્યને પૂર્ણ કરતાં તેમને અટકાવી શકે એવી કોઈ તાકાત દેશમાં હયાત નથી.

ઉદ્યોગોના ક્ષેત્રમાં આપણે આવી મોટી મુશ્કેલીઓનો સામનો કરવો પડયો, કામદારો દ્વારા નિયંત્રણથી કામદારો દ્વારા વહીવટ સુધીનો એવો પંથ આપણે કાપવો પડયો કે જેને ઘણાએ લાંબો પંથ ગણેલો પણ વાસ્તવમાં એ ટૂંકો પંથ હતો. અને દેશના સૌથી વધારે પછાત વિભાગ જેવા ગ્રામવિસ્તારોમાં આપણે કરવું પડેલું તૈયારીકાર્ય ઘણું વધારે મુશ્કેલ હતું. ગ્રામજીવનનું નિરીક્ષણ કરનાર અને કિસાનસમુદાયોના સંપર્કમાં આવનાર કોઈ પણ માણસ એમ જ કહેશે કે શહેરોની ઑક્ટોબર ક્રાંતિ ગામડાં માટેની સાચી ઑક્ટોબર ક્રાંતિ તો ૧૯૧૮ની ગ્રીષ્મ અને શરદ ઋતુઓમાં જ બની. પેત્રોગ્રાદના સર્વહારા વર્ગે અને પેત્રોગ્રાદ ગૅરિસનના સૈનિકોએ સત્તા હાથમાં લીધી ત્યારે તેઓ પૂરા સભાન હતા કે ગ્રામવિસ્તારોમાં મોટી મુશ્કેલીઓ ઊભી થશે, ત્યાં આપણી પ્રગતિ પ્રમાણમાં વધારે ધીરી ગતિએ થશે, અને ફરમાન છોડીને ખેતીવાડીમાં સમાજીકરણ દાખલ કરવાની કોશિશ ભારેમાં ભારે બેવકૂફી ગણાશે. કિસાનોની વિશાળ બહુમતી એ લક્ષ્ય જોડે સહમત નહોતી અને આપણને ફક્ત નહિવત્ સભાન તત્ત્વનો જ ટેકો મળ્યો હોત. એટલે જ અમે ક્રાંતિના હિતમાં જે તદ્દન આવશ્યક હતું તેટલી મર્યાદામાં રહ્યા: લોકસમુદાયોના વિકાસથી આગળ દોડી જવાની કોશિશ

આપણે કોઈ પણ પરિસ્થિતિમાં ન જ કરવી જોઈએ પણ તેમનો પોતાનો અનુભવ, તેમનો પોતાનો સંઘર્ષ, આગળ વધવાની ક્રિયા ઉત્પન્ન કરે ત્યાં સુધી રાહ જોવી જ જોઈએ.

અખબારી અહેવાલો
૧૯૧૮ના નવેંબરની નવમી
તારીખે 'પ્રાવદા'ના અંક
૨૪૨માં અને 'ઇઝ્વેસ્તિયા'ના
અંક ૨૪૪માં પ્રકાશિત

પૂરી વાચના ૧૯૧૯માં
'સોવિયેતોની છઠ્ઠી, અસાધારણ,
અખિલ રૂસી કૉંગ્રેસ. શબ્દશ: અહેવાલ'
નામક પુસ્તકમાં પ્રકાશિત

## મોસ્કો કેંદ્રીય કામદાર સહકારીના પ્રતિનિધિઓની મિટિંગમાં કરેલા પ્રવચનમાંથી[75]
## ૨૬ નવેંબર, ૧૯૧૮

અમારે નિખાલસતાથી જણાવી દેવું જોઈએ કે કામદારો અને ગરીબ કિસાનો સમાજવાદના આદર્શોને ખરેખર આગળ ધપાવવા માટે પોતાનાથી બનતું બધું જ કરશે, અને એ આદર્શોથી વેગળા રહેનારા લોકો હશે તો અમે એકલા જ આગળ ધપીશું. પરંતુ આ અત્યંત મુશ્કેલ સંઘર્ષમાં અમને ખરેખર મદદ કરી શકે એવા દરેક માણસનો ઉપયોગ અમે ચોક્કસ કરીશું જ.

ગત એપ્રિલમાં આ સવાલોની ચર્ચાવિચારણા કરતી વેળા લોક કમિસાર પરિષદે સહકાર કાર્યકરોની જોડે સમજણ કરી લીધી[76]. એ એક જ મિટિંગ એવી હતી કે જેમાં બિનસરકારી સહકારી આંદોલનના સભ્યોએ તેમ જ સામ્યવાદી લોક કમિસારોએ ભાગ લીધો હતો.

અમે તેમની જોડે સમજણ કરી લીધી. એ એક જ મિટિંગ એવી હતી કે જેમાં સામ્યવાદી બહુમતી તરફથી નહિ પરંતુ લઘુમતી તરફથી, સહકાર કાર્યકરો તરફથી, નિર્ણય અપનાવવામાં આવ્યો હતો.

લોક કમિસાર પરિષદે એવું પગલું લીધું કારણ કે તેણે સહકાર કાર્યકરો તથા તેમના તંત્રના અનુભવ તથા જાણકારીનો ઉપયોગ કરવાનું આવશ્યક ગણ્યું.

તમે એ પણ જાણો છો કે પુરવઠાની સંઘટના સંબંધી ડિક્રી થોડાક દિવસો પહેલાં અપનાવવામાં આવી હતી[77], રવિવારના 'ઇઝ્‌વેસ્તિયા'માં પ્રગટ થઈ હતી, અને તેમાં સહકારી સંસ્થાઓને તેમ જ સહકારી આંદોલનને સારી એવી ભૂમિકા ફાળવવામાં આવી છે. તેનું કારણ એ છે કે સમાજવાદી આર્થિક સંઘટના સહકારી સંસ્થાઓના તંત્ર વગર અશક્ય છે, અને એ ક્ષેત્રમાં અત્યાર સુધી પુષ્કળ ભૂલો કરવામાં આવી છે. સોવિયેતો વહેંચણીના તેમ જ સોવિયેત દુકાનોની સંઘટનાના કામને ન પહોંચી વળી શકતી હોવા છતાં કેટલીક સહકારી સંસ્થાઓને બંધ કરી દેવામાં આવી છે અથવા તેમનું રાષ્ટ્રીયકરણ કરી નાખવામાં આવ્યું છે.

એ ડિક્રીમાં જોગવાઈ કરવામાં આવી છે કે સહકારી સંસ્થાઓ પાસેથી જે કંઈ છીનવી લેવામાં આવ્યું હોય તે બધું તેમને પરત કરવામાં આવે.

સહકારી સંસ્થાઓનું રાષ્ટ્રીયકરણ રદ કરી નાખવાનું છે અને તેમને ફરી સ્થાપવાની છે.

એ વાત ખરી છે કે જે સહકારી સંસ્થાઓમાં પ્રતિક્રાંતિકારીઓ ઘૂસી ગયા હતા તેમના સંબંધમાં ડિક્રી સાવચેત છે. અમે સ્પષ્ટ જણાવ્યું છે કે એ સંબંધમાં સહકારી સંસ્થાઓના કાર્ય ઉપર નિયંત્રણ રાખવું જોઈએ, પરંતુ તેમનો પૂરો ઉપયોગ કરવો જોઈએ.

તમે બધા બરાબર સમજો છો કે સર્વહારા વર્ગનાં મુખ્ય કર્તવ્યોમાંનું એક પુરવઠાની તથા ખોરાકની વહેંચણીની તાત્કાલિક તથા રીતસરની સંઘટના કરવાનું છે.

જરૂરી અનુભવ ધરાવતું, અને અત્યંત મહત્ત્વની વાત કે પ્રજાકીય પહેલકદમી ઉપર આધારિત, તંત્ર આપણે ત્યાં મોજૂદ છે એટલે આપણે તેને એ કર્તવ્યો પૂરાં કરવામાં લગાવી દેવું જ જોઈએ. એ સંસ્થાઓનું સર્જન કરનારા લોકોની પહેલકદમીનો ઉપયોગ કરવાની બાબત મહત્ત્વની છે. એ કાર્યમાં સાધારણ લોકોને ખેંચવા જોઈએ, અને આપણે સહકારી સંસ્થાઓ માટે, ખાસ કરીને કામદારોની સહકારી સંસ્થાઓ માટે, નિર્ધારિત કરવાનું મુખ્ય કર્તવ્ય એ જ છે.

ખોરાકના પુરવઠા અને વહેંચણીની વાત તો સૌ સમજે છે. પુસ્તકોનું જ્ઞાન જરાય ન ધરાવતો માણસ પણ એ વાત સમજે છે. અને રશિયામાં મોટા ભાગના લોકો હજી અણજાણ તથા નિરક્ષર છે કારણ કે મહેનતકશ તથા શોષિત લોકોને શિક્ષણ મેળવતા અટકાવવાની પૂરી કોશિશો કરવામાં આવી હતી.

તેમ છતાં જનતાની અંદર ઘણીબધી ચેતનમય પ્રતિભાઓ મોજૂદ છે જે ભારે શકિત, કલ્પના થઈ શકે તેનાથી ઘણી વધારે શકિત, દાખવી શકે એમ છે. એટલે કામદારોની સહકારી સંસ્થાઓની ફરજ છે કે તેઓ એવા માણસોનો ઉપયોગ કરે, તેમને ગોતી કાઢે અને ખોરાકના પુરવઠા તથા વહેંચણીના ક્ષેત્રમાં પ્રત્યક્ષ કામગીરીઓ સોંપે. સમાજવાદી સમાજ એક જ આખી સહકારી સંસ્થા અંકિત કરે છે.

મને જરાય શંકા નથી કે કામદારોની સહકારી સંસ્થાઓમાંની પ્રજાકીય પહેલકદમી કામદારોની સહકારી સંસ્થાઓને એક જ મોસ્કો નગર ઉપભોકતા કોમ્યુનમાં ખરેખર પલટાવી નાખશે.

૧૯૧૮ના ડિસેંબરમાં
પુસ્તિકાના રૂપમાં
તેમ જ સામયિક
'રાબોચી મીર'ના
૧૯મા અંકમાં પ્રકાશિત

## 'સર્વહારા ક્રાંતિ અને ભાગેડુ કાઉત્સ્કી' પુસ્તકમાંથી[78]

### "આર્થિક પૃથક્કરણ"ના પડદા હેઠળ મૂડીદાર વર્ગની ચાકરી

કાઉત્સ્કી ઉદ્યોગના "આર્થિક પૃથક્કરણ"નો આરંભ નીચેની તેજસ્વી દલીલથી કરે છે:

રશિયા મોટા પાયાનો મૂડીવાદી ઉદ્યોગ ધરાવે છે. ઉત્પાદનની સમાજવાદી પદ્ધતિનું નિર્માણ એ પાયા ઉપર ન કરી શકાય? "જો સમાજવાદનો અર્થ એમ થતો હોય કે જુદાં જુદાં કારખાનાં તથા ખાણોના કામદારો દરેક કારખાનામાં અલગ રીતે ઉત્પાદન ચાલુ રાખવા માટે એ કારખાનાં તથા ખાણોને પોતાની મિલકત બનાવી દે" (શાબ્દિક અર્થમાં પોતાના ફાયદા માટે પચાવી પાડે) "તો એવો ખ્યાલ બાંધી શકાય" (પૃષ્ઠ ૫૨)[79]. કાઉત્સ્કી ઉમેરે છે કે "ઑગસ્ટની બીજી તારીખે લેનિને કરેલા પ્રવચનનો મોસ્કોથી આવેલો અહેવાલ આજે જ, ઑગસ્ટની પાંચમી તારીખે, હું આ લીટીઓ લખી રહ્યો છું ત્યારે, પ્રગટ થયો છે. તેમાં તેમણે નીચે મુજબની જાહેરાત કરી હોવાનું જણાવવામાં આવ્યું છે: 'કામદારો કારખાનાંને દૃઢતાથી પોતાના હાથમાં રાખી રહ્યા છે, અને કિસાનો જમીન જમીનદારોને પાછી નહિ આપે.'[80] કારખાનાં કામદારોને અને જમીન કિસાનોને — આ સૂત્ર અત્યાર સુધી તો સામાજિક-લોકશાહીવાદી સૂત્ર નહિ પરંતુ અરાજકતાવાદી-સંઘવાદી સૂત્ર રહ્યું છે" (પૃષ્ઠ ૫૨-૫૩).

અમે આ ફકરો પૂરો એટલા માટે ટાંક્યો છે કે કાઉત્સ્કી પ્રત્યે અગાઉ સમુચિત રીતે જ આદર ધરાવનારા રશિયન કામદારોને મૂડીવાદી છાવણીમાં પહોંચી ગયેલા એ ભાગેડુની રીતો બરાબર જોવા મળે.

જરાક વિચાર કરો: ઑગસ્ટની પાંચમી તારીખે, રશિયામાં કારખાનાંના રાષ્ટ્રીયકરણ સંબંધી સંખ્યાબંધ ડિક્રીઓ જાહેર થઈ ચૂકી હતી ત્યારે — અને કામદારોએ એક પણ કારખાનું નહોતું "પચાવી પાડ્યું" પરંતુ **તમામ કારખાનાંને** પ્રજાસત્તાકની મિલકતમાં પલટાવી નાખવામાં આવ્યાં હતાં ત્યારે — ઑગસ્ટની

પાંચમી તારીખે, કાઉત્સ્કી મારા પ્રવચનમાંના એક વાક્યના સાફ સાફ અપ્રમાણિક અર્થઘટનના આધારે જર્મન વાચકોનાં મનમાં એવો ખ્યાલ ઠરાવવાની કોશિશ કરે છે કે રશિયામાં કારખાનાં કામદારોનાં અલગ અલગ જૂથોને હવાલે કરવામાં આવી રહ્યાં છે! અને પછી કાઉત્સ્કી કારખાનાં કામદારોનાં અલગ અલગ જૂથોને હવાલે કરી દેવાનું કદમ ગલત હોવાની વાત જ લગાતાર વાગોળતો રહે છે!

આ કંઈ ટીકા નથી, આ તો મૂડીદાર વર્ગના ખાંધિયાની, કામદારોની ક્રાંતિની નાલેશી કરવા માટે મૂડીદારોએ કામે રાખેલા ખાંધિયાની, ચાલાકી જ છે.

કાઉત્સ્કી ફરી ફરીને જણાવે છે કે કારખાનાં રાજ્યને, અથવા મ્યુનિસિપાલિટીઓને, અથવા ઉપભોક્તા સહકારી મંડળોને, હવાલે કરી દેવાં જોઈએ. તે અંતમાં ઉમેરે છે: "રશિયામાં હવે એમ કરવાની કોશિશ થઈ રહી છે..." હવે! એટલે શું? ઑગસ્ટમાં? અરે, કારખાનાં સંબંધી ડિક્રીઓમાંથી કંઈ નહિ તો એકનુંયે ભાષાંતર કાઉત્સ્કી પોતાના દોસ્તો શ્તેઇન કે અક્સેલરોદ પાસેથી અથવા રશિયન મૂડીદાર વર્ગના બીજા દોસ્તોમાંના કોઈ એક પાસેથી ન કરાવી શક્યો હોત?

> "...અમે જણાવી શકીએ એમ નથી કે એ દિશામાં તેઓ કેટલે સુધી પહોંચ્યા છે. ગમે તેમ પણ સોવિયેત પ્રજાસત્તાકની પ્રવૃત્તિના એ પાસા અંગે અમે ખૂબ ખૂબ ઉત્સુકતા ધરાવી છીએ, પરંતુ તે હજુ સુધી તો સાવ અંધકારમાં જ છે. ડિક્રીઓની કમી નથી..." (એટલે જ કાઉત્સ્કી તેમની **વિગતોને** અવગણે છે અથવા વાચકોથી છુપાવી રાખે છે!), "પરંતુ એ ડિક્રીઓની અસર અંગે કશી વિશ્વાસપાત્ર માહિતી મળતી નથી. સર્વાંગી, વિગતવાર, ભરોસેદાર, અને ઝડપથી માહિતી પૂરી પાડતા આંકડાઓ વગર સમાજવાદી ઉત્પાદન અશક્ય છે. સોવિયેત પ્રજાસત્તાક એવા આંકડાઓનો બંદોબસ્ત હજુ કરી શક્યું હોય એ સંભવિત નથી. તેની આર્થિક પ્રવૃત્તિઓ વિશે જે કંઈ અમને જાણવા મળ્યું છે તે ભારે પ્રમાણમાં પરસ્પર વિરોધી છે, અને અમે તેની ચકાસણી કોઈ રીતે કરી શકીએ એમ નથી. આ પણ સરમુખત્યારીનું તથા લોકશાહીને દબાવી દેવાનું જ પરિણામ છે. અખબારોનું કે વાણીનું સ્વાતંત્ર્ય છે જ નહિ" (પૃષ્ઠ ૫૩).

ઈતિહાસ આવી રીતે લખવામાં આવે છે! કામદારો કારખાનાં કબજે કરી લેતા હોવાની માહિતી કાઉત્સ્કીને મૂડીદારોનાં "મુક્ત" અખબારોમાંથી અને દૂતોવના આદમીઓ પાસેથી મળી હશે... વર્ગોથી નિર્લિપ્ત રહેનારો આ "ગંભીર મહાપંડિત" ખરેખર તેજસ્વી વ્યક્તિ છે! કારખાનાં **માત્ર** પ્રજાસત્તાકને

જ હવાલે થઈ રહ્યાં છે, તેમનો વહીવટ સોવિયેત સત્તાના એક ઘટક સર્વોચ્ચ આર્થિક પરિષદ તરફથી ચલાવવામાં આવે છે, સર્વોચ્ચ આર્થિક પરિષદ મુખ્યત્વે ટ્રેડ યુનિયનો તરફથી ચૂંટાયેલા કામદારોની બનેલી છે—આ બધું બતાવતી અસંખ્ય હકીકતો વિશે કાઉત્સ્કી એક શબ્દ પણ કહેવાનો ઇનકાર કરે છે. તે "ખોખામાં ભરાઈ રહેતો આદમી" જેવી હઠીલાઈથી એક જ વાત અણથંભ દોહરાવતો રહે છે: મને શાંતિમય લોકશાહી આપો, આંતરવિગ્રહ વગરની, સરમુખત્યારી વગરની, અને સરસ આંકડા પૂરા પાડતી હોય એવી (સોવિયેત સરકારે એવી આંકડા સામગ્રી સેવા સ્થાપી છે કે જેમાં રશિયાના ઉત્તમ આંકડા નિષ્ણાતો કામ કરે છે, પરંતુ આદર્શ આંકડાઓ એટલી બધી ઝડપથી હાંસલ કરવાનું બેશક શક્ય નથી જ). ટૂંકામાં, કાઉત્સ્કી માગે છે ક્રાંતિ વગરની ક્રાંતિ, ભીષણ સંઘર્ષ વગરની ક્રાંતિ, જોરજુલમ વગરની ક્રાંતિ. એ તો એવી હડતાલની માગણી છે કે જેમાં કામદારો અને માલિકો ઉત્તેજિત ન બની જાય. આવા પ્રકારના "સમાજવાદી" અને સામાન્ય ઉદારમતવાદી નોકરશાહ વચ્ચેનો તફાવત ખોળી કાઢવાની કોશિશ કરો!

લિખિત ૧૯૧૮ના ઑક્ટોબરમાં—
નવેંબરની ૧૦મી તારીખ પછી નહિ

૧૯૧૮માં મોસ્કોમાં
સામ્યવાદી પ્રકાશકો તરફથી
પુસ્તિકાના રૂપમાં પ્રકાશિત

## ઉત્તર વિસ્તારનાં કોમ્યુનોની સોવિયેતને તારસંદેશા

ઝિનોવિયેવ, સ્મોલ્ની, પેત્રોગ્રાદ ઉત્તર વિસ્તાર ખોરાક સમિતિ, આર્થિક પરિષદ, પેત્રોકોમ્પ્રોદ ગુબેર્નિયા ખોરાક સમિતિ, ઓપ્તોસાયૂઝ

નકલો ત્રુદોસાયૂઝ, ગુબેર્નિયા ખોરાક સમિતિઓ, ઓલોનેત્સ, ચેરેપોવેત્સ, નોવગોરોદ, પ્સ્કોવ આર્થિક પરિષદોને

મળેલી માહિતી મુજબ, નવેંબરની ૨૧મી તારીખની ડિક્રી છતાં, સ્થાનિક સહકારી મંડળોનું રાષ્ટ્રીયકરણ થઈ રહ્યું છે, તેમને બંધ કરવામાં આવી રહ્યાં છે, તેમનો માલ જપ્ત કરવામાં આવી રહ્યો છે, અને તેમની કાયદેસર પ્રવૃત્તિઓ ફરી ચાલુ કરવામાં કશી મદદ નથી આપવામાં આવતી.[81] એથી પુરવઠામાં ભંગાણ પાડે છે અને સોવિયેત પ્રજાસત્તાકના પાછળના ભાગમાં અવ્યવસ્થા પેદા થાય છે. આ સૂચના નવેંબરની ૨૧મી તારીખની ડિક્રીનો ભંગ તથા અવગણના કરવાના પ્રયાસોને તત્કાળ અટકાવી દેવાની, બંધ કરી દેવામાં આવેલાં તથા રાષ્ટ્રીયકરણમાં આવરી લેવામાં આવેલાં સહકારી મંડળોને ફરી ચાલુ કરવાની, તેમનો માલ પરત કરી દેવાની, અને સહકારી મંડળોને રાજ્યની દુકાનોની સમાન કક્ષાએ વહેંચણી પદ્ધતિમાં અચૂક સામેલ કરવાની છે. માલની ખરીદી તથા વહેંચણીના કારોબારમાં સહકારી તંત્રને દરેક શક્ય રીતે ઉપયોગમાં લેવું જોઈએ, અને સહકારી પ્રવૃત્તિઓના પ્રતિનિધિઓને ખોરાક પુરવઠા સંગઠનોનાં સહકારી પંચોમાં સામેલ કરવા જોઈએ. ડિક્રીના ભંગ તથા અવગણના બદલ સજા કરવામાં આવશે. આ તારસંદેશો માહિતી અને અમલ માટે ઉત્તર વિસ્તારની તમામ

કાર્યવાહક સમિતિઓને તેમ જ ખોરાક પુરવઠા સંગઠનોને મોકલવામાં આવે. તેને સ્થાનિક અખબારોમાં પ્રગટ કરવામાં આવે.

**ઉલ્યાનોવ** (લેનિન)
અધ્યક્ષ, સંરક્ષણ પરિષદ

૧૯૧૮ના ડિસેંબરની ૨૫મી
તારીખે લિખિત

૧૯૧૮ના ડિસેંબરની ૨૭મી
તારીખે 'પેત્રોગ્રાદ્સ્કાયા પ્રાવદા'ના
૨૮૫મા અંકમાં પ્રકાશિત

## રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)નાં કાર્યક્રમના ખરડામાંથી[82]

### કાર્યક્રમના આર્થિક વિભાગમાંના મુદ્દાઓ

રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી સોવિયેત સરકારનાં સામાન્ય કર્તવ્યોને વધારે વિગતો વિકસાવીને વર્તમાન સમયે નીચે મુજબ નિરૂપિત કરે છે:

### આર્થિક ક્ષેત્રમાં

સોવિયેત સત્તાનાં હાલનાં કર્તવ્યો છે:

૧) મૂડીદાર વર્ગના માલિકીહરણનું તેમ જ ઉત્પાદન તથા વહેંચણીનાં સાધનોને સોવિયેત પ્રજાસત્તાકની મિલકતમાં, એટલે કે તમામ મહેનતકશ લોકોની સહિયારી મિલકતમાં, પલટાવી નાખવાનું કામ એકધારું ચાલુ રાખવું તથા પૂરું કરી લેવું. આ કામ મુખ્યત્વે તો પૂરું થઈ ગયેલું છે.

૨) દરેક ક્ષેત્રમાં મહેનતકશ લોકોની અંદર સાથીભાવી શિસ્તને વિકસાવવાની તથા વધારે કડક બનાવવાની તેમ જ તેમની પહેલકદમીને તથા જવાબદારીની ભાવનાને પ્રવેગ આપવાની બાબત ઉપર ખૂબ ધ્યાન ખાસ રીતે આપવું. મૂડીવાદને તેમ જ ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીના શાસનથી બંધાયેલી ટેવોને ખતમ કરી નાખવાની ભલે એકમાત્ર નહિ તોયે અધિકતમ મહત્ત્વની રીત એ જ છે. આ લક્ષ્ય લોકસમુદાયોને નવેસરથી કેળવવાના ધીમા ખંતીલા કાર્ય મારફત જ સાધી શકાય. જમીનદાર, મૂડીદાર, તથા વેપારીની ખરેખરી હકાલપટ્ટી લોકસમુદાયો નજરે જોઈ ચૂક્યા છે એટલે એવી નવેસરની કેળવણી હવે શક્ય બની ગઈ છે એટલું જ નહિ પરંતુ કામદારો તથા કિસાનોના અમલી અનુભવ મારફત હજાર હજાર રીતોએ વાસ્તવમાં થઈ રહી છે. આ સંબંધમાં, મહેનતકશ લોકોને ટ્રેડ યુનિયનોમાં વધારે સંગઠિત કરવાની પ્રવૃત્તિ અત્યંત મહત્ત્વની છે. એ સંગઠન સોવિયેત સત્તા હેઠળ જેટલી ઝડપથી વિકાસ પામ્યું છે એટલી

ઝડપથી દુનિયામાં બીજે ક્યાંય નથી વિકસ્યું, અને શબ્દશ: તમામ મહેનતકશ લોકો સમુચિત રીતે સંઘટિત, કેંદ્રીકૃત, તથા શિસ્તબદ્ધ ટ્રેડ યુનિયનોમાં સંગઠિત થઈ જાય ત્યાં સુધી તેને વધારે વિકસાવતા રહેવું જ જોઈએ.

૮) ઉત્પાદક શકિતઓને વિકસાવવાનું એ જ કર્તવ્ય આવશ્યક બનાવે છે કે મૂડીવાદ તરફથી આપણને વારસા તરીકે મળેલા વિશેષજ્ઞો મૂડીવાદી વિશ્વ દૃષ્ટિકોણ તથા ટેવોથી રંગાયેલા હોવા છતાં, વિજ્ઞાન તથા ટેકનોલોજીમાં તેમનો તાત્કાલિક, વિસ્તૃત, તથા સર્વાંગી ઉપયોગ કરવામાં આવે. પાર્ટીએ ટ્રેડ યુનિયન સંગઠનોની જોડે ગાઢ એકસંપી સાધીને પોતાની અગાઉની નીતિ ચાલુ રાખવી જ જોઈએ— એક તરફ તો વસતિના એ મૂડીવાદી વિભાગને જરાક સરખીયે રાજકીય છૂટછાટ ન જ આપવી જોઈએ તથા તેમની તરફના કોઈ પણ જાતના પ્રતિક્રાંતિકારી પ્રયત્નોને નિષ્ઠુરતાથી દબાવી દેવા જોઈએ, અને બીજી તરફ એવા નકલી ક્રાંતિવાદી પરંતુ વાસ્તવમાં અજ્ઞાની તથા ઘમંડી અભિપ્રાયની સામે કટ્ટર સંઘર્ષ લડવો જોઈએ કે મહેનતકશ લોકો મૂડીવાદી વિશેષજ્ઞો પાસેથી શીખ્યા વગર જ, તેમનો ઉપયોગ કર્યા વગર તથા તેમની જોડાજોડ કામ કરીને લાંબા ગાળા સુધી તાલીમ લીધા વગર જ, મૂડીવાદને તથા મૂડીવાદી સામાજિક પદ્ધતિને ખતમ કરી શકે એમ છે.

સોવિયેત સરકારનું અંતિમ ધ્યેય સંપૂર્ણ સામ્યવાદની તથા દરેક જાતના કામના એકસરખા મહેનતાણાની પદ્ધતિની સ્થાપના કરવાનું છે ખરં, પરંતુ વર્તમાન સમયે જ્યારે મૂડીવાદમાંથી સામ્યવાદમાં સંક્રમણનાં પ્રથમ કદમો જ હજુ માંડવામાં આવી રહ્યાં છે ત્યારે તે એવી સમાનતા એકદમ દાખલ ન જ કરી શકે. એટલે અમુક સમય સુધી આપણે વિશેષજ્ઞોનું હાલનું ઊંચું મહેનતાણું ચાલુ રાખવું જોઈએ જેથી તેમને અગાઉ કરતાં બદતર નહિ બલકે બહેતર કામ કરવાનું ઉત્તેજન મળે, અને એ જ હેતુને લક્ષમાં રાખીને આપણે વધારેમાં વધારે સફળ કામગીરી બદલ, ખાસ કરીને સંગઠનાત્મક કામગીરી બદલ, બોનસ આપવાની પદ્ધતિને નકારવી ન જ જોઈએ.

એટલી જ જરૂરી બાબત એ છે કે રાજકીય દૃષ્ટિએ જાગૃત કોમ્યુનિસ્ટોની આગેવાની ધરાવતા સાધારણ કામદાર સમુદાયોની જોડાજોડ મૂડીવાદી વિશેષજ્ઞોની કામગીરીથી પેદા થતું સાથીભાવી વાતાવરણ, મૂડીવાદી વિશેષજ્ઞ ફરતે, સતત ચાલુ રાખવામાં આવે કારણ કે મૂડીવાદ શારીરિક અને બૌદ્ધિક કામદારોને એકબીજાથી અળગા રાખતો હતો તેને બદલે તેમની વચ્ચે પરસ્પર સમજણ તથા મિત્રતાને પ્રવેગ આપવાનું એથી શક્ય બનશે.

વસતિના તમામ સશકત માણસોને ચોક્કસ સાર્વજનિક કામગીરીઓમાં જોડી દેવાની જહેમતો સોવિયેત સરકારે, ટ્રેડ યુનિયનોની સામેલગીરીના આધારે, અગાઉ કરતાં વધારે વ્યાપક તથા પદ્ધતિસર રૂપમાં કરવી જોઈએ.

વહેંચણીના ક્ષેત્રમાં સોવિયેત સત્તાનું વર્તમાન કર્તવ્ય વ્યાપારની જગ્યાએ માલની આયોજિત, સંઘટિત, તથા રાષ્ટ્રવ્યાપી વહેંચણી દાખલ કરવાની મહેનત એકધારી ચાલુ રાખવાનું છે. લક્ષ્ય છે સમગ્ર વસતિને ઉપભોકતા કોમ્યુનોની એવી એક જ પદ્ધતિમાં સાંકળી લેવાનું કે જે વહેંચણીના આખા તંત્રનું કડક કેંદ્રીકરણ સાધીને તમામ આવશ્યક ચીજવસ્તુઓની વહેંચણી વધારેમાં વધારે ઝડપથી, રીતસર, કરકસરથી, અને શ્રમના ઓછામાં ઓછા વ્યયના આધારે કરી શકે.

વર્તમાન સમયે જ્યારે જુદા જુદા સિદ્ધાંતો પર આધારિત સંક્રમણાત્મક રૂપો અસ્તિત્વમાં છે ત્યારે આ ધ્યેયને સિદ્ધ કરવા માટે ખાસ મહત્ત્વની બાબત એ છે કે સોવિયેત ખોરાક પુરવઠા સંઘટનો સહકારી મંડળોનો, મૂડીવાદ પાસેથી વારસામાં મળેલા પદ્ધતિસર વહેંચણીના એકમાત્ર લોકવ્યાપી તંત્રનો, ઉપયોગ કરે.

રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી અભિપ્રાય ધરાવે છે કે સિદ્ધાંતની દૃષ્ટિએ એકમાત્ર ખરી નીતિ એ તંત્રને નકારી કાઢવાની નહિ પરંતુ તેનો અધિક સામ્યવાદી વિકાસ સાધવાની છે, એટલે તેણે એવી નીતિ અમલમાં મૂકવી જોઈએ કે તમામ પાર્ટી સભ્યો માટે સહકારી સંસ્થાઓમાં કાર્ય કરવાનું ફરજિયાત બનાવવામાં આવે, ટ્રેડ યુનિયનોની મદદ વડે સામ્યવાદી ભાવનાથી તેમનું સંચાલન કરવામાં આવે, તેમાં જોડાયેલા લોકોની પહેલકદમી તથા શિસ્તને વિકસાવવામાં આવે, સમગ્ર વસતિ તેમાં જોડાઈ જાય એવા પ્રયાસો કરવામાં આવે, અને ખુદ સહકારી સંસ્થાઓ સમગ્ર સોવિયેત પ્રજાસત્તાકને આવરી લેતી એક જ સહકારી સંઘટનામાં એકીકૃત થઈ જાય એવી જહેમતો કરવામાં આવે. છેલ્લી, અને સૌથી વધારે મહત્ત્વની, બાબત એ છે કે મહેનતકશ લોકોની ઉપર સર્વહારા વર્ગનો વર્ચસ્વી પ્રભાવ સતત જાળવી રાખવો જોઈએ, અને પુરાણા મૂડીવાદી પ્રકારની નિમ્ન-મૂડીવાદી સહકારી સંસ્થાઓમાંથી સર્વહારાઓ તથા અર્ધ-સર્વહારાઓની આગેવાની ધરાવતાં સહકારી કોમ્યુનોમાં સંક્રમણને સરળ બનાવવા તથા સિદ્ધ કરી લેવાના આશયે દરેક ઠેકાણે અત્યંત વિવિધ કદમો અજમાવવાં જોઈએ.

૬) મૂડીવાદમાંથી સામ્યવાદમાં સંક્રમણના પ્રથમ ગાળામાં નાણાને એક ઝટકે નાબૂદ કરી નાખવાનું અશક્ય છે. એટલે, વસતિનાં મૂડીવાદી તત્ત્વો

ખાનગી માલિકીની ચલણી નોટોનો — શોષકો જેના વડે સાર્વજનિક સંપત્તિ હડપ કરી જવાનો અધિકાર હાંસલ કરી લેતા હોય છે એવાં એ પ્રતીકોનો — ઉપયોગ સટ્ટાખોરી માટે, નફાખોરી માટે, તથા મહેનતકશ લોકોને લૂંટવા માટે ચાલુ રાખે છે. મૂડીવાદી લૂંટફાટના એ અવશેષને ખતમ કરી નાખવા માટે ખાલી બૅંકોનું રાષ્ટ્રીયકરણ અપૂરતું છે. રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી નાણાની નાબૂદીનો માર્ગ મોકળો કરવાનાં અત્યંત મૂળગામી કદમો ઉઠાવવાની, સૌપ્રથમ તો તેની જગ્યાએ બચત બૅંક પોથીઓ, ચેક, જાહેર દુકાનોમાંથી માલ મેળવવાનો અધિકાર આપતા ટૂંકા ગાળાના પરવાના, વગેરે દાખલ કરવાની, તેમ જ નાણાં ફરજિયાત બૅંકોમાં જમા કરાવી દેવાનો નિયમ ચાલુ કરવાની, વગેરે પ્રકારની બને એટલી ઝડપી જહેમતો કરશે. એ અને એવાં બીજાં કદમોનો માર્ગ મોકળો કરવાનો તથા તેમને અમલમાં મૂકવાનો વાસ્તવિક અનુભવ બતાવી આપશે કે તેમાંનાં કયાં કદમો સૌથી વધારે કારગત થાય છે.

૭) નાણાના ક્ષેત્રમાં રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી જ્યાં જ્યાં સાધ્ય હોય એવા તમામ દાખલાઓમાં સોપાન પદ્ધતિનો આવક તથા મિલકત વેરો દાખલ કરશે. પરંતુ એવા દાખલાઓની સંખ્યા બહુ મોટી ન જ હોઈ શકે કારણ કે જમીનની તેમ જ મોટા ભાગનાં કારખાનાં તથા ઉદ્યોગધંધાઓની ખાનગી માલિકી નાબૂદ કરી નાખવામાં આવી છે. સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવામાં આવી હોય તથા ઉત્પાદનનાં મુખ્ય સાધનો રાજ્યની માલિકીનાં હોય એવા યુગમાં રાજ્યનાં નાણાભંડોળો, જુદી જુદી રાજ્ય ઇજારદારીઓની આમદાનીમાંથી રાજ્યની જરૂરિયાતો માટે સીધી રીતે લઈ લેવામાં આવતા અમુક હિસ્સા ઉપર આધારિત હોવાં જોઈએ. પણ્યોના વિનિમયની સંઘટના સરખી રીતે સાધવામાં આવે તો જ આમદાની અને ખર્ચ વચ્ચે સમતુલા જાળવી શકાય, અને ઉપભોકતા કોમ્યુનોની રચના તથા વાહનવ્યવહાર પદ્ધતિના પુનરુત્થાનથી એ શક્ય બનશે. સોવિયેત સરકારનાં મુખ્ય તાત્કાલિક ધ્યેયોમાં આ બાબત સામેલ છે.

૧૯૧૯ના ફેબ્રુઆરીની
૨૭મી તારીખે
'પ્રાવદા'ના ૪૫મા
અંકમાં પ્રકાશિત

# રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની આઠમી કૉંગ્રેસ[83]
## ૧૮-૨૩ માર્ચ, ૧૯૧૯

### ૧
### કેંદ્રીય સમિતિના અહેવાલમાંથી
### ૧૮મી માર્ચ

આપણે એ સવાલને લઈએ કે જેની ઉપર આપણું ધ્યાન સૌથી વધારે પ્રમાણમાં લાગેલું હતું, અર્થાત્ ઉદ્યોગમાં કામદારોને હસ્તક નિયંત્રણમાંથી કામદારોને હસ્તક વહીવટની દિશામાં સંક્રમણ. લોક કમિસાર પરિષદ અને સ્થાનિક સોવિયેત શાસનોએ અપનાવેલી ડિક્રીઓ તથા નિર્ણયો પછી—એ બધી બાબતોએ આ ક્ષેત્રમાં આપણા રાજકીય અનુભવમાં ફાળો આપ્યો—કેંદ્રીય સમિતિ માટે વાસ્તવમાં તો માત્ર સાર તારવવાનું જ બાકી રહ્યું હતું. આવી બાબતમાં તે શબ્દના ખરા અર્થમાં માર્ગદર્શન ભાગ્યે જ આપી શકી. માત્ર એટલું જ યાદ કરીએ કે ઉદ્યોગની ઉપર કામદારોના નિયંત્રણ સંબંધી આપણી પ્રથમ ડિક્રીઓ તથા નિર્ણયો કેટલાં કઢંગાં, કાચાં, અને આકસ્મિક હતાં. આપણે માની લીધું કે કામ સહેલું છે, વાસ્તવિક અમલે બતાવ્યું કે ઘડતર જરૂરી છે, પરંતુ ઘડતર **કેવી રીતે** કરવું એ સવાલનો કશો જવાબ આપણે ન આપ્યો. દરેક રાષ્ટ્રીયકૃત કારખાનું, રાષ્ટ્રીયકૃત ઉદ્યોગની દરેક શાખા, વાહનવ્યવહાર, અને ખાસ કરીને રેલવે વાહનવ્યવહાર—મોટા પાયાની ઈજનેરીના આધારે બાંધવામાં આવેલા અને રાજ્ય માટે અત્યંત અગત્યના ખૂબ જ કેંદ્રીકૃત મૂડીવાદી તંત્રનો એ સચોટ નમૂનો—એ બધું મૂડીવાદના સંચિત અનુભવને મૂર્તિમંત કરતું હતું અને તેણે આપણે માટે જબ્બર મુશ્કેલીઓ ઊભી કરી.

આપણે એ મુશ્કેલીઓને હજુ પહોંચી વળ્યા નથી. આપણે શરૂઆતમાં તેમની તરફ તદ્દન અમૂર્ત વલણ અપનાવ્યું; કાર્ય કેવી રીતે શરૂ કરવું તેનો મુદ્દલ ખ્યાલ ન ધરાવનારા ક્રાંતિકારી ઉપદેશકો જેવું વલણ અપનાવ્યું. બેશક ઘણાબધા લોકોએ આપણી ઉપર એવો આક્ષેપ મૂક્યો—અને બધા સમાજવાદીઓ તથા સામાજિક-લોકશાહીવાદીઓ આજે મૂકી રહ્યા છે—કે આપણે આ કાર્યને પૂરું કેવી રીતે કરવું તેની જાણકારી વગર જ તેને હાથમાં લઈ લીધું. પરંતુ

એ આક્ષેપ હાસ્યાસ્પદ છે, જીવનની જ્યોતિ ન ધરાવનારા માણસો તરફથી મૂકવામાં આવી રહ્યો છે. જાણે કેમ કોઈનેય માટે મહાન ક્રાંતિ શરૂ કરવાનું અને ક્રાંતિની પરિસમાપ્તિ કેવી રીતે કરવી તે પહેલેથી જ જાણી લેવાનું શક્ય હોય! એવી જાણકારી પુસ્તકોમાંથી ન મેળવી શકાય, અને આપણા નિર્ણયનો ઉગમ લોકસમુદાયોના અનુભવમાંથી જ થવો જોઈએ. વળી હું તો કહીશ કે આપણે જે સમસ્યા વિશે માત્ર અરધી જ જાણકારી ધરાવતા હતા તેને ઉકેલવાનું માન્યામાં ન આવે એવી મુશ્કેલીઓમાં માથે લીધું, આપણે સર્વહારા સમુદાયોને તેમની પહેલકદમી દાખવવાની પ્રેરણા આપી, આપણે ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ અમલમાં મૂક્યું, વગેરે બદલ આપણે યશના અધિકારી છીએ. મને યાદ છે કે અમે સ્મોલ્નીમાં એક જ બેઠકમાં દસ કે બાર જેટલી ડિક્રીઓ અપનાવતા. એ હકીકત સર્વહારા સમુદાયોમાં પ્રયોગની ભાવના તથા પહેલકદમીને ઉત્તેજન આપવાના અમારા નિર્ધાર તથા તમન્નાને વ્યકત કરતી હતી. હવે આપણે અનુભવ ધરાવીએ છીએ. હવે આપણે ઉદ્યોગમાં કામદારોને હસ્તક નિયંત્રણમાંથી કામદારોને હસ્તક વહીવટની કક્ષામાં પહોંચી ગયા છીએ અથવા પહોંચવાની અણી પર છીએ. આપણે અગાઉ સાવ નિરુપાય હતા તેને બદલે હવે અનુભવનું સાધન ધરાવીએ છીએ, અને આપણે એ અનુભવની તારવણી જેટલી હદે શક્ય બને એટલી હદે આપણા કાર્યક્રમમાં કરી છે. આપણે જ્યારે સંગઠનના સવાલની ચર્ચાવિચારણા કરીએ ત્યારે આ બાબતની વિગતવાર ચર્ચા કરવાની રહેશે. આપણને ટ્રેડ યુનિયનના સાથીઓની મદદ અને સહયોગ ન મળ્યાં હોત તો આપણે આ કાર્ય પાર ન પાડી શક્યા હોત.

૧૯૧૯ના માર્ચની ૨૦ અને ૨૧મી
તારીખે 'પ્રાવદા'ના અંક ૬૦ અને
૬૧માં પ્રકાશિત

## ૨

## કાર્યક્રમના સામાન્ય રાજકીય વિભાગની ત્રીજી કલમનો ખરડો

(આઠમી પાર્ટી કૉંગ્રેસના કાર્યક્રમ પંચ માટે)[84]

મૂડીવાદી લોકશાહી તમામ નાગરિકોને સમાન રીતે લાગુ થતા ઔપચારિક અધિકારોની, અર્થાત્ સભા, સંમિલન, તથા અખબારોના પ્રકાશનના

અધિકારોની, ઘોષણા પૂરતી જ સીમિત રહી. બહુ બહુ તો એટલું કરવામાં આવ્યું કે મોટા ભાગના લોકશાહીવાદી મૂડીવાદી પ્રજાસત્તાકોમાં એ બાબતો ઉપરના કાનૂની પ્રતિબંધો ખતમ કરી નાખવામાં આવ્યા. પરંતુ વાસ્તવમાં વહીવટી દસ્તૂરો અને ખાસ કરીને મહેનતકશ લોકોની આર્થિક ગુલામીને લીધે મૂડીવાદી લોકશાહીમાં એવા અધિકારો તથા સ્વતંત્રતાઓનો કશો બહોળો ઉપયોગ કરવાનું લોકો માટે હંમેશાં અશક્ય જ રહ્યું છે.

એથી ઊલટું, સર્વહારા વર્ગીય અથવા સોવિયેત લોકશાહી અધિકારો તથા સ્વતંત્રતાઓની ઔપચારિક ઘોષણાને બદલે તેમને અમલમાં સૌપ્રથમ વસતિના એવા વર્ગો માટે સુનિશ્ચિત બનાવે છે કે જે મૂડીવાદી સમાજમાં પીડિત હતા—અર્થાત્ સર્વહારા વર્ગ અને કિસાનપ્રજા. એ હેતુ માટે સોવિયેત સત્તા મૂડીદાર વર્ગ પાસેથી ઈમારતો, છાપખાનાં, તથા કાગળના જથ્થા જપ્ત કરી લે છે અને એ બધું મહેનતકશ લોકો તથા તેમનાં સંગઠનોના પૂરા ઉપયોગ માટે રજૂ કરી દે છે.

રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટીનું કર્તવ્ય એ છે કે તે મહેનતકશ લોકોના નિરંતર વધારે બહોળા સમુદાયોને તેમના લોકશાહીવાદી અધિકારો તથા સ્વતંત્રતાઓનો ઉપયોગ કરવા આકર્ષે, અને એવા ઉપયોગ માટેની ભૌતિક શક્યતાઓને વિસ્તારે.

લિખિત ૧૯૧૯ના માર્ચની
૨૦મી તારીખ પછી નહિ

પહેલી વાર ૧૯૫૬ના એપ્રિલની
૨૨મી તારીખે 'પ્રાવદા'ના ૧૧૩મા
અંકમાં પ્રકાશિત

## ગ્રામોફોન રેકોર્ડોમાં અંકિત પ્રવચનો[85]માંથી

### બેલા કુન સાથે વાયરલેસ વાટાઘાટો વિશે નિવેદન

સાથી બેલા કુન હજુ રશિયામાં યુદ્ધકેદી હતા ત્યારે મારો તેમની જોડે બહુ સારો પરિચય હતો, તે સામ્યવાદ અને સામ્યવાદી ક્રાંતિની ચર્ચા કરવા ઘણી વાર મારી પાસે આવતા. એટલે, હંગેરિયન સામ્યવાદી ક્રાંતિના સમાચાર મળ્યા,[86] અને તે પણ સાથી બેલા કુનના હસ્તાક્ષર ધરાવતા સંદેશામાં, ત્યારે અમને તેમની જોડે વાત કરવાની અને ક્રાંતિની હાલત વિશે ચોક્કસ માહિતી મેળવવાની ઉત્સુકતા થઈ. અમને મળેલા પહેલા સંદેશામાં એવી બીકના થોડાક અણસારા જણાયા કે કહેવાતા સમાજવાદીઓ અથવા દ્રોહી-સમાજવાદીઓએ કદાચ છળકપટનો આશરો લીધો હોય, સામ્યવાદીઓની જોડે છેતરપિંડી કરી હોય, વધુ તો એ હકીકતને લીધે કે સામ્યવાદીઓ જેલમાં હતા. એટલે, હંગેરિયન ક્રાંતિ સંબંધી પહેલો સંદેશો મળ્યો તે પછીના દિવસે મેં વાયરલેસ સંદેશો બુદાપેસ્ત મોકલીને બેલા કુનને વાયરલેસ યંત્ર પર બોલાવ્યા, અને ખરેખર તે પોતે જ મારી સાથે વાત કરતા હોવાની મને ખાતરી થઈ જાય એવા પ્રકારના કેટલાક સવાલ પૂછ્યા. મેં તેમને પૂછ્યું કે સરકારના સ્વરૂપની અને તેની વસ્તુગત નીતિની ખરી ગૅરંટીઓ શી છે.[87] સાથી બેલા કુનનો જવાબ પૂરો સંતોષકારક હતો અને એથી અમારી શંકાઓ ખતમ થઈ ગઈ. લાગે છે કે ઉદ્દામ સમાજવાદીઓ જેલમાં બેલા કુનને મળવા અને સરકારની સ્થાપના વિશે તેમની સલાહ લેવા ગયા હતા. અને સામ્યવાદીઓ તરફ હમદર્દી ધરાવતા એ ઉદ્દામ સમાજવાદીઓએ તેમ જ મધ્યમપંથી માણસોએ નવી સરકારની રચના કરી હતી, પરંતુ મવાળ સમાજવાદીઓ, દ્રોહી-સમાજવાદીઓ, એમ કહીએ કે કટ્ટર તથા રીઢા માણસો, પાર્ટીમાંથી નીકળી ગયા હતા અને તેમને એક પણ કામદારે ટેકો નહોતો આપ્યો. ત્યાર પછીના સંદેશાઓમાં જોવા મળ્યું કે હંગેરિયન સરકારની નીતિ એકદમ મક્કમ છે અને તેનું વલણ એટલું સામ્યવાદી છે કે આપણે તો ઉદ્યોગની ઉપર કામદારોના

નિયંત્રણથી શરૂઆત કરેલી અને ઉદ્યોગનું સમાજીકરણ ધીરે ધીરે જ ચાલુ કરેલું પરંતુ બેલા કુન પોતાની પ્રતિષ્ઠા તેમ જ વ્યાપક લોકસમુદાયોના ટેકાની પાકી પ્રતીતિના આધારે એવો કાનૂન તરત અપનાવી શક્યા કે જેણે હંગેરીમાં મૂડીવાદી રીતો મુજબ ચાલતા તમામ ઉદ્યોગધંધાઓને સાર્વજનિક મિલકતમાં પલટાવી નાખ્યા. બે દિવસ પછી અમને પૂરી ખાતરી થઈ ગઈ કે હંગેરિયન ક્રાંતિએ, તત્કાળ, અસાધારણ વેગે, સામ્યવાદી પંથ અપનાવી લીધો છે. મૂડીદાર વર્ગે સત્તા સ્વેચ્છાએ હંગેરીના સામ્યવાદીઓને હવાલે કરી દીધી. મૂડીદાર વર્ગે આખી દુનિયા સમક્ષ પ્રદર્શિત કરી દીધું કે જ્યારે ગંભીર કટોકટી આવી પડે, જ્યારે રાષ્ટ્ર જોખમમાં મુકાઈ જાય, ત્યારે મૂડીદાર વર્ગ શાસન ચલાવી શકતો નથી. અને ખરેખર પ્રજાકીય સરકાર હોય, ખરેખર જનતાની પ્યારી સરકાર હોય, એવી સરકાર એક જ છે—કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની સરકાર.

હંગેરીમાં સોવિયેત સત્તા ઝિંદાબાદ!

૧૯૧૯ના માર્ચના અંતમાં
કરવામાં આવેલું પ્રવચન

૧૯૨૪માં 'મોલોદાયા ગ્વાર્દિયા'
સામયિકના ૨-૩ અંકમાં પ્રકાશિત

## બાવેરિયન સોવિયેત પ્રજાસત્તાકને અભિવાદનનો સંદેશો[88]

તમારા અભિવાદન સંદેશા બદલ અમે આભારી છીએ અને અમારા તરફથી બાવેરિયાના સોવિયેત પ્રજાસત્તાકનું ખરા દિલે અભિવાદન કરીએ છીએ. અમે તમને આગ્રહભરી વિનંતિ કરીએ છીએ કે નીચેની બાબતો વિશે વધારે વાર અને વધારે ચોક્કસ માહિતી મોકલતા રહો. મૂડીવાદી જલ્લાદોની સામે, શાઈદેમાન અને કંપનીની સામે, લડવા માટે તમે કેવાં કદમો ઉઠાવ્યાં છે? શહેરના જુદા જુદા વિભાગોમાં કામદારો તથા નોકરોની સોવિયેતો સ્થાપવામાં આવી છે? કામદારોને હથિયારો પૂરાં પાડવામાં આવ્યાં છે? મૂડીદારો પાસેથી હથિયારો લઈ લેવામાં આવ્યાં છે? કામદારોને, અને ખાસ કરીને ખેતમજૂરો તથા નાના કિસાનોને, તાત્કાલિક તથા વિસ્તૃત મદદ પૂરી પાડવા માટે કપડાં તથા બીજી ચીજોના જથ્થાઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે? મ્યુનિખમાં મૂડીદારોનાં કારખાનાં તથા ધનદોલત અને મ્યુનિખની આસપાસના વિસ્તારમાં મૂડીદારોનાં ખેતરો જપ્ત કરી લેવામાં આવ્યાં છે? નાના કિસાનોને માથે લદાયેલી ગીરો તથા સાંથની ચુકવણીઓ રદ કરવામાં આવી છે? ખેતમજૂરો તથા બિનતાલીમ કામદારોની રોજી બમણી કે ત્રણ ગણી કરી દેવામાં આવી છે? લોકસમુદાયો માટે પ્રજાકીય ચોપાનિયાં તથા અખબારો છાપવાનું શક્ય બનાવવાના આશયે કાગળના તમામ જથ્થાઓ તથા બધાં છાપખાનાં જપ્ત કરી લેવામાં આવ્યાં છે? છ કલાકનો કામદિન અને બે કે ત્રણ કલાક રાજ્ય કારોબારની તાલીમ દાખલ કરવામાં આવ્યાં છે? કામદારોને સગવડદાર ફ્લેટો તત્કાળ પૂરા પાડવાના આશયે મ્યુનિખના મૂડીદારોને વધારાની રહેણાક જગ્યા છોડી દેવાની ફરજ પાડવામાં આવી છે? તમે બધી બૅંકો કબજે કરી લીધી છે? તમે મૂડીદાર વર્ગના માણસોને બાન તરીકે પકડી રાખ્યા છે? તમે કામદારો માટે મૂડીદારો કરતાં વધારે રૅશન દાખલ કર્યું છે? તમે બચાવ માટે તેમ જ આસપાસનાં ગામોમાં વૈચારિક પ્રચાર

માટે તમામ કામદારોની ભરતી કરી લીધી છે? આ તથા આવાં જ બીજાં પગલાંનો વધારેમાં વધારે તાકીદે તથા વધારેમાં વધારે વિસ્તૃત અમલ અને તેની સાથે સાથે કામદારોની, ખેતમજૂરોની, તથા — તેમનાથી અલગ કામ કરતી — નાના કિસાનોની સોવિયેતોની પહેલકદમી તમારી સ્થિતિને વધારે મક્કમ બનાવશે. મૂડીદારોની ઉપર સંકટકાલીન કર લગાવવો જોઈએ અને કામદારો, ખેતમજૂરો, તથા નાના કિસાનોની હાલતમાં તત્કાળ અને ગમે તે ભોગે વસ્તુગત સુધારો આણવો જ જોઈએ.

હાર્દિક અભિવાદન અને સફળતાની શુભેચ્છાઓ સાથે.

**લેનિન**

૧૯૧૯ના એપ્રિલની
૨૭મી તારીખે લિખિત

પહેલી વાર ૧૯૩૦ના એપ્રિલની
૨૨મી તારીખે 'પ્રાવદા'ના ૧૧૧મા
અંકમાં પ્રકાશિત

## પ્રથમ અખિલ રૂસી પ્રૌઢ શિક્ષણ કોંગ્રેસ
## ૬-૧૯ મે, ૧૯૧૯

### આઝાદી અને સમાનતાનાં સૂત્રો મારફત જનતા જોડે છળકપટ સંબંધી પ્રવચનમાંથી[૮૭]
### ૧૯ મે

આપણે બરાબર જાણીએ છીએ કે આપણે વિશ્વ મૂડીનો સામનો કરવાનો છે; આપણે બરાબર જાણીએ છીએ કે એક જમાનામાં આઝાદીના સર્જનનું કર્તવ્ય વિશ્વ મૂડીનું હતું, તેણે સામંતી ગુલામીને ઉથલાવી પાડી, તેણે મૂડીવાદી આઝાદીનું સર્જન કર્યું. આપણે બરાબર જાણીએ છીએ કે એ પ્રગતિ યુગપ્રવર્તક હતી. તોપણ આપણે કહીએ છીએ કે આપણે સામાન્ય રૂપે મૂડીવાદનો, પ્રજાસત્તાકપંથી મૂડીવાદનો, લોકશાહીવાદી મૂડીવાદનો, મુકત મૂડીવાદનો, વિરોધ કરીએ છીએ; અને આપણે બેશક જાણીએ છીએ કે તે આપણી વિરુદ્ધ મુકિતનો ઝંડો લહેરાવશે. પરંતુ તેનો જવાબ આપણી પાસે છે, અને આપણે એ જવાબ આપણા કાર્યક્રમમાં આપવાનું જરૂરી ગણ્યું છે—મૂડીની ધૂંસરીથી શ્રમની મુકિતનો સામનો કરતી હોય એવી બધી આઝાદી છળકપટ છે.

પરંતુ પરિસ્થિતિ કદાચ એવી ન હોય? મૂડીની ધૂંસરીથી શ્રમની મુકિત અને આઝાદી વચ્ચે કશો વિરોધ કદાચ ન હોય? પશ્ચિમ યુરોપના જે દેશો તમે જોયા હોય અથવા કંઈ નહિ તો જેને વિશે તમે વાંચ્યું હોય તેને લો. તમે કોઈ પણ પુસ્તક વાંચો તો તેમાં તેમની પદ્ધતિનું વર્ણન અધિકતમ મુકત પદ્ધતિ તરીકે કરવામાં આવ્યું હોય છે. અને હવે પશ્ચિમ યુરોપના એ સભ્ય દેશોએ—ફ્રાંસ તથા બ્રિટને—તેમ જ અમેરિકાએ એ ઝંડો લહેરાવ્યો છે અને તેઓ "આઝાદીના નામે" બોલ્શેવિકોની વિરુદ્ધ કૂચ કરી રહ્યા છે. હમણાં જ એક દિવસે—હવે આપણને ફ્રેંચ અખબારો માત્ર જવલ્લે જ મળે છે કારણ કે આપણે સાવ ઘેરાઈ ગયેલા છીએ, પરંતુ અમને વાયરલેસ મારફત માહિતી મળે છે કારણ કે એ લોકો હવામાં નાકાબંધી તો આખર ન જ કરી શકે—મને ફ્રાંસની ધાડપાડુ સરકાર તરફથી રવાના થયેલો વાયરલેસ સંદેશો વાંચવાની તક મળી. તેમાં જણાવવામાં આવ્યું હતું કે ફ્રાંસ બોલ્શેવિકોની સામે લડવામાં

તથા તેમના વિરોધીઓને ટેકો આપવામાં પોતાના "આઝાદીના ઉદાત્ત આદર્શો"ને વફાદારીથી વળગી રહ્યું છે. આવી જાતની વાતો દરેક ડગલે સાંભળવા મળે છે, આપણી વિરુદ્ધ તેમની દલીલબાજીનો સામાન્ય સૂર એવો જ છે.

પરંતુ તેઓ આઝાદીનો અર્થ શું ઘટાવે છે? એ સભ્ય ફ્રેંચ, અંગ્રેજ, તથા અમેરિકી સજ્જનો આઝાદીનો અર્થ ધારો કે સંમિલન સ્વાતંત્ર્ય ઘટાવે છે. બંધારણમાં આવી કલમ હોવી જોઈએ: "તમામ નાગરિકો માટે સંમિલન સ્વાતંત્ર્ય." તેઓ જણાવે છે કે "સારતત્ત્વ એ જ છે, આઝાદીની મુખ્ય અભિવ્યકિત એ જ છે. પરંતુ તમે બોલ્શેવિકોએ સંમિલન સ્વાતંત્ર્યનો ભંગ કર્યો છે."

અમારો જવાબ આવો છે: તમે અંગ્રેજ, ફ્રેંચ, તથા અમેરિકી સજ્જનો જે આઝાદીનો ઉપદેશ આપો છો તે જો મૂડીની ધૂંસરીથી શ્રમની મુકિતનો સામનો કરતી હોય તો ખરેખર છળકપટ જ છે. સભ્ય સજ્જનો, તમે એક વિગત ભૂલી ગયા છો. તમે ભૂલી ગયા છો કે તમારી આઝાદી એવા બંધારણમાં અંકિત છે જે **ખાનગી મિલકતની છૂટ આપે છે**. અસલ મુદ્દો તો એ જ છે.

તમારા બંધારણમાં તમે ખાનગી મિલકતની જોડાજોડ આઝાદી ધરાવો છો. તમે સંમિલન સ્વાતંત્ર્યને માન્યતા આપો છો એ હકીકત સામંતશાહી પદ્ધતિની સરખામણીમાં, મધ્યયુગીન સમાજની સરખામણીમાં, ખેતગુલામીની સરખામણીમાં, બેશક ભારે પ્રગતિ અંકિત કરે છે. મૂડીવાદી સમાજની આઝાદીનો લાભ લઈને સર્વહારા વર્ગને મૂડીવાદી ધૂંસરી ફગાવી દેવાની રીત શીખવતી વેળા સઘળા સમાજવાદીઓ એ હકીકતને માન્ય કરતા રહ્યા છે.

પરંતુ તમારી આઝાદી તો માત્ર કાગળ ઉપરની આઝાદી જ છે, હકીકતમાં આઝાદી નથી. મારો મતલબ એવો છે કે મોટાં શહેરોમાં જોવા મળતાં વિશાળ ભવનો—દાખલા તરીકે આ ભવન જેવાં—મૂડીદારો તથા જમીનદારોની માલિકીનાં હોય છે અને ક્યારેક "ભદ્રજન સંમેલન ભવન" તરીકે ઓળખાતાં હોય છે. રશિયન લોકશાહી પ્રજાસત્તાકના નાગરિકો, તમે આવાં ભવનોમાં મુકત રીતે એકત્ર થઈ શકો છો, પરંતુ યાદ રાખજો કે તે ખાનગી મિલકત છે, અને એમ કહેવા બદલ મને માફ કરજો કે તમારે ખાનગી મિલકતના સંબંધમાં અદબભર્યું વલણ રાખવાનું જ છે, નહિતર તમે બોલ્શેવિકો, ગુનેગારો, ખૂનીઓ, લૂંટારાઓ, તથા દંગાખોરો ગણાશો. અમે કહીએ છીએ: "આ બધું પલટાવી નાખવામાં આવશે. અમે પહેલાં સંમેલન ભવનોને કામદાર સંગઠનોનાં સ્થાનોમાં પલટાવી નાખીશું અને પછી સંમિલન સ્વાતંત્ર્યની વાતો શરૂ કરીશું." તમે

અમારી ઉપર સ્વાતંત્ર્યના ભંગનો આક્ષેપ મૂકો છો. પરંતુ અમે કહીએ છીએ કે મૂડીની ધૂંસરીથી શ્રમની મુકિતના કર્તવ્યને અનુરૂપ ન બની રહેતી હોય એવી બધી આઝાદી છળકપટ જ છે. તમામ મૂડીવાદી પ્રજાસત્તાકોનાં બંધારણોમાં અંકિત સંમિલન સ્વાતંત્ર્ય છળકપટ જ છે કારણ કે સભ્ય દેશમાં એકત્ર થવું હોય તો જેમાં એકત્ર થઈ શકાય એવી ઈમારતો હોવી જોઈએ — કોઈ પણ દેશમાં આખર શિયાળો તો નાબૂદ નથી કરવામાં આવ્યો, આબોહવા નથી પલટાવી નાખવામાં આવી — અને એવી ઉત્તમ ઈમારતો ખાનગી મિલકત છે. અમે પહેલાં તો ઉત્તમ ઈમારતો જપ્ત કરી લઈશું અને પછી આઝાદીની વાતો શરૂ કરીશું.

'એન. લેનિન, પ્રથમ
અખિલ રૂસી પ્રૌઢ શિક્ષણ
કૉંગ્રેસ (૬-૧૯ મે, ૧૯૧૯)'
નામે પુસ્તિકામાં ૧૯૧૯માં
મોસ્કોમાં પ્રકાશિત

## અમેરિકી પત્રકારના સવાલોના જવાબોમાંથી[90]

૫. હું અમેરિકી જનતા સમક્ષ સૌથી વધારે તો નીચેની બાબત રજૂ કરવા માગું છું.

સામંતશાહીની સરખામણીમાં મૂડીવાદે "મુક્તિ", "સમાનતા", "લોકશાહી", અને "સભ્યતા"ના પંથે ઐતિહાસિક પ્રગતિ અંકિત કરી હતી. પરંતુ મૂડીવાદની પદ્ધતિ **રોજી-ગુલામીની,** આધુનિક ગુલામ-માલિકો — જમીનદારો તથા મૂડીદારો — તરફથી કરોડો મહેનતકશ લોકોને — કામદારો તથા કિસાનોને — ગુલામીમાં જકડી લેવાની, પદ્ધતિ હતી અને આજે પણ છે. સામંતશાહીની સરખામણીમાં મૂડીવાદી લોકશાહીએ એ આર્થિક ગુલામીનું રૂપ પલટાવી નાખ્યું છે, તેને માટે સરસ પડદો બનાવી દીધો છે, પરંતુ તેના સારતત્ત્વમાં કશું પરિવર્તન કર્યું નથી, અને કરી શકે પણ નહિ. મૂડીવાદ અને મૂડીવાદી લોકશાહીનું સારતત્ત્વ — રોજી-ગુલામી છે.

સામાન્ય રૂપે ટેક્નોલોજીની અને ખાસ કરીને વાહનવ્યવહારનાં સાધનોની વિરાટ પ્રગતિ તેમ જ મૂડી તથા બૅંકોની જબ્બર વૃદ્ધિના પરિણામે મૂડીવાદ વિકસિત અને અતિ-વિકસિત બની ગયો છે. તેના અસ્તિત્વની સહેતુકતા ખતમ થઈ ગઈ હોવા છતાં તે ટકી રહ્યો છે. તે માનવ પ્રગતિના રાહમાં અત્યંત પ્રત્યાઘાતી અવરોધ બની ગયો છે. તે હવે તો ગણતર લાખોપતિઓ તથા કરોડપતિઓની નિરંકુશ સત્તા જ અંકિત કરે છે. તેઓ આખેઆખાં રાષ્ટ્રોને એવા ફેંસલા માટે ખૂનરેજીના ભોગ બનાવી રહ્યા છે કે સામ્રાજ્યવાદી લૂંટ, સંસ્થાનો ઉપર સત્તા, નાણાકીય "પ્રભાવ ક્ષેત્રો", "શાસન ચલાવવાનો આદેશ", વગેરે જર્મન ધાડપાડુ જૂથ હાંસલ કરે કે અંગ્રેજ-ફ્રેંચ ધાડપાડુ જૂથ હાંસલ કરે.

૧૯૧૪-૮ના યુદ્ધ દરમિયાન લાખો ઇન્સાનોને એ કારણે અને એકમાત્र

એ જ કારણે હણી નાખવામાં આવ્યા હતા અથવા અપંગ બનાવી દેવામાં આવ્યા હતા. આ હકીકતની જાણકારી સઘળા દેશોમાં મહેનતકશ લોકોની અંદર અદમ્ય જોર તથા ઝડપથી ફેલાઈ રહી છે, વધુ તો એ કારણે કે યુદ્ધે દરેક ઠેકાણે પાયમાલી પેદા કરી છે, અને એ કારણે કે યુદ્ધનાં કરજનું વ્યાજ દરેક ઠેકાણે, "વિજેતા" રાષ્ટ્રોને પણ, ચૂકવવું પડે છે. એ વ્યાજ શું છે? એ વ્યાજ એટલે કરોડપતિ સજ્જનોને અબજોની ખંડણી, કારણ કે તેમણે ભલાઈ દાખવીને કરોડો કામદારો તથા કિસાનોને મૂડીદારોના નફાઓના ભાગલા અંગેના ફેંસલા માટે માંહોમાંહે કતલ ચલાવવા તથા અપંગ બનાવી નાખવા દીધા હતા.

મૂડીવાદનું પતન અનિવાર્ય છે. દરેક ઠેકાણે લોકસમુદાયોની ક્રાંતિકારી જાગૃતિ વધી રહી છે, તેની હજારો નિશાનીઓ જોવા મળે છે. એક નાનકડી, બિનમહત્ત્વની, પરંતુ સાધારણ માણસને પ્રભાવિત કરનારી, નિશાની આંરી બાર્બ્યૂસેની નવલકથાઓ (લે ફ્યુ, ક્લાર્તે) છે. તે યુદ્ધમાં લડવા ગયો ત્યારે શાંત, નમ્ર, કાયદાનું પાલન કરતો નિમ્ન-મૂડીવાદી હતો, કૂપમંડૂક હતો, સાધારણ માણસ હતો.

મૂડીદારો, મૂડીદાર વર્ગ, એક યા બીજા દેશમાં લાખો કામદારો તથા કિસાનોની નવી કતલ મારફત સમાજવાદના વિજયમાં "બહુ બહુ" તો ઢીલ પાડી શકે, પરંતુ તેઓ મૂડીવાદને બચાવી શકે એમ નથી. મૂડીવાદનું સ્થાન લઈ લેવા **સોવિયેત પ્રજાસત્તાક** અસ્તિત્વમાં આવી ગયું છે, એ પ્રજાસત્તાક મહેનતકશ લોકોને અને માત્ર મહેનતકશ લોકોને જ સત્તા આપે છે, મહેનતકશોની મુક્તિમાં માર્ગદર્શનનું કાર્ય સર્વહારા વર્ગને જ સોંપે છે, જમીન તથા કારખાનાં તેમ જ ઉત્પાદનનાં બીજાં સાધનોની ખાનગી માલિકી નાબૂદ કરી નાખે છે કારણ કે એ ખાનગી માલિકી જ થોડાક માણસોના હાથે ઘણા માણસોના શોષણનું મૂળ છે, રાષ્ટ્રો વચ્ચેનાં ધાડપાડુ યુદ્ધોનું મૂળ છે, માત્ર મૂડીદારોને જ વધારે દોલતમંદ બનાવનારાં યુદ્ધોનું મૂળ છે.

વિશ્વ સોવિયેત પ્રજાસત્તાકનો વિજય ચોક્કસ છે.

તારવણીમાં એક સંક્ષિપ્ત ઉદાહરણ: અમેરિકી મૂડીદારો તેમના દેશમાં મુક્તિ, સમાનતા, તથા લોકશાહીનાં બણગાં ફૂંકીને જનતા સાથે છળકપટ કરી રહ્યા છે. પરંતુ એ મૂડીદારો કે બીજા કોઈ મૂડીદારો કે દુનિયાની કોઈ પણ સરકાર આપણી સરકાર સાથે ખરી મુક્તિ, સમાનતા, અને લોકશાહીના આધારે હરીફાઈ કરવાનું સ્વીકારી શકે નહિ, તેને એવો સ્વીકાર કરવામાં બીક લાગે છે. એવા કરારની ધારણા કરો કે જે આપણી સરકાર અને બીજી કોઈ સરકાર માટે

વિનિમયની આઝાદી સુનિશ્ચિત બનાવતો હોય... જેમાં એવી જોગવાઈ હોય કે સંબંધિત દેશોની સરકારો તરફથી પોતપોતાના કાનૂનોની તથા બંધારણની વાચના તેમ જ અન્યની સરખામણીમાં પોતાના ચડિયાતાપણાનું વિવરણ રજૂ કરતી, કોઈ પણ ભાષામાં પ્રકાશિત, પુસ્તિકાઓનો વિનિમય થઈ શકે.

દુનિયાની એક પણ સરકારને એવી શાંતિમય, સભ્ય, મુકત, સમાન, તથા લોકશાહીવાદી સંધિ આપણી સાથે કરવાની હિંમત નહિ જ થાય.

કારણ? કારણ કે સોવિયેત સરકારો સિવાય બાકીની બધી સરકારો લોકસમુદાયોના પીડન તથા લોકસમુદાયોની જોડે છળકપટના આધારે પોતાની સત્તા ટકાવી રાખે છે. પરંતુ ૧૯૧૪-૮ના કારમા યુદ્ધે એ ભયંકર છળકપટને ઉઘાડું પાડી દીધું છે.

**લેનિન**

૨૦ જુલાઈ, ૧૯૧૯

'પ્રાવદા', અંક ૧૬૨,
૨૫ જુલાઈ, ૧૯૧૯

## સોવિયેત પ્રજાસત્તાકમાં કામગાર મહિલાઓના આંદોલનને કરવાનાં કર્તવ્યો

### મોસ્કો શહેરની કામગાર મહિલાઓના ચોથા બિનપક્ષીય સંમેલનમાં કરેલું પ્રવચન

### સપ્ટેંબર ૨૩, ૧૯૧૯

લાખો લોકોને આવરી લે એવડા પાયા ઉપર સંગઠનાત્મક કાર્યની જ ફક્ત આપણને જરૂર નથી, આપણને નાનામાં નાના પાયા ઉપરના એવા સંગઠનાત્મક કાર્યની પણ જરૂર છે જે સ્ત્રીઓને પણ ભાગ લેવાની તક પૂરી પાડે. સ્ત્રીઓ યુદ્ધની પરિસ્થિતિમાં સૈન્યને મદદ કરવાનું અને સૈન્યની હરોળોમાં રાજનૈતિક પ્રવૃત્તિ ચલાવવાનું કામ કરી શકે. સ્ત્રીઓએ આ કામમાં સક્રિય ભાગ લેવો જોઈએ, જેથી લાલ સેના જોઈ શકે કે તેને માટે લાગણી ધરાવવામાં આવે છે અને તેની સંભાળ રાખવામાં આવે છે. સ્ત્રીઓ ખોરાક પૂરો પાડવાના ક્ષેત્રમાં ખોરાકની વહેંચણીનું, ખોરાક પૂરો પાડવાની સાર્વજનિક પદ્ધતિઓને સુધારવાનું, અને પેત્રોગ્રાદમાં હવે આટલા વિશાળ પાયા ઉપર જે ભોજનાલયો ખોલવામાં આવ્યાં છે તેને વિકસાવવાનું કાર્ય પણ કરી શકે.

સંગઠનાત્મક પ્રવૃત્તિનાં આ ક્ષેત્રોમાં કામગાર મહિલાઓ સાચું મહત્ત્વ ગ્રહણ કરે છે. ખોરાક પૂરો પાડવાની વિશાળ પ્રાયોગિક સંસ્થાઓને સ્થાપવામાં અને તેની દેખરેખના કામમાં સ્ત્રીઓએ મદદ કરવી જ જોઈએ, જેથી એવી સંસ્થાઓ ફક્ત પ્રયોગ જ બનીને ન રહી જાય. કામગાર મહિલાઓ મોટી સંખ્યામાં ભાગ ન લે તો એ થઈ ન શકે. વળી, ખોરાકની વહેંચણી ઉપર દેખરેખ રાખવાનું અને ખોરાકસામગ્રી વધારે સરળતાથી મેળવવામાં આવે એ જોવાનું, એવાં કામ સંભાળવા કામગાર મહિલાઓ પૂરી રીતે શક્તિમાન છે. આ એવું કામ છે જે બિનપક્ષીય મહિલાઓ સહેલાઈથી કરી શકે, અને એ કામ સમાજવાદી સમાજને દૃઢતાથી સ્થાપવામાં સૌથી વધારે સહાય કરશે.

સોવિયેત સત્તાએ જમીન ઉપરની અને લગભગ બધાં મિલકારખાનાં ઉપરની ખાનગી માલિકી નાબૂદ કરી નાખી છે, અને તે બધા કામગાર લોકોને, પક્ષીય અને બિનપક્ષીય લોકોને, પુરુષોને અને સ્ત્રીઓને, આર્થિક ઘડતરના

કામમાં લગાવવાના પ્રયાસો કરે છે. સોવિયેત સત્તાએ આરંભેલું કામ ફક્ત ત્યારે જ પ્રગતિ કરી શકે, જ્યારે સેંકડો સ્ત્રીઓને બદલે સમગ્ર રશિયામાં લાખો અને કરોડો સ્ત્રીઓ એ કામમાં ભાગ લે. અમને પાકી ખાતરી છે કે એમ થશે ત્યારે સમાજવાદી ઘડતરનું કાર્ય દૃઢતાથી સ્થપાઈ જશે. ત્યારે કામગાર જનતા બતાવી આપશે કે જમીનદારો અને મૂડીદારો વગર પોતે જીવી શકે છે અને રાજ્યનું સંચાલન કરી શકે છે. ત્યારે રશિયામાં સમાજવાદી ઘડતરની એવી સજ્જડ સ્થાપના થઈ જશે કે સોવિયેત પ્રજાસત્તાકને બીજા દેશોમાંના કે આપણા પોતાના દેશના કોઈ પણ દુશ્મનોની બીક રાખવાનું એક પણ કારણ નહિ રહે.

'પ્રાવદા', અંક ૨૧૩
૨૫ સપ્ટેંબર, ૧૯૧૯

## સર્વહારા વર્ગની સરમુખત્યારીના યુગનું અર્થકારણ અને રાજકારણ

નામક લેખમાંથી

૨

આપણા દેશના અત્યંત પછાતપણાને કારણે અને તેના નિમ્ન-મૂડીવાદી સ્વરૂપને કારણે સર્વહારા વર્ગની સરમુખત્યારી ઉન્નત દેશો કરતાં રશિયામાં અમુક ખાસ વિગતોમાં અનિવાર્ય રીતે ભિન્ન હોય જ. પરંતુ પાયાનાં પરિબળો અને સામાજિક અર્થતંત્રનાં પાયાનાં રૂપો તો કોઈ પણ મૂડીવાદી દેશમાં હોય તેવાં જ રશિયામાં પણ છે, એટલે એવી વિશિષ્ટતાઓ ન્યૂનતર મહત્ત્વ ધરાવતી વાતો જોડે જ સંબંધિત હોઈ શકે.

સામાજિક અર્થતંત્રનાં એ પાયાનાં રૂપો છે મૂડીવાદ, નાના પાયાનું પણ્ય-ઉત્પાદન, અને સામ્યવાદ. પાયાનાં પરિબળો છે મૂડીદાર વર્ગ, નિમ્ન-મૂડીવાદી વર્ગ (ખાસ રૂપે કિસાનપ્રજા), અને સર્વહારા વર્ગ.

સર્વહારા વર્ગની સરમુખત્યારીના યુગમાં રશિયાની આર્થિક પદ્ધતિ એક જ વિશાળ રાજ્યના પાયા ઉપર સામ્યવાદી સિદ્ધાંતોના આધારે સંયુક્ત થયેલા શ્રમના સંઘર્ષના પ્રથમ તબક્કાઓનું પ્રતિનિધિત્વ કરે છે—એ સંઘર્ષ નાના પાયાના પણ્ય-ઉત્પાદનની વિરુદ્ધ અને હજુ ટકી રહેલા, તથા નાના પાયાના પણ્ય-ઉત્પાદનના આધારે પુનરુજ્જીવન પામી રહેલા, મૂડીવાદની વિરુદ્ધ લડવામાં આવી રહ્યો છે.

રશિયામાં શ્રમ સામ્યવાદના સિદ્ધાંતોના આધારે આટલા પ્રમાણમાં સંયુક્ત થયો છે: પ્રથમ તો એ કે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીને નાબૂદ કરી નાખવામાં આવી છે, અને બીજું એ કે સર્વહારા રાજ્ય-સત્તા રાજ્યની માલિકીનાં જમીન-કારખાનાંમાં વિશાળ પાયાના રાષ્ટ્રવ્યાપી ઉત્પાદનનું સંઘટન કરી રહી છે, શ્રમ-શક્તિને ઉત્પાદનની વિભિન્ન શાખાઓમાં તથા વિભિન્ન ઉદ્યોગોમાં ફાળવી રહી છે, અને રાજ્યની માલિકીની વપરાશની ચીજોને બહુ મોટા પ્રમાણમાં કામગાર જનતાની અંદર વહેંચી રહી છે.

આપણે રશિયામાં સામ્યવાદનાં "પ્રથમ કદમો"ની વાત કરીએ છીએ

(૧૯૧૯ના માર્ચમાં અપનાવવામાં આવેલા આપણી પાર્ટીના કાર્યક્રમમાં પણ તેની રજૂઆત એ રીતે જ કરવામાં આવી છે) કેમ કે આપણા દેશમાં એવી પરિસ્થિતિઓ ફક્ત આંશિક રીતે જ ઉત્પન્ન થઈ શકી છે, અથવા તેને જુદી રીતે વ્યક્ત કરીએ તો એ પરિસ્થિતિઓનું સર્જન હજુ પ્રારંભિક કક્ષાઓમાં જ છે. સામાન્ય રીતે તત્કાળ જેટલું સિદ્ધ કરી શકાય એટલું બધું આપણે એક ક્રાંતિકારી ઘા વડે પળવારમાં સિદ્ધ કરી લીધું: દાખલા તરીકે, સર્વહારા વર્ગની સરમુખત્યારીના પ્રથમ દિવસે, ૨૬મી ઑક્ટોબર (આઠમી નવેંબર), ૧૯૧૭ના દિવસે, મોટા જમીનદારોને વળતર આપ્યા વગર જમીનની ખાનગી માલિકીને નાબૂદ કરી નાખવામાં આવી; મોટા જમીનદારોનું માલિકીહરણ કરી લેવામાં આવ્યું. થોડાક જ મહિનાઓના ગાળામાં લગભગ બધા મોટા મૂડીદારો, મિલકારખાનાંના માલિકો, સહિયારી મૂડીની કંપનીઓ, બૅંકો, રેલવે કંપનીઓ, વગેરેની મિલકત પણ વળતર આપ્યા વગર કબજે કરી લેવામાં આવી. ઉદ્યોગોના ક્ષેત્રમાં રાજ્ય દ્વારા મોટા પાયાના ઉત્પાદનનું સંઘટન અને મિલકારખાનાં તથા રેલવેના કારોબારમાં "કામદારો દ્વારા નિયંત્રણ"થી આગળ વધીને "કામદારો દ્વારા વહીવટ" સુધી પહોંચવા જેટલું તો મોટે ભાગે ક્યારનું સિદ્ધ થઈ ગયું છે; પરંતુ ખેતીની બાબતમાં એ કામની હજુ શરૂઆત જ થઈ છે ("રાજ્ય-ખેતરો" એટલે રાજ્યની જમીનમાં કામદારોના રાજ્યે સ્થાપેલાં મોટાં ખેતરો). એ જ પ્રમાણે, નાના પાયાની પણ્ય-ખેતીમાંથી સામ્યવાદી ખેતીમાં* સંક્રમણ તરીકે, નાના ખેડૂતોની વિવિધ રૂપની સહકારી સંસ્થાઓનું સંઘટન આપણે હજુ હમણાં જ શરૂ કર્યું છે. ખાનગી વેપારને સ્થાને ઊપજોની વહેંચણીના રાજ્ય દ્વારા સંઘટનની બાબતમાં, એટલે કે અનાજને ભેગું કરીને શહેરોમાં પહોંચાડવાના અને ઔદ્યોગિક પેદાશોને ભેગી કરીને ગ્રામવિસ્તારોમાં પહોંચાડવાના કામના રાજ્ય દ્વારા બંદોબસ્તની બાબતમાં, પણ એમ જ કહેવું જોઈએ.

૩૦ ઑક્ટોબર, ૧૯૧૯
'પ્રાવદા', અંક ૨૫૦
૭ નવેંબર, ૧૯૧૯

---

*સોવિયેત રશિયામાં "રાજ્ય-ખેતરો" તથા "ખેતી-કોમ્યુનો"ની સંખ્યા ક્રમવાર લગભગ ૩૫૩૬ અને ૧૯૬૧ જેટલી છે, અને ખેતીનાં આર્ટેલોની સંખ્યા લગભગ ૩૬૯૬ સુધી પહોંચી ગઈ છે. આપણું કેંદ્રીય આંકડા પંચ હાલ બધાં રાજ્ય-ખેતરો અને કોમ્યુનોની ચોક્કસ સંખ્યાની ગણતરી કરી રહ્યું છે. એ ગણતરીનાં પરિણામો ૧૯૧૯ના નવેંબર માસમાં મળવાં શરૂ થઈ જશે.

## ઑક્ટોબર ક્રાંતિની બીજી જયંતી પ્રસંગે અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિ, કામદારો અને લાલ સેનાના પ્રતિનિધિઓની મોસ્કો સોવિયેત, કામદાર મંડળોની અખિલ સંઘીય કેંદ્રીય સમિતિ, અને કારખાના સમિતિઓના સંયુક્ત અધિવેશનમાં કરેલું પ્રવચન
## ૭ નવેંબર, ૧૯૧૯

(અવતરણ)

આ સમય દરમિયાન થયેલા વિકાસને સમજી લેવાનું આપણે માટે ખાસ મહત્ત્વનું છે કેમ કે એ વિકાસ આખી દુનિયામાં એકસરખી રીતે થઈ રહ્યો છે. કામદારો અને મહેનતકશ લોકસમુદાયો પોતાનાં પહેલાં કદમ પોતાના સાચા નેતાઓ જોડે નથી ઉઠાવતા — હવે સર્વહારા વર્ગ પોતે જ રાજ્યનો વહીવટ અને રાજકીય સત્તા પોતાના હાથમાં લઈ રહ્યો છે અને તેને મોખરે દરેક ઠેકાણે આપણને નજરે પડતા નેતાઓ નિમ્ન-મૂડીવાદી લોકશાહીના એવા જૂના પૂર્વગ્રહોનો વિનાશ કરી રહ્યા છે કે જેના નિરૂપકો અહીં મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓ છે અને આખા યુરોપમાં મૂડીવાદી સરકારોના પ્રતિનિધિઓ છે. પહેલાં એવી પરિસ્થિતિ અપવાદ તરીકે નજરે પડતી, હવે તેણે સામાન્ય નિયમનું રૂપ ધારણ કરી લીધું છે. અને આપણે જાણીએ છીએ કે બે વર્ષ પહેલાં ઑક્ટોબર માસમાં જ્યારે રશિયામાં મૂડીવાદી સરકારના — મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓ સાથે તેની એકસંપી તથા જોડાણના — ભૂકા ઉડાવી દેવામાં આવ્યા ત્યાર પછી આપણા કામમાં આપણને કેવી રીતે વહીવટની પ્રત્યેક શાખાની એવી પુનર્ઘટના કરવી પડેલી કે જેમાં સાચા પ્રતિનિધિઓએ, ક્રાંતિકારી કામદારોએ, સર્વહારા વર્ગની મોખરાની હરોળોએ, સત્તાના તંત્રની રચનાનું કાર્ય વાસ્તવમાં ઉપાડી લીધું. એ વાત ઑક્ટોબરની, બે વર્ષ પહેલાંની, છે જ્યારે કામ અત્યંત તીવ્ર દબાણથી આગળ ધપતું હતું; પરંતુ આપણે જાણીએ છીએ કે એ કામ હજુ સુધી પૂરું નથી થયું. આપણે જાણીએ છીએ કે રાજ્યસત્તાના જૂના તંત્રે આપણો કેવી રીતે પ્રતીકાર કરેલો, અમલદારોએ વહીવટ ચલાવવાનો શરૂઆતમાં કેવી રીતે ઇનકાર કરેલો, પણ એવી અમર્યાદ ધ્વંસક પ્રવૃત્તિને સર્વહારા સત્તાએ થોડાંક સપ્તાહોમાં જ તોડી પાડી. સર્વહારા સત્તાએ બતાવી આપ્યું કે આવા ઇનકારની તેની ઉપર જરા

સરખી પણ અસર પાડી શકાય એમ નથી. અને આપણે એ અમર્યાદ ધ્વંસક પ્રવૃત્તિને તોડી પાડી ત્યાર પછી એ જ દુશ્મને બીજી રીતો અજમાવી.

વખતોવખત એવું બન્યું છે કે કામદારોના વહીવટની રચના પણ મૂડીવાદીઓના સમર્થકોએ કરી હોય. આપણે એ કામને કામદારોની તાકાતનો પૂરેપૂરો ઉપયોગ થાય એવી રીતે કરવાનું હતું. આપણે એ વખતના અનુભવનો દાખલો લઈએ જ્યારે રેલવે વહીવટની, રેલવે સર્વહારાઓની, નેતાગીરી એવા લોકોના હાથમાં હતી કે જે તેમને સર્વહારા રાહ પર નહિ પણ મૂડીવાદી રાહ પર દોરી ગયા. આપણે જાણીએ છીએ કે બધાં ક્ષેત્રોમાં આપણે જ્યાં જ્યાં શક્ય બન્યું ત્યાં ત્યાં મૂડીવાદીઓની હકાલપટ્ટી કરી, પણ કેવી કિંમતે! પ્રત્યેક ક્ષેત્રમાં આપણે એક પછી એક તસુ જીત મેળવી અને રાજ્યસત્તાના વહીવટના સંઘટનની કઠિન અનુભવશાળામાંથી પસાર થયેલા આપણા સૌથી આગલી હરોળના પ્રતિનિધિઓને અગાડી રજૂ કરીને આપણે કામદારોને ઊંચી પાયરીઓ ઉપર ચડાવ્યા. બાજુ ઉપર ઊભા રહીને જોતાં કદાચ આ બધું બહુ મુશ્કેલ ન લાગે, પણ હકીકતમાં, બાબતમાં ઊંડા ઊતરતાં, તમે જોઈ શકશો કે કામદારોએ સંઘર્ષની બધી કક્ષાઓમાંથી પસાર થઈને કેટલી મુશ્કેલીથી પોતાના અધિકારો જમાવ્યા, તેમણે ઘટનાક્રમને કેવી રીતે ગતિમાન કરી દીધો—ઉદ્યોગોમાં કામદારો દ્વારા નિયંત્રણથી કામદારો દ્વારા વહીવટ, કે પછી રેલવેના ક્ષેત્રમાં તેમણે રેલવે કામદાર મંડળની સમિતિ જોડે કામ શરૂ કરીને કાર્યક્ષમ તંત્રને કેવી રીતે ચાલુ કરી દીધું; તમે જોઈ શકશો કે કામદાર વર્ગના પ્રતિનિધિઓ કેવી રીતે આપણાં બધાં સંગઠનોમાં ધીરે ધીરે પ્રવેશ કરે છે અને પોતાની પ્રવૃત્તિ દ્વારા એ સંગઠનોને મજબૂત બનાવે છે. દાખલા તરીકે સહકારી સંસ્થાઓને લો, જેમાં આપણે વિશાળ સંખ્યામાં કામદારોના પ્રતિનિધિઓને જોઈએ છીએ. આપણે જાણીએ છીએ કે પહેલાં એ સંસ્થાઓ લગભગ પૂરી બિનકામદાર વર્ગના પ્રતિનિધિઓની બનેલી હતી. ત્યાં જૂની સહકારી સંસ્થાઓમાં પણ આપણને જૂના મૂડીવાદી સમાજના વિચારો અને હિતોથી તરબોળ લોકો મળતા. આ બાબતમાં, સત્તા પોતાના હાથમાં લઈ શકે અને સહકારી સંસ્થાઓને કામદારોના હિતની તાબેદારીની સ્થિતિમાં લાવી શકે તે પહેલાં, એ સંસ્થાઓ અધિક ફળદાયી કામ ચાલુ રાખી શકે તે પહેલાં, કામદારોને લાંબા સમય સુધી સંઘર્ષ ખેડવો પડયો હતો.

પૂરી વાચના 'પ્રાવદા'ના
૨૫૧મા અંકમાં ૧૯૧૯ના
નવેંબરની ૯મી તારીખે પ્રકાશિત

## રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની નવમી કોંગ્રેસ
## ૨૯ માર્ચ-૫ એપ્રિલ, ૧૯૨૦[91]

### સહકારી સંસ્થાઓ સંબંધી પ્રવચનમાંથી
### ૩ એપ્રિલ

કોમરેડ ચૂચિન તાત્કાલિક રાષ્ટ્રીયકરણની હિમાયત કરે છે ત્યારે એ કારણે જ ભૂલમાં અટવાઈ જાય છે. એ તો સારી વાત છે, પરંતુ અશક્ય છે, કારણ કે આપણને એવા વર્ગ જોડે કામ પડી રહ્યું છે જે આપણાથી ઓછામાં ઓછો પ્રભાવિત થાય એવો છે, અને જેનું રાષ્ટ્રીયકરણ તો ચોક્કસ થઈ શકે એમ નથી જ. આપણે તમામ ઉદ્યોગધંધાઓનું રાષ્ટ્રીયકરણ હજુયે નથી સાધી શક્યા. મુખ્ય કારોબારી સંઘટનો તથા કેંદ્રીય પંચોનો ઑર્ડર વિસ્તારોમાં પહોંચે ત્યાં સુધીમાં તે તદ્દન બિનઅસરકારક બની જાય છે, સડકો તથા તારવ્યવસ્થાનો અભાવ વગેરે કારણોસર દસ્તાવેજોના ગંજમાં સાવ ખોવાઈ જાય છે. એટલે હાલના સમય સુધી તો રાષ્ટ્રીયકરણની વાત કરવાનું અશક્ય રહ્યું છે. કોમરેડ મિલ્યૂતિન સિદ્ધાંતની દૃષ્ટિએ પણ ભૂલમાં છે. તેને લાગે છે કે તેનું ધોરણ નબળું છે અને તે માને છે કે પોતે આ મુદ્દાને તો બસ પાછો ખેંચી લઈ શકે એમ છે. પરંતુ એમ કરવામાં તો કોમરેડ મિલ્યૂતિન તમે તમારા પોતાના ઠરાવનાં મૂળિયાં ખોદી રહ્યા છો, તમે એવા મતલબનું પ્રમાણપત્ર આપી રહ્યા છો કે લઘુમતીનો ઠરાવ ખરો છે, કારણ કે તમારા ઠરાવની ભાવના — તેમને વોલોસ્ત કાર્યવાહક સમિતિઓના તાબામાં રાખવાની (પહેલી કલમમાં ચોક્કસ રૂપે એમ જ કહેવામાં આવ્યું છે — "પગલાં લેવાં") — 'ચેકા'ની ભાવના છે, આર્થિક સવાલમાં ખોટી રીતે ઘુસાડી દેવામાં આવેલી ભાવના છે. બીજા ઠરાવમાં જણાવવામાં આવ્યું છે કે કોમ્યુનિસ્ટોની સંખ્યા વધારવી જોઈએ, સામ્યવાદી પ્રચાર તથા ચળવળકાર્ય વધારી દેવાં જોઈએ — પાયો ઊભો કરવો જોઈએ. તેમાં શબ્દોનો ઠઠારો જરાય નથી, દૂધ અને મધની નદીઓવાળા દેશનાં તાત્કાલિક વચનો નથી. પરંતુ વિસ્તારોમાં કોમ્યુનિસ્ટો હશે તો તેઓ બરાબર જાણતા હશે કે શું કરવું, અને કોમરેડ ચૂચિનના એવા ખુલાસાની જરૂર જ નહિ પડે કે

પ્રતિક્રાંતિકારીઓને ક્યાં લઈ જવા. બીજી વાત — કાર્યસાધક સંઘટન સ્થાપી લેવું જ જોઈએ. એવું સંઘટન સ્થાપી લો, અમલી કામગીરીમાં તેની કસોટી કરી લો, ચકાસી લો કે ઉત્પાદન વધી રહ્યું છે કે નહિ — લઘુમતીના ઠરાવમાં એમ જ કહેવામાં આવ્યું છે. પહેલાં પાયો ઊભો કરો, અને પછી — પછી જોઈ લઈશું. આપણે કરવાનું કામ તેમાંથી જ આપોઆપ ઉપર તરી આવશે. આપણી પાસે પૂરતી સંખ્યામાં એવી ડિક્રીઓ છે જેમાં જણાવવામાં આવ્યું છે કે પ્રતિક્રાંતિકારીઓને 'ચેકા'ના હાથમાં, અને 'ચેકા' ન હોય તો ક્રાંતિકારી સમિતિના હાથમાં, સોંપી દેવા જોઈએ. એવું મુક્કા વીંઝવાનું આપણે માટે ઓછું જરૂરી છે. આપણે લઘુમતીનો ઠરાવ અપનાવી લેવો જોઈએ, તેમાં નીતિની મૂળભૂત દિશા નિર્ધારિત કરવામાં આવી છે.

સંક્ષિપ્ત અખબારી અહેવાલ
૧૯૨૦ના એપ્રિલની ચોથી તારીખે
'પ્રાવદા'ના ૧૧મા અંકમાં પ્રકાશિત

સંપૂર્ણ વાચના ૧૯૨૦માં
'રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટીની
નવમી કૉંગ્રેસ. શબ્દશ:
રિપોર્ટ' નામે પુસ્તિકામાં પ્રકાશિત

## આંતરરાષ્ટ્રીય મહેનતકશ મહિલા દિન

બોલ્શેવિઝમ અને રશિયન ઑક્ટોબર ક્રાંતિનો મુખ્ય અને મૂળભૂત સાર બરાબર એવા જ લોકોને રાજકારણમાં આણી રહ્યો છે કે જે મૂડીવાદમાં સૌથી વધારે પીડિત હતા. રાજશાહીમાં તેમ જ મૂડીવાદી-લોકશાહીવાદી પ્રજાસત્તાકોમાં મૂડીદારો તેમને કચડતા, છેતરતા, અને લૂંટના હતા. જમીન અને કારખાનાં ખાનગી માલિકીનાં હતાં ત્યાં સુધી મૂડીદારોના હાથે લોકોના શ્રમનું એવું પીડન, છેતરપિંડી, અને લૂંટ અનિવાર્ય હતાં.

બોલ્શેવિઝમ અને સોવિયેત સત્તાનું સારતત્ત્વ મૂડીવાદી લોકશાહીવાદના જૂઠાપણા તથા હાસ્યાસ્પદતાને ઉઘાડાં પાડવામાં, જમીન તથા કારખાનાંની ખાનગી માલિકી નાબૂદ કરી નાખવામાં, અને સમગ્ર રાજ્ય સત્તા મહેનતકશ તથા શોષિત લોકસમુદાયોના હાથમાં કેંદ્રિત કરવામાં સમાયેલું છે. તેઓ, એ લોકસમુદાયો, રાજકારણને, અર્થાત્ નવા સમાજના નિર્માણના કાર્યને, પોતાને હસ્તક લઈ લે. એ કર્તવ્ય સહેલું નથી: લોકસમુદાયો મૂડીવાદથી કચડાયેલા તથા પીડિત છે, પરંતુ મૂડીવાદની રોજી-ગુલામી તથા બંધનથી છૂટવાનો બીજો કોઈ ઉપાય નથી — અને હોઈ શકે જ નહિ.

પરંતુ લોકસમુદાયોને રાજકારણમાં ખેંચવાનું કાર્ય સ્ત્રીઓને પણ રાજકારણમાં ખેંચી લીધા વગર ન જ થઈ શકે. મૂડીવાદમાં માનવજાતિનો નારી અર્ધભાગ બેવડા પીડનનો ભોગ બનેલો છે. કામદાર સ્ત્રી અને કિસાન સ્ત્રી મૂડી તરફથી પીડિત છે, પરંતુ એ ઉપરાંત, સૌથી વધારે લોકશાહીવાદી મૂડીવાદી પ્રજાસત્તાકોમાં પણ, તેઓ એક તો કેટલાક અધિકારોથી વંચિત રહે છે કારણ કે કાનૂન તેમને પુરુષો જોડે સમાનતા નથી આપતો, અને બીજું એ — અને આ મુખ્ય બાબત છે — કે તેઓ "ઘરની દાસતા"માં જકડાયેલી રહે છે, તેઓ "ઘર ગુલામો" બની રહે છે, કારણ કે રસોડાની તથા કૌટુંબિક ઘરકામની

અત્યંત ગંદી, તનતોડ, તથા મૂઢ બનાવી દેતી મહેનતનો વધારે પડતો ઢસરડો તેમને માથે લદાયેલો હોય છે. સોવિયેત, બોલ્શેવિક ક્રાંતિ સ્ત્રીઓના પીડન તથા અસમાનતાનાં મૂળિયાં ઉપર જેટલે ઊંડે ઘા લગાવી રહી છે એવા ઘા લગાવવાનો ખ્યાલ પણ દુનિયામાં કોઈ પાર્ટી કે ક્રાંતિએ કદી ધરાવ્યો નથી. અહીંયાં, સોવિયેત રશિયામાં, પુરુષો અને સ્ત્રીઓ વચ્ચે કાનૂની અસમાનતાની એક પણ નિશાની બચી નથી. લગ્ન તથા પરિવાર સંબંધી કાનૂનોમાં જે ખાસ ઘૃણાજનક અધમ તથા દંભી અસમાનતા હતી અને બાળકોના સંબંધમાં જે અસમાનતા હતી તેને સોવિયેત સત્તાએ સમૂળી ખતમ કરી નાખી છે.

સ્ત્રીની મુકિતની દિશામાં આ તો માત્ર પહેલું જ કદમ છે. પરંતુ એક પણ મૂડીવાદી પ્રજાસત્તાકે—અધિકતમ લોકશાહીવાદી છે એવાંમાંથી પણ—એ પહેલું કદમ ઉઠાવવા જેટલીયે હિંમત કરી નથી. તેના કારણમાં "પવિત્ર ખાનગી મિલકત"નો પ્રતાપ છે.

બીજું અને અત્યંત મહત્ત્વનું કદમ જમીન તથા કારખાનાંની ખાનગી માલિકી નાબૂદ કરી નાખવાનું છે. એ અને માત્ર એ જ કદમ સ્ત્રીની પૂરેપૂરી તથા વસ્તુગત મુકિતનો, તુચ્છ વ્યકિતગત ઘરકામમાંથી મોટા પાયાની સમાજીકૃત ઘરેલુ સેવાઓની દિશામાં સંક્રમણ મારફત "ઘરકામની દાસતા"થી તેના છુટકારાનો, માર્ગ મોકળો કરે છે.

એ સંક્રમણ મુશ્કેલ છે કારણ કે તેમાં અત્યંત ઊંડાં મૂળિયાં ઘાલી બેઠેલી, સજ્જડ, સંકુચિત, અને કઠોર "વ્યવસ્થા"ને (અસભ્યતા અને જંગલીપણું કહેવાનું સત્યની વધારે સમીપ ગણાશે) નવો ઘાટ આપવાનું કાર્ય સંકળાયેલું છે. પરંતુ સંક્રમણ શરૂ કરી દેવામાં આવ્યું છે, બાબતને ગતિમાન કરી દેવામાં આવી છે, આપણે નવો પંથ અપનાવી લીધો છે.

એટલે, આ આંતરરાષ્ટ્રીય મહેનતકશ મહિલા દિનના પ્રસંગે જગતના સઘળા દેશોમાંથી મહેનતકશ સ્ત્રીઓની અસંખ્ય સભાઓ સોવિયેત રશિયાને, આ અજોડ તેમ જ કલ્પી ન શકાય એટલું મુશ્કેલ પરંતુ મહાન કર્તવ્ય, સાર્વત્રિક રીતે મહાન તથા ખરેખર મુકિતદાયક કર્તવ્ય, હાથમાં લેનારા પ્રથમ દેશ તરીકે સોવિયેત રશિયાને, અભિવાદનો પાઠવશે. ભયાનક અને ઘણી વાર તો જંગલી મૂડીવાદી પ્રત્યાઘાતની સામે હિંમત ન હારવાની પ્રોત્સાહક હાકલો કરવામાં આવશે. મૂડીવાદી દેશ જેમ "વધારે મુકત" અથવા "વધારે લોકશાહીવાદી" હોય તેમ કામદારોની ક્રાંતિ વિરુદ્ધ તેની મૂડીદાર ટોળકીની મારધાડ વધારે બેલગામ હોય છે. ઉત્તર અમેરિકાનાં સંયુકત રાજ્યોનું પ્રજાસત્તાક તેનું ઉદાહરણ છે.

પરંતુ કામદારોના સમુદાયો જાગૃત થઈ ચૂક્યા છે. અમેરિકા, યુરોપ, અને પછાત એશિયામાં પણ દબાયેલા, સુસ્ત, અને નિદ્રાવશ લોકસમુદાયોને સામ્રાજ્યવાદી યુદ્ધે આખરે જાગૃત કરી દીધા છે.

દુનિયાના દરેક ભાગમાં શરૂઆત થઈ ચૂકી છે.

સામ્રાજ્યવાદી ધૂંસરીથી પ્રજાઓની મુક્તિના તેમ જ મૂડીની ધૂંસરીથી મહેનતકશ નરનારીઓની મુક્તિના જુવાળને કોઈ રોકી શકે એમ નથી. શહેરો તથા ગામોમાં કરોડો નરનારીઓ આ ધ્યેયને આગળ ધપાવી રહ્યાં છે. એટલે જ મૂડીની ધૂંસરીથી શ્રમની મુક્તિનું આ ધ્યેય આખી દુનિયામાં વિજયી બની જશે.

૪ માર્ચ, ૧૯૨૧

૧૯૨૧ના માર્ચની ૮મી તારીખે
'પ્રાવદા'ના ૫૧મા અંકની પુરવણીમાં
પ્રકાશિત

હસ્તાક્ષર: એન. લેનિન

## ફ્રાંસની કોમ્યુનિસ્ટ પાર્ટીએ ખેતીવાડીના સવાલ અંગે અપનાવેલી થિસિસો વિશેના વિચારોમાંથી

૪. અંતમાં હું થિસિસોના એ મુદ્દાઓ વિશે મારા વિચારો વ્યકત કરીશ કે જેમાં ખેતીવાડીની ચીજોની પેદાશ વધારવાની આવશ્યકતાનો અને આધુનિક યંત્રોના (des machines modernes), ખાસ કરીને કાપણીયંત્રો (les batteuses), ટ્રૅક્ટર હળો (les charrues à tracteur), વગેરેના, મહત્ત્વનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

થિસિસોમાંનાં એ બધાં નિવેદનો વ્યવહારિક દૃષ્ટિએ નિ:શંક ખરાં તથા જરૂરી છે. પરંતુ હું માનું છું કે આપણે સાધારણ મૂડીવાદી ટેકનીક પૂરતા જ સીમિત ન રહેતાં તેનાથી એક કદમ આગળ વધવું જોઈએ. સમગ્ર ફ્રાંસના આયોજિત તથા પૂર્ણ વિદ્યુતકરણની આવશ્યકતા વિશે થોડાક શબ્દો કહેવા જોઈતા હતા અને બતાવવું જોઈતું હતું કે મૂડીવાદી શાસનને ઉથલાવી પાડવામાં ન આવે અને સર્વહારા વર્ગ સત્તા કબજે ન કરી લે ત્યાં સુધી **કામદારો તથા કિસાનોના લાભમાં** એમ કરવાનું તદ્દન અશક્ય છે. ફ્રાંસ માટે વિદ્યુતકરણના મહત્ત્વ અંગે ફ્રેંચ સાહિત્યમાં મળતી માહિતી સામગ્રી ઓછી નથી. હું જાણું છું કે આપણી સરકારના હુકમ મુજબ ઘડી કાઢવામાં આવેલી રશિયાના વિદ્યુતકરણની યોજનામાં એ સામગ્રીનો થોડોક અંશ ટાંકવામાં આવ્યો છે, અને યુદ્ધ પછી ફ્રાંસમાં વિદ્યુતકરણની સમસ્યાના ટેકનિકલ ઉકેલની દિશામાં સારી પેઠે પ્રગતિ સાધવામાં આવી છે.

મારા અભિપ્રાય મુજબ, સૈદ્ધાંતિક તેમ જ અમલી પ્રચારની દૃષ્ટિએ થિસિસોમાં એમ જણાવવાનું (અને આપણા સામ્યવાદી સાહિત્યમાં સામાન્ય રીતે વિસ્તારથી રજૂ કરવાનું) અત્યંત મહત્ત્વનું છે કે આધુનિક ઉન્નત ટેકનોલોજી **એક જ** યોજના હેઠળ **સમગ્ર દેશનું—અને કેટલાય પાડોશી દેશોનું—વિદ્યુતકરણ** અનિવાર્ય બનાવી દે છે, તે વર્તમાન સમયે સાવ સાધ્ય છે, એથી

ખેતીવાડીને અને ખાસ તો કિસાનપ્રજાને સૌથી વધારે ફાયદો થશે, મૂડીવાદ અને ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી જ્યાં સુધી અસ્તિત્વમાં છે ત્યાં સુધી સમગ્ર દેશનું અથવા હારબંધ દેશોનું વિદ્યુતકરણ એક તો ઝડપથી તથા યોજના મુજબ થઈ જ ન શકે અને વળી એથી કામદારો તથા કિસાનોને **લાભ ન થાય**. મૂડીવાદમાં વિદ્યુતકરણનું અનિવાર્ય પરિણામ **મોટી બેંકો** તરફથી કામદારો તથા **કિસાનોના** વધારે **પીડનમાં જ** આવશે. યુદ્ધ પૂર્વે પણ "સંકુચિત મનોવૃત્તિ ધરાવતા માર્ક્સવાદીએ" નહિ પરંતુ ખુદ લીઝિસે (Lysis)—જે હવે દેશભકિતના ભાવે મૂડીદારોના પગ ચાટી રહ્યો છે—સાબિત કરી દીધું હતું કે ફ્રાંસમાં વાસ્તવિક શાસન **નાણાકીય અલ્પતંત્રના** હાથમાં છે.

ફ્રાંસ વિદ્યુતકરણની ઉત્કૃષ્ટ શક્યતાઓ ધરાવે છે. ફ્રાંસમાં સર્વહારા વર્ગના વિજય પછી યોજના મુજબ અને મોટા જમીનદારો તથા મૂડીદારોની ખાનગી મિલકતના કશા અવરોધો વગર સાધવામાં આવેલા વિદ્યુતકરણથી ખાસ કરીને **નાના કિસાનોને જબ્બર** ફાયદો થશે. પરંતુ મૂડીદારોની સત્તા ચાલુ રહે તો વિદ્યુતકરણ આયોજિત તથા ઝડપી હોવાની શક્યતા નથી, અને જેટલું ખરેખર સાધવામાં આવશે તે પણ કિસાનોને નવી બેડીઓમાં જકડી લેવાનું સાધન બની રહેશે, આજે નાણાકીય અલ્પતંત્ર તરફથી લૂંટાઈ રહેલા કિસાનોને તેની ગુલામીમાં જકડી રાખવાનું નવું સાધન બની રહેશે.

ખેતીવાડીના સંબંધમાં ફ્રેંચ થિસિસો વિશે હું આ થોડાક વિચારો રજૂ કરી શકું છું. મારા અભિપ્રાય મુજબ, સમગ્ર રૂપમાં એ થિસિસો સાવ ખરી છે.

૧૧ ડિસેંબર, ૧૯૨૧ **એન. લેનિન**

પહેલી વાર ૧૯૨૨માં
'કોમ્મૂનિસ્તીચેસ્કી ઇન્તેરનાત્સીઓનાલ'ના
૨૦મા અંકમાં પ્રકાશિત

હસ્તાક્ષર: રૂસી સામ્યવાદી

## ટિપ્પણીઓ

[1] **સામાજિક-લોકશાહીવાદી પાર્ટી માટે કાર્યક્રમનો ખરડો તથા વિવરણ** લેનિને ૧૮૯૫-૯૬ દરમિયાન સેંટ પિટર્સબર્ગમાં કારાવાસની હાલતમાં લખ્યાં હતાં. નાદેઝ્દા ક્રૂપ્સ્કાયા તથા આન્ના ઉલ્યાનોવા-યેલિઝારોવાએ પોતાનાં સંસ્મરણોમાં જણાવ્યું છે કે વાચનાનું લેખન પુસ્તકની લિપિઓ વચ્ચેની જગ્યામાં દૂધ વડે કરવામાં આવ્યું હતું.

એ કૃતિમાં લેનિને રશિયામાં મૂડીવાદના સારતત્ત્વનું તલસ્પર્શી પૃથક્કરણ કર્યું હતું અને સર્વહારા વર્ગસંઘર્ષનાં બુનિયાદી કર્તવ્યો રજૂ કર્યાં હતાં. — પૃ. ૧૧

[2] રશિયામાં ૧૯૦૨માં કિસાનોની અંદર ફેલાયેલી અશાંતિનું પરીક્ષણ કરીને લેનિને નિષ્કર્ષ તારવ્યો કે કિસાનો માટે પુસ્તિકા લખવાનું જરૂરી છે. એ પુસ્તિકામાં લેનિને કિસાનોને સાદી ભાષામાં સમજાવ્યું કે કામદારોની પાર્ટીનાં ધ્યેયો કેવાં છે અને ગરીબ કિસાનોએ શા માટે કામદારોની જોડે એકસંપી સાધી લેવી જોઈએ.

પુસ્તિકા ૧૯૦૩ના મે માસમાં જિનિવા ખાતે પ્રકાશિત થઈ હતી અને તેમાં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના કાર્યક્રમનો ખરડો પુરવણીના રૂપમાં સામેલ કરવામાં આવ્યો હતો. તેને છાની રીતે રશિયા પહોંચાડવામાં આવી હતી અને બહોળા પાયા પર વહેંચવામાં આવી હતી. સામાજિક-લોકશાહીવાદી તેમ જ કામદાર અભ્યાસ-વર્તુળોમાં તેનો અભ્યાસ કરવામાં આવ્યો હતો અને તે ગ્રામવિસ્તારોમાં તેમ જ લશ્કર તથા નૌકાદળમાં પહોંચી ગઈ હતી. — પૃ. ૧૪

[3] ત્રણ પ્રસંગો — માર્ક્સના દેહાંતની ૨૫મી સંવત્સરી, ૧૮૪૮ની ક્રાંતિની સાઠમી જયંતી, અને પૅરિસ કોમ્યુન દિન — ઊજવવા માટે એક આંતરરાષ્ટ્રીય

સંમેલન ૧૯૦૮ના માર્ચની પાંચમી (અઢારમી) તારીખે જિનિવા ખાતે ભરવામાં આવ્યું હતું. તેમાં ૨૦૦૦ માણસોએ ભાગ લીધો હતો. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી વતી લેનિને પ્રવચન કર્યું હતું અને તેમાં પૅરિસ કોમ્યુનનું મહત્ત્વ સમજાવ્યું હતું. 'કોમ્યુનના બોધપાઠો' એ પ્રવચનનો જ શબ્દશ: અહેવાલ છે. જિનિવા ખાતે રશિયન વિદેશવાસીઓના જૂથના મુખપત્ર 'ઝાગ્રાનીચનાયા ગાઝેતા'ના (૧૯૦૮ના માર્ચ-એપ્રિલ દરમિયાન પ્રકાશિત) બે નંબરના અંકમાં તે પ્રગટ થયો હતો.—પૃ. ૧૭

[4] **પ્રુધોંવાદ**—ફ્રેંચ અરાજકતાવાદી પ્રુધોંના નામ પરથી ઓળખાતું નિમ્ન-મૂડીવાદી સમાજવાદનું આ વહેણ ઓગણીસમી સદીના સાતમા દાયકામાં ફ્રાંસમાં અને બીજા કેટલાક દેશોમાં ખૂબ પ્રચલિત થઈ ગયું હતું. પ્રુધોંએ મોટી મૂડીવાદી માલિકીની ટીકા નિમ્ન-મૂડીવાદી દૃષ્ટિએ કરી હતી અને નાની ખાનગી માલિકી ચાલુ રાખવાનું સ્વપ્ન સેવ્યું હતું. તેણે સર્વહારાઓના ક્રાંતિકારી વર્ગસંઘર્ષનો વિરોધ કર્યો હતો અને હડતાલોને તેમ જ ટ્રેડ યુનિયનોને પણ ધુતકારી કાઢયાં હતાં. આગળ જતાં અરાજકતાવાદી-સંઘવાદના હિમાયતીઓએ પ્રુધોંવાદના સિદ્ધાંતો અપનાવી લીધા હતા, અને મવાળપંથી સમાજવાદીઓ પણ એ સિદ્ધાંતોનો ઉપયોગ કરતા રહ્યા છે.—પૃ. ૧૭

[5] જુઓ કાર્લ માર્ક્સ, 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની સામાન્ય પરિષદનું ફ્રાંસ-પ્રશિયા યુદ્ધ સંબંધી બીજું સંબોધન' (માર્ક્સ અને એંગેલ્સ, ચૂંટેલી કૃતિઓ, ત્રણ ગ્રંથની આવૃત્તિ, ગ્રંથ ૨, મોસ્કો, ૧૯૭૩, પૃષ્ઠ ૧૯૫-૨૦૧).—પૃ. ૧૮

[6] આ નિર્દેશ ૧૯૧૬ના નવેંબરની ૩૦મી તારીખે સ્વિસ ઉદ્દામપંથી સામાજિક-લોકશાહીવાદીઓની મિટિંગમાં આર્થર શ્મીદના પ્રવચન પ્રત્યે છે. એ મિટિંગમાં સ્વિસ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની આગામી અસાધારણ કૉંગ્રેસ માટે ઠરાવનો ખરડો ઘડી કાઢવાના સવાલનું પરીક્ષણ કરવામાં આવ્યું હતું. કૉંગ્રેસનું આયોજન લશ્કરવાદ તથા યુદ્ધ પ્રત્યે સમાજવાદીઓના વલણની ચર્ચાવિચારણા માટે કરવામાં આવ્યું હતું.—પૃ. ૨૮

[7] **આઆરાઉ નિર્ણય**—૧૯૧૫ના નવેંબરની ૨૦-૨૧ તારીખે આઆરાઉ ખાતે ભરવામાં આવેલી સ્વિસ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલો ઠરાવ. તેમાં યુદ્ધની વિરુદ્ધ લોકવ્યાપી ક્રાંતિકારી સંઘર્ષની હાકલ કરવામાં આવી હતી.—પૃ. ૨૯

8 લેનિનને સ્વિટ્ઝર્લૅન્ડમાં વિદેશવાસ દરમિયાન રશિયાની ફેબ્રુઆરી ક્રાંતિ વિશે તેમ જ મૂડીવાદી કામચલાઉ સરકારની સંઘટના અને કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેતની કારોબારી સમિતિની સંઘટના વિશે માહિતી મળી કે તરત જ તેમણે પોતાના **સુદૂરથી પત્રો**નું લેખન આરંભી દીધું હતું. એ પત્રોમાં તેમણે રશિયાની ક્રાંતિકારી ઘટનાઓનું પૃથક્કરણ કર્યું હતું અને બતાવ્યું હતું કે બોલ્શેવિક કાર્યનીતિ સજ્જડ પાયા પર આધારિત છે. તેમણે ૧૯૧૭ના માર્ચની ૭થી ૧૨ (૨૦થી ૨૫) તારીખ દરમિયાન ચાર પત્રો લખ્યા હતા. 'પ્રથમ ક્રાંતિની પ્રથમ કક્ષા' શીર્ષક ધરાવતો પહેલો પત્ર સારી પેઠે સંક્ષિપ્ત રૂપમાં અને કેટલાક ફેરફારો સાથે પેત્રોગ્રાદમાં બોલ્શેવિક અખબાર 'પ્રાવદા'માં માર્ચની ૨૧-૨૨ (એપ્રિલની ૩-૪) તારીખે છપાયો હતો. બીજા પત્રો ૧૯૧૭માં પ્રગટ નહોતા થયા. સ્વિટ્ઝર્લૅન્ડથી રશિયા રવાનગીની પૂર્વવેળાએ લેનિને શરૂ કરેલો પાંચમો પત્ર પૂરો નહોતો થયો. તેમાં સમાવિષ્ટ વિચારોને આગળ જતાં 'કાર્યનીતિ સંબંધી પત્રો' અને 'આપણી ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યો' નામની તેમની કૃતિઓમાં વિકસાવવામાં આવ્યા હતા. — પૃ. ૩૧

9 **૧૦૪નો જમીન સંબંધી કાર્યક્રમ** એટલે પ્રથમ દૂમાના ૧૦૪ સભ્યોની સહીઓ ધરાવતું જમીન સંબંધી સુધારાનું બિલ. ૧૯૦૬ના મે માસની ૨૩મી (જૂનની પાંચમી) તારીખે દૂમાના અધિવેશનમાં ત્રુદોવિકો તરીકે ઓળખાતા કિસાન પ્રતિનિધિઓના જૂથે એ બિલ રજૂ કર્યું હતું. તેમાં ત્રુદોવિકોએ માંગ કરી હતી કે રાજ્યની શાહી કુટુંબની, ચર્ચની, ઉમરાવોની, અને બીજા મોટા જમીનદારોની જમીનને આવરી લેતા "રાષ્ટ્રીય જમીન ભંડોળ"ની સ્થાપના કરવામાં આવે. ખાનગી માલિકીની પણ માલિક પાસેથી લઈ લેવામાં આવેલી જમીનના ("શ્રમ ધોરણ" ઉપરાંત વધારાની જમીન લઈ લેવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો) અમુક વળતરની જોગવાઈ કરવામાં આવી હતી. ફાળવવામાં આવેલી તથા ખાનગી માલિકીની નાના પ્રમાણની જમીન અસ્થાયી રૂપે માલિકોના કબજામાં રહેવા દેવાની હતી. એવી જમીન આગળ જતાં ધીરે ધીરે રાષ્ટ્રીય જમીન ભંડોળમાં સામેલ કરી દેવાની જોગવાઈ બિલમાં કરવામાં આવી હતી. — પૃ. ૩૧

10 **સ્વિસ કામદારોને વિદાય પત્ર** લેનિને ૧૯૧૭ના માર્ચના મધ્યમાં લખ્યો હતો. માર્ચની ૨૬મી (એપ્રિલની ૮મી) તારીખે તેને રશિયા રવાના થઈ રહેલા

બોલ્શેવિકોની મિટિંગમાં ચર્ચાવિચારણા પછી અપનાવી લેવામાં આવ્યો હતો.

લેનિન સ્વિટ્ઝર્લૅન્ડમાં વિદેશવાસ દરમિયાન પહેલાં બેર્નના અને પછી ઝૂરિખના સામાજિક-લોકશાહીવાદી સંગઠનમાં એ પાર્ટીની મવાળ પાંખની વિરુદ્ધ રાજકીય સંઘર્ષમાં સક્રિય રહ્યા હતા. એ પાર્ટીની અંદર તકવાદની વિરુદ્ધ ઉદ્દામોએ બહાર પાડેલા સંખ્યાબંધ દસ્તાવેજો લેનિન જોડે ગાઢ સહકારના આધારે ઘડાયેલા હતા.—પૃ. ૩૩

11 ઝારશાહી સરકારે ગ્રામવિસ્તારોમાં કુલકોના રૂપમાં ભરોસેદાર આધાર સ્થાપવાના ઈરાદે કિસાનો તરફથી ગ્રામસમાજોના ત્યાગનું તથા ફાળવવામાં આવેલી જમીન ઉપર તેમના માલિકીહકની સ્થાપનાનું નિયમન કરતી ડિક્રી ૧૯૦૬ના નવેંબરની ૯મી (૨૨મી) તારીખે જાહેર કરી હતી. એ ડિક્રી અપનાવી લેવામાં આવી ત્યાર પછી ૧૯૧૦ના જૂનની ૧૪મી તારીખના કાનૂન તરીકે જાણીતી થઈ. એ વખતે પ્રધાનમંડળના અધ્યક્ષ સ્તોલીપિનના નામ જોડે સંકળાયેલા એ કાનૂન હેઠળ કિસાનને ગ્રામસમાજ છોડી દેવાનો અને તેને ફાળવવામાં આવેલી જમીન ખાનગી મિલકત તરીકે ઉપયોગમાં લેવાનો અથવા વેચી નાખવાનો અખત્યાર આપવામાં આવ્યો હતો. ગ્રામસમાજને ફરજ પાડવામાં આવી હતી કે ગ્રામસમાજ છોડી દેનારા કિસાનોને તે એક જગ્યાએ જમીન ફાળવે. સ્તોલીપિન જમીન સુધારાથી ખેતીવાડીમાં મૂડીવાદના વિકાસને પ્રવેગ મળ્યો, કિસાનપ્રજાના સ્તરીકરણનો વેગ વધી ગયો, અને ગ્રામવિસ્તારમાં વર્ગસંઘર્ષ વધારે ઉગ્ર બન્યો.—પૃ. ૩૪

12 'આપણી ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યો (સર્વહારા વર્ગીય પાર્ટીના ધોરણનો ખરડો)' નામક કૃતિ લેનિને સાતમા અખિલ રૂસી બોલ્શેવિક સંમેલનની (જુઓ આ પછીની ટિપ્પણી) તૈયારીઓ દરમિયાન ૧૯૧૭ના એપ્રિલની ૧૦મી (૨૩મી) તારીખે લખી હતી. તેને ટાઈપ કરીને સંમેલન પહેલાં તેમ જ સંમેલનમાં પાર્ટી સભ્યોને વહેંચવામાં આવી હતી.—પૃ. ૩૫

13 રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)નું સાતમું (એપ્રિલ) અખિલ રૂસી સંમેલન ૧૯૧૭ના એપ્રિલની ૨૪-૨૯ (મે માસની ૭-૧૨) તારીખે પેત્રોગ્રાદમાં ભરવામાં આવ્યું હતું. તેમાં ૭૮ પાર્ટી સંગઠનોના નિર્ણયકારી મત ધરાવતા ૧૩૧ ડેલિગેટોએ અને સલાહકારી મત ધરાવતા ૧૮ ડેલિગેટોએ ભાગ લીધો હતો. એ સંમેલન પહેલું કાયદેસર પાર્ટી સંમેલન હતું.

તેનું ઐતિહાસિક મહત્ત્વ એ હતું કે મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિને સમાજવાદી ક્રાંતિમાં પલટાવી નાખવાની રીતો તથા ઉપાયો તેમાં ઘડી કાઢવામાં આવ્યાં હતાં, અને સમગ્ર સત્તા સોવિયેતોના હાથમાં સોંપી દેવાની યોજના તેણે રજૂ કરી હતી. તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં એ સંમેલને પાર્ટી કૉંગ્રેસની ભૂમિકા ભજવી હતી.—પૃ. ૩૭

[14] અહીંયાં નિર્દેશ લેનિનના લેખ 'તોળાઈ રહેલો પરાભવ' પ્રત્યે છે. એ લેખ ૧૯૧૭ના મે માસની ૧૪મી (૨૭મી) તારીખે 'પ્રાવદા'ના ૫૭મા અંકમાં પ્રગટ થયો હતો.—પૃ. ૪૨

[15] **રેચ (વાણી)**—દૈનિક, રશિયામાં ઉદારવાદી-રાજશાહીવાદી મૂડીદાર વર્ગની મુખ્ય પાર્ટી બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનું કેંદ્રીય મુખપત્ર. તેનું પ્રકાશન ૧૯૦૬માં શરૂ થયું હતું અને ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૬મી (નવેંબરની ૮મી) તારીખે પેત્રોગ્રાદ સોવિયેતની લશ્કરી ક્રાંતિકારી સમિતિએ બંધ કરાવી દીધું હતું. ત્યાર બાદ (૧૯૧૮ના ઑગસ્ટ સુધી) તે જુદાં જુદાં નામો હેઠળ પ્રકાશિત થતું રહ્યું હતું: 'નાશા રેચ' 'સ્વોબોદનાયા રેચ' 'વેક', 'નોવાયા રેચ', અને 'નાશ વેક'.—પૃ. ૪૨

[16] અહીંયાં લેનિને રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ના સાતમા (એપ્રિલ) અખિલ રૂસી સંમેલનમાં અપનાવવામાં આવેલા 'વર્તમાન પરિસ્થિતિ વિશે' ઠરાવમાંથી અવતરણ ટાંક્યું છે. એ ઠરાવ લેનિને ઘડી કાઢેલો હતો (જુઓ આ પુસ્તકનાં પૃષ્ઠ ૩૭-૪૧).—પૃ. ૪૩

[17] આ નિર્દેશ દોનેત્સના કામદારોના પ્રતિનિધિમંડળે, ખાણો તેમ જ લોખંડ તથા પોલાદ પ્લાંટોના માલિકોનાં ભાંગફોડનાં કૃત્યોના સંબંધમાં, કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેતના આર્થિક વિભાગ સમક્ષ કરેલાં નિવેદનો પ્રત્યે છે. એ માલિકો ક્રાંતિકારી વલણ ધરાવતા કામદારોને ભૂખના હથિયાર વડે દબાવી દેવાનો મનસૂબો રાખતા હતા. નિવેદનોમાં ખાણિયાઓ તથા પોલાદ કામદારોની અસહ્ય હાલતનું વર્ણન કરવામાં આવ્યું હતું.

'નોવાયા ઝીઝ્ન' (નવજીવન)—૧૯૧૭ના એપ્રિલની ૧૮મી (મેની પહેલી) તારીખથી ૧૯૧૮ના જુલાઈ સુધી પ્રકાશિત થતું રહેલું મેન્શેવિક દૈનિક.—પૃ. ૪૬

[18] **આર્થિક અંધાધૂંધીને પહોંચી વળવાનાં પગલાં સંબંધી ઠરાવ** લેનિને પેત્રોગ્રાદની કારખાના સમિતિઓના આયોજિત સંમેલન માટે ઘડી કાઢ્યો હતો (નીચેની ટિપ્પણી જુઓ). તેને પાર્ટીની કેંદ્રીય સમિતિ વતી ૧૯૧૭ના મેની ૨૫મી (જૂનની ૭મી) તારીખે મોસ્કોના બોલ્શેવિક અખબાર 'સોત્સિઆલ-દેમોક્રાત'માં, અને સંમેલન ભરવા માટે સ્થાપવામાં આવેલા સંગઠન બ્યૂરો તરફથી સૂચિત કાચા ઠરાવ તરીકે જૂનની બીજી (પંદરમી) તારીખે 'પ્રાવદા'માં, પ્રગટ કરવામાં આવ્યો હતો. સંમેલનમાં તેને ભારે બહુમતીથી અપનાવી લેવામાં આવ્યો હતો. — પૃ. ૫૦

[19] **કારખાના વિભાગ સમિતિઓ** ૧૯૧૭ના માર્ચમાં, ફેબ્રુઆરી ક્રાંતિ પછી તરત, ફૂટી નીકળેલાં સર્વહારા વર્ગ સંગઠનો અંકિત કરતી હતી. તેઓ આર્થિક માંગો ઘડી કાઢતી અને કારખાના અને પ્લાંટ માલિકો સમક્ષ રજૂ કરતી, સત્તાવાર પરવાનગીની વાટ જોયા વગર આઠ કલાકનો કામદિન ચાલુ કરી દેતી, કામદારોને કામે રાખવાની અને તેમને બરતરફ કરવાની કામગીરીનું નિયંત્રણ કરતી, કામદાર મિલિશિયા ટુકડીઓની રચના કરતી, જ્યાં જ્યાં કારખાનાં સ્થાપવામાં આવે ત્યાં ત્યાં તેમને અવિરત ચાલુ રાખવાનું શક્ય બનાવવા માટે કાચો માલ તથા ઈંધણ મેળવતી, વગેરે. એ સમિતિઓ ઑક્ટોબર ક્રાંતિમાં સક્રિય રહી હતી. ૧૯૧૮માં તેમને ટ્રેડ યુનિયનોમાં જોડી દેવામાં આવી અને તેઓ ટ્રેડ યુનિયનોનાં નીચલાં સંઘટનો બની રહી.

કારખાના સમિતિઓનું પ્રથમ પેત્રોગ્રાદ સંમેલન ૧૯૧૭માં મેની ત્રીસથી જૂનની ત્રીજી (જૂનની ૧૨થી ૧૬) તારીખ સુધી ભરવામાં આવ્યું હતું. તેમાં ઉદ્યોગની હાલત, પેત્રોગ્રાદમાં ઉત્પાદનનું નિયંત્રણ તથા નિયમન, કારખાના સમિતિઓનાં કર્તવ્યો અને ટ્રેડ યુનિયન આંદોલનમાં તેમની ભૂમિકા, વગેરે વિશે ચર્ચાવિચારણા કરવામાં આવી હતી. — પૃ. ૫૩

[20] **કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેતનું ઈઝવેસ્તિયા** (સમાચારપત્ર) — દૈનિક, તેનું પ્રકાશન ૧૯૧૭ના ફેબ્રુઆરીની ૨૮મી (માર્ચની ૧૩મી) તારીખે શરૂ થયું હતું. ઑગસ્ટની પહેલી (ચૌદમી) તારીખે તે કેંદ્રીય કારોબારી સમિતિનું મુખપત્ર બની ગયું અને 'કેંદ્રીય કારોબારી સમિતિ તેમ જ કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેતનું ઈઝવેસ્તિયા' તરીકે પ્રગટ થવા લાગ્યું. સપ્ટેંબરની ૨૯મી (ઑક્ટોબરની ૧૨મી) તારીખે તેનું નામ બદલાવીને 'કામદારો અને

સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોની કેંદ્રીય કારોબારી સમિતિનું ઇઝવેસ્તિયા' રાખવામાં આવ્યું. એ પૂરા સમય દરમિયાન અખબાર મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓના કબજામાં રહ્યું હતું અને બોલ્શેવિક પાર્ટીની ઉપર પ્રહારો કરતું રહ્યું હતું.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી 'ઇઝવેસ્તિયા'ના સંપાદક મંડળની સંઘટનામાં પરિવર્તન કરવામાં આવ્યું અને અખબાર સોવિયેત સરકારનું સત્તાવાર મુખપત્ર બની ગયું.—પૃ. ૫૬

21 **રાબોચાયા ગાઝેતા** (કામદાર સમાચાર)—૧૯૧૭ના માર્ચની ૭મી (૨૦મી) તારીખથી નવેંબરની ૩૦મી (ડિસેંબરની ૧૩મી) તારીખ સુધી પેત્રોગ્રાદમાં પ્રકાશિત મેન્શેવિક દૈનિક.—પૃ. ૫૬

22 **યેદીન્સ્ત્વો** (એકતા)—પેત્રોગ્રાદમાં પ્રકાશિત મેન્શેવિક અખબાર. તેના ચાર અંક ૧૯૧૪ના મે-જૂનમાં પ્રગટ થયા હતા. ૧૯૧૭ના માર્ચથી નવેંબર સુધીના ગાળામાં તે દરરોજ પ્રગટ થતું રહ્યું હતું. ૧૯૧૭ના ડિસેંબરમાં અને ૧૯૧૮ના જાન્યુઆરીમાં તે 'નાશે યેદીન્સ્તવો' નામે પ્રગટ થયું હતું.—પૃ. ૫૬

23 **વેસ્તનિક ફિનાન્સોવ, પ્રોમીશ્લેન્નોસ્તી ઇ તોર્ગોવ્લી** (નાણાકીય, ઔદ્યોગિક અને વાણિજ્યિક અગ્રદૂત)—નાણા મંત્રાલયનું સાપ્તાહિક. તે ૧૮૮૩ના નવેંબરથી ૧૯૧૭ સુધી સેંટ પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું રહ્યું હતું.—પૃ. ૫૯

24 **તોળાઈ રહેલી આફત અને તેનો સામનો કેવી રીતે કરવો**—આ કૃતિ લેનિને હેલસિંગફોર્સમાં ગેરકાયદેસર રહેવાસ દરમિયાન ૧૯૧૭ના સપ્ટેંબરના મધ્યમાં લખી હતી.

તેમાં લેનિને કેટલાંય કાર્યક્રમ વિધાનો રજૂ કર્યાં હતાં. નૂતન સમાજવાદી જીવનના નિર્માણમાં સર્વહારા વર્ગીય સરકારે ઉઠાવવાનાં જે કદમો લેનિને ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિની પૂર્વવેળાએ ઘડી કાઢ્યાં હતાં તેને સોવિયેત સંઘમાં તેમ જ સમાજવાદી છાવણીના બીજા દેશોમાં અમલમાં મૂકવામાં આવ્યાં છે.—પૃ. ૬૨

25 **દેન** (દિન)—ઉદારવાદી-મૂડીવાદી દૈનિક. તેનું પ્રકાશન ૧૯૧૨માં સેંટ પિટર્સબર્ગમાં શરૂ થયું હતું. ૧૯૧૭ના ફેબ્રુઆરીની ક્રાંતિ પછી તે મેન્શેવિકોના હાથમાં ચાલ્યું ગયું હતું. પેત્રોગ્રાદ સોવિયેતની લશ્કરી ક્રાંતિકારી સમિતિએ

તેને ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૬મી (નવેંબરની ૮મી) તારીખે બંધ કરાવી દીધું હતું. — પૃ. ૭૦

26 અહીંયાં લેનિનનો નિર્દેશ તેમના લેખ 'સમાજવાદનો અમલ કે રાજ્યને લૂંટવાના કૃત્યનો ભંડાફોડ?' પ્રત્યે છે. એ લેખ ૧૯૧૭ના જૂનની ૯મી (૨૨મી) તારીખે 'પ્રાવદા'ના ૭૭મા અંકમાં પ્રગટ થયો હતો. — પૃ. ૭૮

27 આ નિર્દેશ લેનિનના લેખ 'કાગળિયા ઠરાવો' પ્રત્યે છે. તે ૧૯૧૭ના ઑગસ્ટની ૨૬મી (સપ્ટેંબરની ૮મી) તારીખે બોલ્શેવિક અખબાર 'રાબોચી'ના બીજા અંકમાં પ્રગટ થયો હતો. — પૃ. ૭૯

28 **સ્વોબોદનાયા ઝીઝ્ન** (મુક્ત જીવન) — કામચલાઉ સરકારે બંધ કરાવી દીધેલા અખબાર 'નોવાયા ઝીઝ્ન'ની જગ્યાએ સપ્ટેંબરની બીજી (પંદરમી) તારીખથી આઠમી (એકવીસમી) તારીખ સુધી પેત્રોગ્રાદમાં પ્રગટ થયેલું મેન્શેવિક દૈનિક. — પૃ. ૯૦

29 **બિર્ઝેવકા (બિર્ઝેવીએ વેદોમોસ્તી)** (સટ્ટાબજાર તવારીખ) — ૧૮૮૦માં સ્થપાયેલું મૂડીવાદી અખબાર. તે સેંટ પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું હતું. ૧૯૧૭ના અંતમાં પેત્રોગ્રાદ સોવિયેતની લશ્કરી ક્રાંતિકારી સમિતિએ તેને બંધ કરાવી દીધું હતું. — પૃ. ૯૧

30 ૧૮૭૦-૭૧ના ફ્રાંસ-પ્રશિયા જંગ દરમિયાન જર્મનોએ સેદાન ખાતે ફ્રેંચ લશ્કરને ઘેરી લીધું હતું, અને એ વખતે ત્યાં મોજૂદ સમ્રાટ નેપોલિયન ત્રીજાએ શરણાગતિ સ્વીકારી લેવાના દસ્તાવેજ ઉપર સહી કરી હતી. — પૃ. ૧૦૭

31 લેનિને ઘડી કાઢેલો **કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી નિયમોનો ખરડો** આગળ જતાં ઘડી કાઢવામાં આવેલ કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી કાનૂનના ખરડાના આધાર સ્થાને હતો. ૧૯૧૭ના નવેંબરની ૧૪મી (૨૭મી) તારીખે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિએ એ કાનૂનના ખરડાનું પરીક્ષણ કરીને ડિક્રી જાહેર કરી જે 'કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી નિયમો' તરીકે જાણીતી છે. એ ડિક્રીથી કામદારોની પહેલકદમી વિકસાવવામાં તેમ જ માલના ઉત્પાદન તથા વહેંચણી ઉપર નિયંત્રણ સ્થાપવામાં મદદ મળી. મૂડીદારો તરફથી ચલાવવામાં આવતી લૂંટની સામે ઉદ્યોગધંધાઓની રક્ષામાં,

તેમ જ ઉદ્યોગના રાષ્ટ્રીયકરણ પછી કામદારોને ઉત્પાદનના વહીવટની તાલીમ આપવામાં, કામદારોને હસ્તક નિયંત્રણે મહત્ત્વની ભૂમિકા ભજવી હતી. —પૃ. ૧૧૨

[32] **બચાવ સમિતિ, જાહેર સલામતી સમિતિ** મોસ્કો નગર પરિષદ તરફથી સોવિયેત સત્તાની સામે હથિયારબંધ સંઘર્ષ લડવાના આશયે ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૫મી (નવેંબરની ૭મી) તારીખે સ્થાપવામાં આવી હતી. ઑક્ટોરની ૨૮મી (નવેંબરની ૧૦મી) તારીખે શરૂ થયેલા અફસર કેડેટોના પ્રતિક્રાંતિકારી બળવાની આગેવાની એ સમિતિએ કરી હતી. બળવાને નવેંબરની બીજી (પંદરમી) તારીખે કચડી નાખવામાં આવ્યો અને જાહેર સલામતી સમિતિ મોસ્કો લશ્કરી ક્રાંતિકારી સમિતિને શરણે થઈ ગઈ. —પૃ. ૧૧૪

[33] આ થિસિસો લેનિને લોક કમિસાર મંડળ દ્વારા શહેરી સ્થાવર મિલકતના રાષ્ટ્રીયકરણ માટે ડિક્રી ઘડી કાઢવાના સંબંધમાં લખી હતી. ખરડાને ૧૯૧૭ના નવેંબરની ૨૩મી (ડિસેંબરની છઠ્ઠી) તારીખે લોક કમિસાર મંડળની મિટિંગમાં બહાલી આપવામાં આવી હતી, અને તેને અનુરૂપ ડિક્રીને ૧૯૧૮ના ઑગસ્ટની ૨૦મી તારીખે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિની મિટિંગમાં અપનાવી લેવામાં આવી હતી. —પૃ. ૧૧૭

[34] ઑક્ટોબર ક્રાંતિ પછી ઉરાલ ખાણ મંડળોએ ઉરાલ પ્લાંટોને નાણાં મોકલવાનું બંધ કરી દીધું. તેના પરિણામે પ્લાંટોને બેહદ મુશ્કેલીઓનો સામનો કરવો પડયો. કામદારોને કેટલાય મહિનાઓ સુધી પગાર ન મળ્યા અને તેઓ ભૂખમરાની હાલતમાં ધકેલાઈ ગયા. કામદારો, કિસાનો, અને સિપાહીઓના પ્રતિનિધિઓની ઉરાલ પ્રાદેશિક સોવિયેતે લોક કમિસાર મંડળને ઉરાલની પરિસ્થિતિ અંગે માહિતી પહોંચાડવા માટે અને પગારના સવાલના ઉકેલ માટે પોતાના એક સભ્ય વોરોબ્યોવને પ્રતિનિધિ તરીકે પેત્રોગ્રાદ મોકલ્યો. વોરોબ્યોવે સ્વેર્દલોવને મળીને ઉરાલની પરિસ્થિતિ અંગે વિગતવાર માહિતી આપી. સ્વેર્દલોવે સૂચન કર્યું કે તેમના સંગાથમાં વોરોબ્યોવ લેનિન પાસે જાય અને ઉરાલના ઉદ્યોગની પરિસ્થિતિ વિશે તેમ જ કામદારોની લાગણીઓ વિશે રિપોર્ટ આપે. લેનિન સાથે વાતચીત થઈ ગયા પછી લેનિને વોરોબ્યોવને આપેલી ચિઠ્ઠી અમે આ પુસ્તકમાં પ્રકાશિત કરી છે.

૧૯૧૭ના ડિસેંબરની ૨૩મી (૧૯૧૮ના જાન્યુઆરીની પાંચમી) તારીખે

લોક કમિસાર મંડળે રાજ્ય બૅંકની ઉરાલ શાખાને ૫૦ મિલિયન રૂબલ તાકીદે મોકલવાનો નિર્ણય અપનાવ્યો.

૧૯૧૭ના ડિસેંબરમાં ઉરાલ પ્રાદેશિક કારોબારી સમિતિએ યેકાતેરીનબુર્ગ (હવે સ્વેર્દલોવ્સ્ક) ખાતે ઉરાલ ખાણ ઉદ્યોગ સંમેલનના બ્યૂરોને બંધ કરી દીધો, અને ૧૯૧૭ના ડિસેંબરના અંતમાં અથવા ૧૯૧૮ના આરંભમાં ઉરાલના સૌથી મોટા ઉદ્યોગધંધાઓનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું.—પૃ. ૧૧૯

[35] લેનિને આ પ્રવચન ૧૯૧૭ના ડિસેંબરની ૧૪મી (૨૭મી) તારીખે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિની મિટિંગમાં, બૅંકોના રાષ્ટ્રીયરકરણની ડિક્રીની ચર્ચાઓના સંબંધમાં, કર્યું હતું.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી તરત જ બૅંકોના રાષ્ટ્રીયકરણ માટે અમલી કદમો ઉઠાવવામાં આવ્યાં હતાં. એ દિશાનું પહેલું કદમ રાજ્ય બૅંકને કબજે લઈ લેવાનું હતું. રાજ્ય બૅંકે લોક કમિસાર મંડળના હુકમો મુજબ નાણાં ચૂકવવાનો ઈનકાર કર્યો હતો.

લોક કમિસાર મંડળના હુકમ મુજબ, નાણા મંત્રાલયના કેટલાય કર્મચારીઓને, ખાસ કરીને રાજ્ય બૅંકના મૅનેજરને, બરતરફ કરી દેવામાં આવ્યા અને મૅનેજરની જગ્યાએ રાજ્ય બૅંકના મુખ્ય કમિસારની નિમણૂક કરવામાં આવી. મોટા બૅંક અમલદારોએ તેનો જવાબ હડતાલ પાડીને વાળ્યો. તેમ છતાં, બૅંક થોડા સમયમાં જ ખોલી નાખવામાં આવી અને નાના દરજ્જાના કર્મચારીઓની મદદ વડે કામકાજ ફરી ચાલુ કરી દેવામાં આવ્યું. ૧૯૧૭ના ડિસેંબરના મધ્યમાં સોવિયેત સરકારે ખાનગી બૅંકોના રાષ્ટ્રીયકરણની દિશામાં સંક્રમણના કદમ તરીકે તેમની તમામ ચુકવણીઓ ઉપર નિયંત્રણ સ્થાપી દીધું. ડિસેંબરની ૧૪મી (૨૭મી) તારીખે સવારે સરકારે કામદારોની તેમ જ લાલ સંત્રીઓની ટુકડીઓને પેત્રોગ્રાદમાં તમામ બૅંકો તથા ધિરાણ સંસ્થાઓ કબજે કરી લેવાનો હુકમ આપ્યો. એ જ દિવસે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિએ 'બૅંકોના રાષ્ટ્રીયકરણની' તથા 'બૅંકોની પોલાદની તિજોરીઓની તપાસની' ડિક્રીઓ અપનાવી. બન્ને ડિક્રીઓ ડિસેંબરની ૧૫મી (૨૮મી) તારીખે 'ઈઝવેસ્તિયા'ના ૨૫૨મા અંકમાં પ્રગટ કરવામાં આવી હતી.—પૃ. ૧૨૩

[36] લેનિનનો નિર્દેશ અવીલોવના નિવેદન પ્રત્યે છે: "બાબત અંગે આવું અણઘડ વલણ લઈને અને કુહાડીના એક જ ઝટકા વડે બધું પતાવી નાખવાની

તાલોવેલી બતાવીને તો તમે નાજુક ધિરાણ તંત્રના પાયા જ ખોદી નાખશો."—પૃ. ૧૨૩

[37] **ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓનું** પાર્ટી તરીકે સંગઠન ૧૯૧૭ના નવેંબરમાં સાધવામાં આવ્યું હતું. એ વખત સુધી તેઓ નિમ્ન-મૂડીવાદી સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીની (સમાજવાદી-ક્રાંતિકારીઓની) ઉદ્દામ પાંખ તરીકે કાયમ હતા. ઑક્ટોબર ક્રાંતિના વિજય પછી કિસાનોની અંદર પોતાની અસર જાળવી રાખવાની કોશિશ કરતા ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓએ થોડો સમય બોલ્શેવિકોને સહકાર આપ્યો અને તેમના પ્રતિનિધિઓ લોક કમિસાર મંડળમાં સામેલ થયા. પરંતુ ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ સમાજવાદી નિર્માણના મૂળભૂત સવાલો અંગે બોલ્શેવિકોની જોડે મતભેદ ધરાવતા હતા અને સર્વહારા વર્ગની સરમુખત્યારીનો વિરોધ કરતા હતા. તેઓ બ્રેસ્ત શાંતિ સંધિના (જુઓ ટિપ્પણી ૭૦) વિરોધી હોઈને ૧૯૧૮ના માર્ચમાં લોક કમિસાર મંડળમાંથી ખસી ગયા, પરંતુ તેમણે કમિસારિયતોનાં પંચોમાં તેમ જ સત્તાનાં સ્થાનિક સંઘટનોમાં ભાગ લેવાનું ચાલુ રાખ્યું. ૧૯૧૮ના જુલાઈમાં ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની કેંદ્રીય સમિતિએ, બ્રેસ્ત શાંતિ સંધિને ખરાબે ચડાવી દેવાના તથા સોવિયેત રશિયાને જર્મની વિરુદ્ધ જંગમાં સંડોવી દેવાના આશયે, જર્મન રાજદૂત મિરબાખના ખૂનનું તથા સોવિયેત સત્તાની વિરુદ્ધ હથિયારબંધ બળવાનું કારસ્તાન કર્યું. બળવાને દબાવી દેવામાં આવ્યો ત્યાર પછી સોવિયેતોની પાંચમી અખિલ રૂસી કૉંગ્રેસે નિર્ણય લીધો કે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીની નેતાગીરીના દુસ્સાહસી વિચારોમાં સહભાગી ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓને સોવિયેતોમાંથી કાઢી મૂકવામાં આવે. ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીએ લોકસમુદાયોનો ટેકો તદ્દન ગુમાવી દીધો અને સોવિયેત સત્તાની વિરુદ્ધ હથિયારબંધ સંઘર્ષ શરૂ કરી દીધો. કેટલાક સમાજવાદી-ક્રાંતિકારીઓએ બોલ્શેવિકો જોડે સહયોગની હિમાયત કરી અને આગળ જતાં તેમને કોમ્યુનિસ્ટ પાર્ટીમાં સામેલ કરી લેવામાં આવ્યા.—પૃ. ૧૨૫

[38] 'હરીફાઈનું આયોજન કેવી રીતે કરવું?' નામક લેખ અને આ પુસ્તકમાં તેના પછી મૂકવામાં આવેલ 'ઉપભોકતા કોમ્યુનો સંબંધી ડિક્રીનો ખરડો' લેનિને ૧૯૧૭ના ડિસેંબરની ૨૪થી ૨૭ (૧૯૧૮ના જાન્યુઆરીની ૬-૯) તારીખ સુધી ફિનલૅંડમાં ગાળેલી ચાર દિવસની રજા દરમિયાન લખ્યા હતા. લેનિને એ લેખમાં નિરૂપેલા વિચારો તથા વિધાનોને આગળ જતાં 'સોવિયેત

સરકારનાં તાત્કાલિક કર્તવ્યો' નામની તેમની કૃતિમાં (તેનો અમુક હિસ્સો આ પુસ્તકમાં સામેલ કરવામાં આવ્યો છે—જુઓ પૃષ્ઠ ૧૬૮-૧૮૧) અને બીજી કૃતિઓમાં વિકસાવવામાં આવ્યા હતા.—પૃ. ૧૩૦

39 કાર્લ માર્ક્સ. ૧૮૭૫ના મેની પાંચમી તારીખનો વિલ્હેલ્મ બ્રાકેને સંબોધિત પત્ર.—પૃ. ૧૩૮

40 ગેટેની કૃતિ 'ફાઉસ્ટ'માંથી અવતરણ, ખંડ ૧, દૃશ્ય ૪.—પૃ. ૧૩૮

41 લેનિનનો નિર્દેશ 'છાપખાના કામદારોના લાંચખાઉ યુનિયન'ની આગેવાની કરતા મેન્શેવિકો તથા મવાળ સમાજવાદી-ક્રાંતિકારીઓના પ્રભાવ હેઠળ લાંબા વખત સુધી રહેલા છાપખાના કામદાર જૂથ પ્રત્યે છે. ઑક્ટોબર ક્રાંતિ પછી એ યુનિયને સોવિયેત સત્તાની વિરુદ્ધ સંઘર્ષ શરૂ કર્યો હતો અને મોસ્કો, પેત્રોગ્રાદ, તથા બીજાં કેટલાંક શહેરોમાં હડતાલો ઉશ્કેરી હતી. બોલ્શેવિકો બધાં મોટાં છાપખાનાંમાં પોતાનાં જૂથો ધરાવતા હતા અને તેમણે 'લાલ છાપખાના કામદાર યુનિયન'ની સ્થાપના કરી. ત્યાર પછી લાંચખાઉ યુનિયનની અસર ઘટી ગઈ.—પૃ. ૧૩૯

42 ખોરાકના લોક કમિસારિયતે લેનિનના 'ઉપભોકતા કોમ્યુનો સંબંધી ડિક્રીના ખરડા'માં વિગતો પૂરીને તેને ૧૯૧૮ના જાન્યુઆરીની ૧૯મી (ફેબ્રુઆરીની પહેલી) તારીખે 'ઇઝવેસ્તિયા'માં પ્રગટ કર્યો. મૂડીવાદી સહકાર કાર્યકરોએ ખરડાનો ઝનૂની વિરોધ કર્યો અને માંગ ઉઠાવી કે સહકારી સંસ્થાઓને સોવિયેત સત્તાનાં સંઘટનોથી સ્વતંત્ર રાખવામાં આવે. વ્યાપારને તેમ જ વસતિની અંદર પેદાશોની વહેંચણીને ધોરણસર બનાવવા માટે સહકારી તંત્રનો ઉપયોગ જરૂરી ગણતા લોક કમિસાર મંડળને સહકારી કાર્યકરોની તરફેણમાં અમુક છૂટછાટો આપવી પડી. સર્વોચ્ચ આર્થિક પરિષદના પ્રતિનિધિઓ અને સહકારી સંસ્થાઓ તેમ જ ખોરાક સંસ્થાઓના પ્રતિનિધિઓ વચ્ચે ૧૯૧૮ના માર્ચમાં તથા એપ્રિલના આરંભમાં થયેલી વાટાઘાટોના પરિણામે એક ડિક્રી ઘડી કાઢવામાં આવી અને એપ્રિલની ૯ તથા ૧૦ તારીખે લોક કમિસાર મંડળની મિટિંગોમાં તેને વિશે ચર્ચાવિચારણા કરવામાં આવી. લેનિને સૂચવેલા સુધારવધારા સાથે ખરડાને લોક કમિસાર મંડળે અપનાવી લીધો, અને એપ્રિલની ૧૧મી તારીખે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિએ તેને બહાલી આપી. બોલ્શેવિક જૂથે રજૂ કરેલા અને કેંદ્રીય કારોબારી સમિતિએ અપનાવેલા ઠરાવમાં જણાવવામાં

આવ્યું હતું કે "ઉપભોકતા સહકારી સંસ્થાઓ સંબંધી ડિક્રી તડજોડિયા નિર્ણયને અંકિત કરે છે અને તેમાં તાત્ત્વિક ખામીઓ છે" અને કેંદ્રીય કારોબારી સમિતિ "ઉપભોકતા સહકારી સંસ્થાઓ સંબંધી ડિક્રીને સંક્રમણના કદમ તરીકે બહાલી આપે છે" ('ઇઝવેસ્તિયા' અંક ૭૨, ૧૨ એપ્રિલ, ૧૯૧૮). એપ્રિલની ૧૩મી તારીખે ડિક્રી 'પ્રાવદા'ના ૭૧મા અંકમાં પ્રગટ કરવામાં આવી હતી.

લેનિને 'સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્તવ્યો' નામની પોતાની કૃતિમાં ડિક્રીની મુલવણી કરી હતી. —પૃ. ૧૪૧

43 લેનિનનો નિર્દેશ ખોરાકના લોક કમિસારિયત તરફથી સ્થાનિક સોવિયેતોને ખોરાક પુરવઠા તંત્રની સંઘટના અંગે આપવામાં આવેલા આદેશ પ્રત્યે, પુરવઠાના કમિસારિયતની સ્થાપના અંગે ખોરાક કમિસારિયતતી પરિયોજના પ્રત્યે, તેમ જ જિલ્લા આર્થિક પરિષદોની રચના અંગે સર્વોચ્ચ આર્થિક પરિષદની પરિયોજના પ્રત્યે છે.

પુરાણાં ખોરાક પુરવઠા સંઘટનો સોવિયેત સત્તાની ડિક્રીઓને નાકામયાબ બનાવી રહ્યાં હતાં એટલે ૧૯૧૭ના ડિસેંબરની ૨૨મી (૧૯૧૮ના જાન્યુઆરીની ચોથી) તારીખે ખોરાકના લોક કમિસારિયતે સ્થાનિક સોવિયેતોને આદેશ આપ્યો કે તેઓ ખોરાકના પુરવઠાને પોતાના હાથમાં લઈ લે અને ઉપભોકતા ગુબેર્નિયાઓ તથા સૈન્યોમાંથી ખોરાક પુરવઠા સંઘટનો હેઠળ સ્થાપવામાં આવેલી પ્રતિનિધિ સંસ્થાઓની ("પ્રતિનિધિઓની સમિતિઓની") મદદ લઈને ખુદ પોતાના ખોરાક પુરવઠા તંત્રની રચના કરે. સાથે સાથે જ, ખોરાકના લોક કમિસારિયતે પોતાની પુનર્ઘટના "પુરવઠાના લોક કમિસારિયત"ના રૂપમાં કરવાની પરિયોજના ઘડી કાઢી. એ પરિયોજના મુજબ, પુરવઠાના લોક કમિસારિયતે વસતિને કેવળ ખોરાકની ચીજો જ નહિ પરંતુ બધી વસ્તુઓ પૂરી પાડવાની જવાબદારી સંભાળવાની હતી અને ખાનગી વેપારને ખૂબ ઘટાડી નાખવાનો હતો. પરિયોજનામાં એવી જોગવાઈ કરવામાં આવી હતી કે પુરવઠા કમિસારિયતનાં સ્થાનિક સંઘટનો સોવિયેતોના પુરવઠા વિભાગો ("પુરવઠા કાર્યાલયો") બની રહે. —પૃ. ૧૪૧

44 **મહેનતકશ અને શોષિત લોકોના અધિકારોની ઘોષણા**નો ખરડો ૧૯૧૮ના જાન્યુઆરીની ત્રીજી (સોળમી) તારીખે આખિલ રૂસી કેંદ્રીય કારોબારી

સમિતિની મિટિંગમાં પેશ કરવામાં આવ્યો હતો. તેને આધાર તરીકે અપનાવી લેવામાં આવ્યો હતો અને આખરી રૂપમાં તૈયાર કરવા માટે સમન્વય પંચને સુપરત કરી દેવામાં આવ્યો હતો. 'ઘોષણા'ને અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિએ અપનાવી લીધી હતી અને જાન્યુઆરીની ચોથી (સત્તરમી) તારીખે 'ઈઝવેસ્તિયા'માં પ્રગટ કરવામાં આવી હતી. જાન્યુઆરીની પાંચમી (અઢારમી) તારીખે સ્વેર્દલોવે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિ વતી 'ઘોષણા'ને બંધારણસભાના પ્રથમ અધિવેશનમાં વાંચી સંભળાવી હતી અને બહાલી માટે પેશ કરી હતી. બંધારણસભાના પ્રતિક્રાંતિકારી હિસ્સાએ તેની ચર્ચાવિચારણાની દરખાસ્ત વિરુદ્ધ મત આપ્યા. જાન્યુઆરીની ૧૨મી (૨૫મી) તારીખે સોવિયેતોની ત્રીજી અખિલ રૂસી કૉંગ્રેસમાં 'ઘોષણા'ને અપનાવી લેવામાં આવી હતી.—પૃ. ૧૪૬

45 બંધારણસભાની પ્રતિક્રાંતિકારી બહુમતીએ 'મહેનતકશ અને શોષિત લોકોના અધિકારોની ઘોષણા'ની ચર્ચા કરવાનો ઈનકાર કરી દીધો ત્યારે બોલ્શેવિકો તથા ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓએ પોતપોતાનાં જૂથોમાં ચર્ચાઓ માટે અધિવેશન મુલતવી રાખવાની માગણી કરી. લેનિને બોલ્શેવિક જૂથ સમક્ષ પ્રવચન કર્યું. તેમણે સૂચન કર્યું કે તેમણે ઘડી કાઢેલી બોલ્શેવિક જૂથની ઘોષણા બંધારણસભાના અધિવેશનમાં વાંચી સંભળાવવામાં આવે અને ત્યાર પછી બોલ્શેવિકો બંધારણસભામાંથી બહાર નીકળી જાય. એ દરખાસ્ત જૂથે અપનાવી લીધી.

બોલ્શેવિકો જતા રહ્યા ત્યાર બાદ ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓએ દરખાસ્ત રજૂ કરી કે સોવિયેત સરકારે અપનાવેલી શાંતિ સંબંધી નીતિ પ્રત્યેના વલણના સવાલ અંગે તત્કાળ મત લેવામાં આવે. બંધારણસભાની મવાળ પાંખે એ દરખાસ્તને નકારી કાઢી એટલે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ પણ અધિવેશન છોડીને જતા રહ્યા.

તાઉરિદા મહેલના રક્ષણની જવાબદારી સંભાળતા નૌકાદળ લોક કમિસાર દિબેનકોએ, બોલ્શેવિકો તથા ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ જતા રહ્યા ત્યાર પછી તરત જ, રક્ષક ટુકડીને બંધારણસભાનું અધિવેશન બંધ કરાવી દેવાનો હુકમ આપ્યો. એ સમાચાર લેનિનને મળ્યા એટલે તેમણે નીચે મુજબની સૂચના આપી: "તાઉરિદા મહેલના ચોગાનમાં રક્ષણની ફરજ બજાવનારા સિપાહી તથા ખલાસી સાથીઓને સૂચના આપવામાં આવે છે કે બંધારણસભાના

પ્રતિક્રાંતિકારી હિસ્સા ઉપર કોઈ જાતનો જોરજુલમ ન થવા દેવામાં આવે, અને સૌને તાઉરિદા મહેલમાંથી મુક્ત રીતે બહાર નીકળવા દેવાની સાથે સાથે કોઈને પણ ખાસ હુકમો વગર અંદર દાખલ ન થવા દેવામાં આવે. લોક કમિસાર મંડળના અધ્યક્ષ, ઉલ્યાનોવ (લેનિન)."

બંધારણસભાનાં અધિવેશનો ૧૯૧૮ના જાન્યુઆરીની પાંચમી (અઢારમી) તારીખની રાતે સમાપ્ત થઈ ગયાં.

જાન્યુઆરીની છઠ્ઠી (ઓગણીસમી) તારીખની રાતે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિએ બંધારણસભાના વિસર્જન સંબંધી ડિક્રી અપનાવી. એ ડિક્રી ૧૯૧૮ના જાન્યુઆરીની ૭મી (૨૦મી) તારીખે 'પ્રાવદા' અને 'ઇઝવેસ્તિયા'માં પ્રગટ થઈ હતી.—પૃ. ૧૪૮

46 **કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની ત્રીજી અખિલ રૂસી કોંગ્રેસ** ૧૯૧૮ના જાન્યુઆરીની ૧૦થી ૧૮ (૨૩થી ૩૧) તારીખ સુધી પેત્રોગ્રાદમાં ભરાઈ હતી.

લેનિને લોક કમિસાર મંડળના કાર્ય સંબંધી રિપોર્ટ રજૂ કર્યો હતો. લેનિને ઘડી કાઢેલી 'મહેનતકશ અને શોષિત લોકોના અધિકારોની ઘોષણા'ને કોંગ્રેસે બહાલી આપી. આગળ જતાં એ ઘોષણા સોવિયેત રાજ્યના બંધારણનો આધાર બની રહી. કોંગ્રેસે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિ તથા લોક કમિસાર મંડળની નીતિને સંપૂર્ણ બહાલી આપતો ઠરાવ અપનાવ્યો અને બન્ને સંઘટનોમાં પૂરો વિશ્વાસ વ્યકત કર્યો. કોંગ્રેસે જમીનના સમાજીકરણ સંબંધી કાનૂની મૂળભૂત જોગવાઈઓને પણ બહાલી આપી (જુઓ ટિપ્પણી ૫૪).—પૃ. ૧૫૦

47 લેનિનનો નિર્દેશ અખિલ રૂસી ચામડા કામદાર યુનિયન અને માલિકો વચ્ચે કેંદ્રીય ચામડા સમિતિમાં કામદારોના અધિક બહોળા પ્રતિનિધિત્વ તેમ જ લોકશાહીવાદી આધારે તેની પુનર્ઘટનાના સંબંધમાં થયેલી વાટાઘાટો પ્રત્યે છે. એ વાટાઘાટોના પરિણામે ૧૯૧૮ના આરંભમાં કેંદ્રીય સમિતિની તેમ જ જિલ્લા સમિતિઓની પુનર્ઘટના કરવામાં આવી હતી અને કામદારોને બે તૃતીયાંશ મતો મળ્યા હતા. ચામડા ઉદ્યોગનાં સ્થાનિક સંઘટનોના લોકશાહીકરણની અને ચામડા ઉદ્યોગના સંબંધમાં કેંદ્રીય તથા જિલ્લા સમિતિઓની સૂચનાઓના ચોકસાઈભર્યા અમલની આવશ્યકતા અંગે લેનિનની

સહીવાળો એક તાર ૧૯૧૮ના એપ્રિલની છઠ્ઠી તારીખે બધી સોવિયેતોને મોકલવામાં આવ્યો હતો.—પૃ. ૧૫૪

48 વેપારી વહાણો અને આંતરિક જળ વાહનવ્યવહારના રાષ્ટ્રીયકરણનો સવાલ ૧૯૧૮ના જાન્યુઆરીની ૧૮મી (૩૧મી) તારીખે લોક કમિસાર મંડળની મિટિંગમાં ચર્ચવામાં આવ્યો હતો. તેમાં ત્રણ રિપોર્ટ રજૂ થયા હતા: એક ત્સેન્ત્રોવોલ્ગા તરફથી, બીજો અખિલ રૂસી નાવિક તથા સરિતા વાહનવ્યવહાર કામદાર યુનિયનની કેંદ્રીય સમિતિ તરફથી, અને ત્રીજો સર્વોચ્ચ આર્થિક પરિષદ તરફથી. લેનિને ઘડી કાઢેલા ખરડાને 'નાવિકો તથા સરિતા વાહનવ્યવહાર કામદારોના સંબંધમાં' લોક કમિસાર મંડળના નિર્ણય તરીકે બહાલી આપવામાં આવી હતી.

ડિક્રીના ખરડાની હસ્તપ્રતમાં લેનિને ચોથા મુદ્દા પછી નોંધ કરેલી: "ઓબોલેન્સ્કીના ઠરાવમાંથી ત્રીજી કલમ ઉમેરવી", અને પાંચમા મુદ્દા પછી નોંધ કરેલી: "કોમરેડ ઓબોલેન્સ્કીના ઠરાવમાંથી કલમ પહેલી".

ઓસીન્સ્કી (ઓબોલેન્સ્કી) તરફથી રજૂ કરવામા આવેલા લોક કમિસાર મંડળના કાચા ઠરાવની ત્રીજી કલમમાં જણાવવામાં આવ્યું હતું: "વેપારી કાફલાના રાષ્ટ્રીયકરણના સવાલનો ફેંસલો કરતાં પહેલાં તમામ સમુદ્રી તથા સરિતા ભારવાહક તેમ જ સફરી જહાજોને કબજે કરી લેવાં જોઈએ અને એ જહાજોની ફરજિયાત મરામત જહાજમાલિકોના ખરચે તેમ જ વહાણો બાંધનારા કામદારોનાં સંગઠનોના નિયંત્રણ હેઠળ કરાવી લેવી જોઈએ."

પહેલી કલમમાં જણાવવામાં આવ્યું હતું: "અખિલ રૂસી નાવિક તથા સરિતા વાહનવ્યવહાર કામદાર યુનિયનની કેંદ્રીય સમિતિને તેમ જ ત્સેન્ત્રોવોલ્ગાને સૂચન કરવું જોઈએ કે નાવિકો તથા સરિતા વાહનવ્યવહાર કામદારોની આગામી કૉંગ્રેસમાં તેઓ એકતા સાધી લે અને તત્કાળ પરસ્પર કાર્ય સંબંધી સંપર્કો સ્થાપે."—પૃ. ૧૫૫

49 અહીંયાં નિર્દેશ અખિલ રૂસી નાવિક તથા સરિતા વાહનવ્યવહાર કામદાર યુનિયનની કેંદ્રીય સમિતિ પ્રત્યે છે.—પૃ. ૧૫૫

50 'સમુદ્રી તથા સરિતા વેપારી કાફલાના વહીવટ તેમ જ જળમાર્ગ સંદેશવ્યવહાર વિશે' લોક કમિસાર મંડળના ઠરાવ મુજબ જળમાર્ગ વાહનવ્યવહાર વહીવટ માટે પંચ સ્થાપવાના સવાલની તેમ જ વોલ્ગા તથા મારિઈન્સ્કાયા પદ્ધતિઓની

ખાડીઓમાં કામદારોને પગાર ચૂકવવાના સવાલની ચર્ચાવિચારણા લોક કમિસાર મંડળમાં ૧૯૧૮ના માર્ચની ચોથી તારીખે કરવામાં આવી હતી. લોક કમિસાર મંડળના ઠરાવ મુજબ, જળમાર્ગ વાહનવ્યવહારના વહીવટને સર્વોચ્ચ આર્થિક પરિષદના અધિકારક્ષેત્રમાં, તેની હેઠળ સ્થાપવામાં આવેલા જળમાર્ગ સંદેશવ્યવહાર વિભાગની સાથે, મૂકવામાં આવ્યો હતો. વિભાગના પંચમાં સર્વોચ્ચ આર્થિક પરિષદ, લોક કમિસાર મંડળ, જળમાર્ગ વાહનવ્યવહાર કામદાર યુનિયન, અને પ્રાદેશિક આર્થિક પરિષદોના પ્રતિનિધિઓને સામેલ કરવાના હતા.—પૃ. ૧૫૭

51 આ નિર્દેશ અખિલ રૂસી નાવિક તથા સરિતા વાહનવ્યવહાર કામદાર યુનિયનની કેંદ્રીય સમિતિ તરફથી રજૂ થયેલી, જળમાર્ગ વાહનવ્યવહારનો વહીવટ યુનિયનોના હાથમાં કેંદ્રિત કરવાની, દરખાસ્ત પ્રત્યે છે. જળમાર્ગ વાહનવ્યવહાર કામદારોની અરાજકતાવાદી-સંઘવાદી માંગોને લોક કમિસાર મંડળે નકારી કાઢી. લેનિનના સૂચન અનુસાર લોક કમિસાર મંડળે નિર્ણય લીધો કે લોક કમિસાર મંડળના ફેબ્રુઆરીની ૨૭મી તારીખના નિર્ણયની ત્રીજી કલમના આધારે તત્કાળ પંચ સ્થાપવામાં આવે, પંચમાં ટ્રેડ યુનિયનના પ્રતિનિધિઓની સંખ્યામાં અસ્થાયી રૂપે વધારો કરવામાં આવે, અને વોલ્ગા તથા મારિઈન્સ્કાયા પદ્ધતિની ખાડીઓમાં કામદારોના પગાર ચૂકવવા માટે તત્કાળ નાણાં રવાના કરવામાં આવે. લાક કમિસાર મંડળના ઠરાવના મુખ્ય મુદ્દાઓ લેનિને ઘડી કાઢેલા હતા.—પૃ. ૧૫૭

52 **'સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્તવ્યો' નામક લેખની મૂળ વાચના** લેનિને ૧૯૧૮ના માર્ચની ૨૩-૨૮ તારીખે સ્ટેનોગ્રાફરને લખાવી હતી. એ લેખ સંબંધી તેમનું કાર્ય દેખીતી રીતે સમાજવાદી નિર્માણના વિકાસ માટેની યોજના અંગે રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની કેંદ્રીય સમિતિમાં ચર્ચાની તૈયારીઓ સાથે સંકળાયેલું હતું. છેક માર્ચની ૩૧મી તારીખે લેનિનની સામેલગીરીની મિટિંગમાં પાર્ટીની કેંદ્રીય સમિતિએ "ધોરણ લીધું હતું કે સત્તા કબજે કરી લેવાનો ગાળો પૂરો થઈ ગયો છે અને મુખ્ય નિર્માણ ચાલુ થઈ ગયું છે" અને એટલે "કાર્યદક્ષ, અનુભવી, કારોબારી માણસોને કામમાં ખેંચવાનું જરૂરી છે". મિટિંગમાં વિવિધ વિચારો પ્રકાશમાં આવ્યા હોવાથી સર્વસામાન્ય દૃષ્ટિકોણ ઘડી કાઢવાના આશયે કેંદ્રીય સમિતિનું સંપૂર્ણ અધિવેશન ભરવાનો નિર્ણય લેવામાં આવ્યો. ૧૯૧૮ના એપ્રિલની ચોથી તારીખે "ઉગ્ર"

સામ્યવાદીઓના જૂથની સાથે કેંદ્રીય સમિતિના મુખ્ય સભ્યોની મિટિંગમાં લેનિને, "ઉગ્ર" સામ્યવાદીઓ તરફથી રજૂ થયેલી 'વર્તમાન પરિસ્થિતિ સંબંધી થિસિસો'ના વળતા કદમ તરીકે, નવા નિર્માણનો પોતાનો કાર્યક્રમ તથા સૂત્રો રજૂ કર્યાં હતાં. "ઉગ્ર" સામ્યવાદીઓએ એ કાર્યક્રમ તથા સૂત્રોની ઉપર અખબારોમાં ઝનૂની હુમલા કર્યા હતા. એપ્રિલની સાતમી તારીખે કેંદ્રીય સમિતિની સંપૂર્ણ મિટિંગમાં લેનિને પોતાના ઉદ્‌ઘાટન પ્રવચનમાં ફરી વાર ભારપૂર્વક જણાવ્યું કે ક્રાંતિ "નવા ગાળા"માંથી પસાર થઈ રહી છે. કેંદ્રીય સમિતિએ "વર્તમાન પરિસ્થિતિ સંબંધી થિસિસો ઘડી કાઢવાની અને કેંદ્રીય સમિતિ સમક્ષ રજૂ કરવાની" જવાબદારી લેનિનને સોંપી. 'સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્તવ્યો' નામે કૃતિ લેનિને એ નિર્ણયના સંબંધમાં લખી હતી.

લેખની મૂળ વાચનાના મોટા ભાગના ખંડો (પાંચમા, છઠ્ઠા, અને સાતમા લેખસંગ્રહોમાં પ્રકાશિત ખંડો સમેત) પહેલી વાર ૧૯૬૨માં, વ્લા. ઇ. લેનિનની સંગૃહીત કૃતિઓ મુદ્રણ માટે તૈયાર થઈ રહી હતી ત્યારે, મળ્યા હતા. — પૃ. ૧૬૧

53 મોટા પાયાના ઉદ્યોગના રાષ્ટ્રીયકરણ સંબંધી ડિક્રી લોક કમિસાર મંડળે ૧૯૧૮ના જૂનની ૨૮મી તારીખે અપનાવી હતી અને જૂનની ૩૦મી તારીખે 'ઇઝવેસ્તિયા'ના ૧૩૪મા અંકમાં પ્રગટ થઈ હતી. એ ડિક્રી અનુસાર સઘળા મોટા ઉદ્યોગધંધાઓનું રાષ્ટ્રીયકરણ થઈ ગયું અને ઉત્પાદનનાં બુનિયાદી સાધનોનું સમાજીકરણ પરિપૂર્ણ થઈ ગયું. બૅંકો, મોટાં ધાતુકર્મ કારખાનાં, ખાંડ ઉદ્યોગ, કોલસા ઉદ્યોગ, તેલ ઉદ્યોગ, જળમાર્ગ વાહનવ્યવહાર, વગેરેના રાષ્ટ્રીયકરણનાં પગલાં તેની પહેલાં લેવાઈ ચૂક્યાં હતાં. મોટા પાયાના ઉદ્યોગને રાજ્યની માલિકીનો બનાવી દેવાની જાહેરાત કરતી વેળા લોક કમિસાર મંડળે રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાઓને સોવિયેત આર્થિક સંઘટનોના અધિકારક્ષેત્રમાં સામેલ કરી લેવામાં આવે ત્યાં સુધી અસ્થાયી રૂપે તેમને "ભૂતપૂર્વ માલિકોના મફત ભાડૂત ઉપયોગ"ની સ્થિતિમાં રહેવા દીધા, અને ઉદ્યોગધંધાઓની સલામતી તથા ધોરણસરની કામગીરી માટે તેમને જવાબદાર બનાવ્યા. તમામ કામદારો તથા ટેકનિકલ કર્મચારીઓને સોવિયેત સરકારનું કામ કરતા માણસો તરીકે જાહેર કરવામાં આવ્યા. રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાઓના વહીવટની સંઘટના સંબંધી વિગતવાર સૂચનાઓ તાકીદે ઘડી કાઢવાની અને તમામ રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાઓને મોકલવાની જવાબદારી સર્વોચ્ચ આર્થિક પરિષદે ઉપાડી લીધી.

કોમ્યુનિસ્ટ પાર્ટીના સંગઠનકાર્ય અને લોકસમુદાયોની પ્રવૃત્તિના સુફળ રૂપે રાષ્ટ્રીયકરણને, જબ્બર મુશ્કેલીઓ છતાં, ઝડપથી અમલમાં મૂકવામાં આવ્યું. ૧૯૧૮ના ઑગસ્ટની ૩૧મી તારીખ સુધીમાં રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાઓની સંખ્યા ૩૦૦૦થી વધારે થઈ ગઈ હતી.

એ ડિક્રીમાં સઘળી ખાનગી રેલવે તેમ જ સામુદાયિક સેવા ઉદ્યોગોનું (પાણી પૂરું પાડવાનો બંદોબસ્ત, ગૅસનાં કારખાનાં, સામુદાયિક વાહનવ્યવહાર, વગેરે) રાષ્ટ્રીયકરણ પણ જાહેર કરવામાં આવ્યું હતું, અને એ બધું સ્થાનિક સોવિયેતોને સુપરત કરી દેવામાં આવ્યું હતું. — પૃ. ૧૬૪

54 અહીંયાં નિર્દેશ **જમીનના સમાજીકરણ સંબંધી બુનિયાદી કાનૂન** પ્રત્યે છે. તેને ૧૯૧૮ના જાન્યુઆરીની ૧૮મી (૩૧મી) તારીખે સોવિયેતોની ત્રીજી અખિલ રૂસી કૉંગ્રેસમાં અપનાવવામાં આવ્યો હતો અને ૧૯૧૮ના જાન્યુઆરીની ૨૭મી (ફેબ્રુઆરીની ૯મી) તારીખે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિએ બહાલી આપી હતી. એ કાનૂનથી સમગ્ર જમીન મિલકતની નાબૂદીને સત્તાવાર બનાવવામાં આવી અને જમીનનું નિયમન સોવિયેત સરકારને સુપરત કરી દેવામાં આવ્યું. — પૃ. ૧૬૫

55 લેનિનની કૃતિ **સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્તવ્યો**ની હસ્તપ્રતમાં તેનું શીર્ષક 'હાલની ઘડીએ સોવિયેત સરકારનાં કર્તવ્યો સંબંધી થિસિસો' હતું. ૧૯૧૮ના એપ્રિલની ૨૬મી તારીખે પાર્ટીની કેંદ્રીય સમિતિની મિટિંગમાં લેનિનની 'થિસિસો'ની ચર્ચાવિચારણા કરવામાં આવી હતી. કેંદ્રીય સમિતિએ 'થિસિસો'ને સર્વાનુમતે અપનાવી લીધી અને આદેશ આપ્યો કે તેમને લેખોના રૂપમાં 'પ્રાવદા' તથા 'ઇઝવેસ્તિયા'માં પ્રગટ કરવામાં આવે અને અલગ પુસ્તિકાઓના રૂપમાં પણ બહાર પાડવામાં આવે.

કેંદ્રીય સમિતિએ લેનિનને અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિની મિટિંગમાં સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્તવ્યો વિશે રિપોર્ટ રજૂ કરવાનો તેમ જ 'થિસિસો'નો સાર ઠરાવના રૂપમાં તૈયાર કરવાનો અખત્યાર આપ્યો.

'સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્તવ્યો'માં લેનિને સમાજવાદી નિર્માણની યોજનાની રૂપરેખા આલેખી, મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણની અગત્યની સમસ્યાઓ સ્પષ્ટ કરી, અને સોવિયેત રાજ્યની આર્થિક નીતિના સિદ્ધાંતોનું વિગતવાર નિરૂપણ કર્યું. એ કૃતિનાં ઘણાં વિધાનો સમાજવાદી સમાજના સંજોગોમાં પૂર્ણ રૂપે લાગુ થઈ શકે એવાં છે. — પૃ. ૧૬૮

[56] ૧૯૧૭ના નવેંબરની અઢારમી (ડિસેંબરની પહેલી) તારીખે લેનિનના સૂચન અનુસાર લોક કમિસાર મંડળે 'લોક કમિસારો તથા ઊંચા દરજ્જાના સરકારી નોકરોના વેતન સંબંધી' નિર્ણય અપનાવ્યો હતો. લેનિને ઘડી કાઢેલા એ નિર્ણય મુજબ, લોક કમિસારનો વધારેમાં વધારે માસિક પગાર ૫૦૦ રૂબલનો નક્કી કરવામાં આવ્યો હતો, અને કુટુંબના દરેક અશકત સભ્ય દીઠ એકસો રૂબલ વધારાના આપવાની જોગવાઈ કરવામાં આવી હતી. એ રકમ એક કામદારના લગભગ સરેરાશ માસિક વેતન જેટલી હતી. શ્રમના લોક કમિસાર શ્લ્યાપ્નિકોવે કરેલી તપાસ પછી લેનિને ઘડી કાઢેલા અને લોક કમિસાર મંડળે ૧૯૧૮ના જાન્યુઆરીની બીજી (પંદરમી) તારીખે અપનાવેલા બીજા એક નિર્ણયમાં ખુલાસો કરવામાં આવ્યો હતો કે ૧૯૧૭ના નવેંબરની ૧૮મી તારીખનો નિર્ણય વિશેષજ્ઞોને ટોચની મર્યાદાથી વધારે પગાર આપવાની બંધી કોઈ રીતે નથી કરતો. એ રીતે લોક કમિસાર મંડળે વિજ્ઞાન તથા ટેકનોલોજીના ક્ષેત્રમાં નિષ્ણાતો માટે વધારે ઊંચા પગારો નક્કી કરવાની મંજૂરી આપી.—પૃ. ૧૭૩

[57] સોવિયેત સરકારે પોતાની હયાતીના આરંભના દિવસોમાં જ વિદેશી વ્યાપાર ઉપર નિયંત્રણ સ્થાપી દીધું હતું. શરૂઆતમાં એ નિયંત્રણ પેત્રોગ્રાદ લશ્કરી ક્રાંતિકારી સમિતિને હસ્તક હતું. તે માલની નિકાસ તથા આયાતની અરજીઓના ફેંસલા કરતી અને જકાત સંબંધી કામગીરીની દેખરેખ રાખતી. ૧૯૧૭ના ડિસેંબરની ૨૯મી (૧૯૧૮ના જાન્યુઆરીની ૧૧મી) તારીખે અપનાવવામાં આવેલા લોક કમિસાર મંડળના નિર્ણય અનુસાર વિદેશી વ્યાપાર ઉપર નિયંત્રણના અખત્યારો વ્યાપાર તથા ઉદ્યોગના લોક કમિસારિયતને સોંપવામાં આવ્યા. પરંતુ એ નિયંત્રણ અને જકાત નિરીક્ષણ રાષ્ટ્રીય અર્થતંત્રને પરદેશી મૂડી સામે સલામત રાખવા માટે પૂરતાં નહોતાં. લેનિને છેક ૧૯૧૭ના ડિસેંબરમાં વિદેશી વ્યાપારની રાજ્ય ઈજારદારી સ્થાપવાનું સૂચન કર્યું હતું, અને તેને લગતી ડિક્રી લોક કમિસાર મંડળે ૧૯૧૮ના એપ્રિલની ૨૨મી તારીખે અપનાવી.—પૃ. ૧૭૬

[58] સોવિયેત સત્તાના આરંભના મહિનાઓમાં બજેટની આવકનાં મુખ્ય સાધનોમાંનું એક, ખાસ કરીને વિસ્તારોમાં, જપ્તિઓ તથા ખાસ કરવેરાઓનું હતું. જેમ જેમ સોવિયેત સત્તાની સ્થિતિ દૃઢ બનતી ગઈ તેમ તેમ નિયમિત કરવેરાની પદ્ધતિ શક્ય બનતી ગઈ. કરવેરાનો બોજો મિલકતદાર સામાજિક જૂથોની

ઉપર ફેરવી નાખવાનું મુખ્ય સાધન વૃદ્ધિશીલ આવકવેરા તથા મિલકત વેરાનું હતું. સોવિયેતોના નાણાકીય વિભાગોના પ્રતિનિધિઓની પ્રથમ અખિલ રૂસી કૉંગ્રેસ ૧૯૧૮ના મેની ૧૭થી ૨૧ તારીખ દરમિયાન મોસ્કોમાં ભરવામાં આવી હતી. તેમાં આવક તથા મિલકત ઉપર કર લાગુ કરવાની લેનિનની દરખાસ્તને બહાલી આપવામાં આવી, અને એ સંબંધમાં લેનિનની થિસિસોના આધારે જરૂરી ધારાધોરણ ઘડી કાઢવા માટે ખાસ પંચ સ્થાપવામાં આવ્યું.

આવક તથા મિલકત ઉપર કરવેરાની ચોકસાઈભરી પદ્ધતિની સ્થાપના કરતી ડિક્રી લોક કમિસાર મંડળે ૧૯૧૮ના જૂનની સત્તરમી તારીખે અપનાવી હતી.—પૃ. ૧૭૭

59 જુઓ ટિપ્પણી ૪૨.

60 લેનિને આ દસ્તાવેજ નાણા લોક કમિસારિયતે ઘડી કાઢેલી નીચે મુજબની 'બૅંકિંગ નીતિ સંબંધી થિસિસો'ની વાચનાની નીચે લખ્યો હતો: "૧. બૅંકિંગ પદ્ધતિની ઈજારદારી નહિ પરંતુ રાષ્ટ્રીયકરણ. ઉદ્યોગ અને વિનિમયનું વધારે પ્રમાણમાં તથા વધારે મૂળગામી રાષ્ટ્રીયકરણ, એ હેતુ માટે સાવ સામાન્ય સ્તરના કામદારોને સંગઠિત કરવામાં આવે તો. ૨. વપરાશ માટે ચીજો પૂરી પાડવાની કામગીરીનું સતત નિયમન. ૩. ચેકનો મુકત ઉપયોગ અને ખાનગી ઉદ્યોગધંધાઓના ચેકના ઉપયોગના નિયંત્રણના અધિકારની સ્થાપના (લેનિને "સ્થાપના" શબ્દ બદલાવીને "જાળવણી" શબ્દ લખ્યો હતો—સં.). ૪. ફરજિયાત ચાલુ ખાતાં, કારોબારના ટેકનિકલ પાસાને પહેલેથી વિચારી લેવામાં આવે તો. ૫. વિદેશી વ્યાપારનું રાષ્ટ્રીયકરણ અને સંરક્ષણવાદ".

લેનિને 'થિસિસો'ની વાચના ઉપર 'આર્થિક અને ખાસ કરીને બૅંકિંગ નીતિ સંબંધી મૂળભૂત વિધાનો' શીર્ષક લખ્યું હતું.—પૃ. ૧૮૨

61 આ માગણી પ્રાણભૂત હતી કારણ કે કેટલાક ઉદ્યોગધંધાઓ તથા ટ્રેડ યુનિયનોના કામદારો રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાઓ તથા ઉદ્યોગોને પોતાની જ મિલકત ગણવાની વૃત્તિ ધરાવતા હોવાથી રાષ્ટ્રીયકરણની પ્રક્રિયા જટિલ બની ગઈ હતી. લેનિને એવી અરાજકતાવાદી-સંઘવાદી વૃત્તિઓને ધુતકારી કાઢી. ૧૯૧૮ના માર્ચની ચોથી તારીખે લોક કમિસાર મંડળમાં વોલ્ગા સરિતા વાહનવ્યવહાર સંબંધી ચર્ચાઓ વખતે લેનિનનું પ્રવચન જુઓ (આ પુસ્તકનાં પૃષ્ઠ ૧૫૭-૬૦).—પૃ. ૧૮૩

62 **બૅંકિંગ નીતિ સંબંધી થિસિસો** લેનિને ૧૯૧૮ના માર્ચ-એપ્રિલ દરમિયાન

નાણા લોક કમિસારિયત અને રાજ્ય બૅંકના મુખ્ય અમલદારો સાથે ગોઠવવામાં આવેલી મિટિંગમાં ઘડી કાઢી હતી. — પૃ. ૧૮૪

[63] 'બૅંકોના રાષ્ટ્રીયકરણ'ની અને 'બૅંકોની પોલાદની તિજોરીઓની તપાસ'ની ડિક્રીઓને અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિએ ૧૯૧૭ના ડિસેંબરની ૧૪મી (૨૭મી) તારીખે બહાલી આપી હતી (જુઓ ટિપ્પણી ૩૫). — પૃ. ૧૮૪

[64] મૂડીદારોના એક જૂથ તરફથી કરવામાં આવેલી એક ટ્રસ્ટ ('રાષ્ટ્રીય કંપની') સ્થાપવાની દરખાસ્તની ચર્ચાવિચારણા **ટ્રેડ યુનિયનોની અખિલ રૂસી કેંદ્રીય પરિષદ, ધાતુ કામદાર યુનિયનની કેંદ્રીય સમિતિ, અને સર્વોચ્ચ આર્થિક પરિષદના પ્રતિનિધિઓની સંયુક્ત મિટિંગ**માં કરવામાં આવી હતી. વરાળનાં ઍંજિનો, રેલવેના ડબ્બા, જહાજો, રેલવેના પાટા, તથા ભારે યંત્રસામગ્રી બનાવતા પ્લાંટોને તેમ જ સારી એવી સંખ્યામાં દોનબાસની ખાણોને અને ઉરાલ તથા દક્ષિણનાં લોખંડ તથા પોલાદ કારખાનાંને ટ્રસ્ટમાં સામેલ કરવાનાં હતાં. પરિયોજનામાં ટ્રસ્ટના પોતાના ખેતીવાડી ઉત્પાદનની સંઘટના કરવા માટે ખેતીલાયક જમીનના મોટા વિસ્તારો ટ્રસ્ટને સુપરત કરી દેવાની જોગવાઈ હતી. ટ્રસ્ટમાં ૧૫૦૦ મિલિયન રૂબલની મૂળભૂત મૂડી રોકવાની અને ત્રણ લાખ કામદારો રોકવાની નેમ રાખવામાં આવી હતી. મૂડીવાદી વેપારીઓની એ પરિયોજના ઉદ્યોગની પ્રાણભૂત શાખાનું રાષ્ટ્રીયકરણ અટકાવવાનો પ્રયાસ અંકિત કરતી હતી. સોવિયેત રાજ્યને ગૌણ ભૂમિકા આપવામાં આવી હતી: મૂળભૂત મૂડીનો માત્ર ૩૩ ટકા હિસ્સો રાજ્યને ફાળવવામાં આવ્યો હતો, મોટા ભાગનું રોકાણ ખાનગી મૂડીદારો કરવાના હતા. વધુમાં, રાજ્યે પોતાનો હિસ્સો રોકડ આપવાનો હતો, એટલે કે આખા ટ્રસ્ટને જરૂરી નાણાં પૂરાં પાડવાનાં હતાં.

વાટાઘાટો ૧૯૧૭ના નવેંબરથી ૧૯૧૮ના એપ્રિલ સુધી ચાલતી રહી. મૂડીવાદી મિલકતનું જતન કરવાના ઇજારદારોના પ્રયાસોને સોવિયેત સરકારે નકારી કાઢ્યા, પરંતુ સોવિયેત અર્થતંત્રમાં મૂડીવાદી વિશેષજ્ઞોને કામે રાખવાની તત્પરતા વ્યકત કરી. એપ્રિલની ૧૮મી તારીખે લોક કમિસાર મંડળે પરિયોજનાનો અસ્વીકાર કરીને પ્લાંટોના રાષ્ટ્રીયકરણનો નિર્ણય લીધો. ૧૯૧૮ના મેની ૧૨થી ૧૮ તારીખ દરમિયાન ભરવામાં આવેલા ઇજનેરી કારખાનાંના પ્રતિનિધિઓના સંમેલને એ નિર્ણયને ટેકો આપ્યો હતો (જુઓ આ પુસ્તકનાં પૃષ્ઠ). ૧૮૮-૮૯ — પૃ. ૧૮૭

[65] **રાષ્ટ્રીયકરણ માટે નક્કી થયેલા ઉદ્યોગધંધાઓના પ્રતિનિધિઓનું સંમેલન** ૧૯૧૮ના મેની ૧૨થી ૧૮ તારીખ સુધી મોસ્કોમાં ભરવામાં આવ્યું હતું. દરેક ઉદ્યોગધંધાના ૭ સભ્યોના પ્રતિનિધિમંડળે તેમાં ભાગ લીધો હતો: ત્રણ કામદારો, બે ઇજનેરો, અને એક ઑફિસ કર્મચારી.

સંમેલન ભરાયું તે પહેલાં, દેશનાં સૌથી મોટાં કારખાનાંના રાષ્ટ્રીયકરણની સમસ્યાઓ આર્થિક વિભાગ તથા ટ્રેડ યુનિયન કક્ષાએ તેમ જ લોક કમિસાર મંડળમાં ચર્ચવામાં આવી હતી. મૂડીદારો અને મૂડીવાદી વિશેષજ્ઞોએ રજૂ કરેલી, સૌથી મોટાં ઇજનેરી કારખાનાંને રાજ્ય-મૂડીવાદી જૉઇન્ટ-સ્ટૉક કંપનીમાં સાંકળી લેવાની પરિયોજનાને (જુઓ ટિપ્પણી ૬૪), ચર્ચામાં ભાગ લેનારાઓએ નકારી કાઢી, અને તેમના રાષ્ટ્રીયકરણની તરફેણનું ધોરણ લીધું. સંમેલનમાં મેની ૧૭મી તારીખે રાષ્ટ્રીયકરણની નીતિને બહુમતીથી બહાલી આપવામાં આવી.

મેની અઢારમી તારીખે સવારના અધિવેશનમાં લેનિનનો પત્ર વાંચી સંભળાવવામાં આવ્યો ત્યારે શ્રોતાઓની તાળીઓનો ગડગડાટ ગુંજી ઊઠયો. લેનિનની સૂચના મુજબ સંમેલને, સર્વોચ્ચ આર્થિક પરિષદ હેઠળ રાજ્ય ધાતુકર્મ કારખાનાંના જોડાણ દેખરેખ માટે, કામચલાઉ સમિતિ ચૂંટી કાઢી અને સમિતિ કાનૂનને તથા રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાઓના વહીવટ સંબંધી નિયમોને બહાલી આપી. — પૃ. ૧૮૮

[66] **બ્યાન્સ્ક નિયમો** — બેઝિત્સામાં આવેલા રાષ્ટ્રીયકૃત બ્યયાન્સ્ક રેલપાટ, લોખંડ, તથા યંત્ર પ્લાંટની (હવે 'ક્રાસ્ની પ્રોફિન્ટર્ન' પ્લાંટ) કારખાના ટ્રેડ યુનિયન સમિતિ અને કામદાર વહીવટ તરફથી ઘડી કાઢવામાં આવેલા 'આંતરિક વહીવટના કામચલાઉ નિયમો'. તેમને ૧૯૧૮ના મેની ૯મી તારીખે, કારખાના સમિતિના સભ્યો તથા પ્લાંટના સંચાલકની સહીઓ સાથે, આદેશ તરીકે પ્રગટ કરવામાં આવ્યા હતા. ટ્રેડ યુનિયનોની અખિલ રૂસી કેંદ્રીય પરિષદે અપનાવેલા શ્રમ શિસ્ત ધારાના આધારે ઘડી કાઢવામાં આવેલા એ નિયમોએ ઉત્પાદનમાં એક વ્યકિતને હસ્તક વહીવટની પદ્ધતિને દૃઢ બનાવવાની તથા શિસ્તમાં સુધારણા આણવાની કામગીરી બજાવી. તેમણે શ્રમની ઉત્પાદકતા ઉપર કડક નિયંત્રણ પૂરું પાડયું અને બગાડ માટે કામદારોને જવાબદાર ઠરાવ્યા. — પૃ. ૧૮૮

[67] સર્વોચ્ચ આર્થિક પરિષદે ઘડી કાઢેલો **રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાઓના વહીવટ માટે નિયમોનો** ખરડો આર્થિક પરિષદોની પ્રથમ અખિલ રૂસી કૉંગ્રેસના (૧૯૧૮ના

મેની ૨૬થી જૂનની ૪ તારીખ સુધી મોસ્કોમાં ભરવામાં આવેલી) ઉત્પાદન સંઘટના વિભાગના અધિવેશનમાં ૧૯૧૮ના મેની ૨૮ તથા ૩૦મી તારીખે ચર્ચાવામાં આવ્યો હતો. ખરડો ઘડી કાઢનાર અને સર્વોચ્ચ આર્થિક પરિષદના અધ્યક્ષમંડળના સભ્ય વેઈનબેર્ગે મુખ્ય રિપોર્ટ પેશ કર્યો હતો. સાથે સાથે "ઉગ્ર" સામ્યવાદી સ્મીર્નોવે તથા ઉરાલના એક કારખાનદાર આંદ્રોન્નીકોવે પણ રિપોર્ટ રજૂ કર્યા હતા. લાંબી ચર્ચાઓ પછી "ઉગ્ર" સામ્યવાદીઓના દબાણ હેઠળ વિભાગે પાર્ટીની તથા રાજ્યની નીતિથી વિપરીત 'નિયમો' અપનાવી લીધા.

"ઉગ્ર" સામ્યવાદીઓના કૃત્યની માહિતી લેનિનને આપવામાં આવી ત્યારે, વિભાગ તરફથી અપનાવવામાં આવેલા નિયમો વાંચીને, તેમણે સૂચન કર્યું કે જૂનની બીજી તારીખે ખાસ સ્થાપવામાં આવેલા સમાધાન પંચમાં 'નિયમો'નું પરીક્ષણ કરવામાં આવે. પંચમાં લેનિન (લોક કમિસાર મંડળ તરફથી), રીકોવ અને વેઈનબેર્ગે (સર્વોચ્ચ આર્થિક પરિષદ તરફથી) સામેલ હતા. આ પુસ્તકમાં પ્રકાશિત લેનિનની નોંધોના આધારે પંચે 'નિયમો'માં સુધારાવધારા કર્યા. "ઉગ્ર" સામ્યવાદીઓના વિરોધ છતાં કૉંગ્રેસે સમાધાન પંચ તરફથી રજૂ થયેલા 'નિયમો'ના ખરડાને બહુમતીથી અપનાવી લીધો.

'નિયમો' અનુસાર, રાષ્ટ્રીયકૃત ઉદ્યોગધંધાનું સંચાલન પ્લાંટ-કારખાનાં વહીવટે સંભાળવાનું હતું અને તેમાં બે તૃતીયાંશ સભ્યો પ્રાદેશિક આર્થિક પરિષદે અથવા સર્વોચ્ચ આર્થિક પરિષદે (ઉદ્યોગધંધો સીધો કેંદ્રીય પંચ હેઠળ હોય તો) નિયુકત કરવાના હતા. સર્વોચ્ચ આર્થિક પરિષદને અધિકાર હતો કે તે પ્રાદેશિક (અથવા અખિલ રૂસી) ટ્રેડ યુનિયન મંડળને અરધી સંખ્યાના ઉમેદવારો સૂચવવાની છૂટ આપે. વહીવટના ત્રીજા ભાગના સભ્યો ઉદ્યોગધંધાના યુનિયન-સંગઠિત કામદારોએ ચૂંટવાના હતા. વહીવટના કુલ સભ્યોમાંથી ત્રીજો ભાગ ઈજનેરી તથા વાણિજ્યિક માણસોને આપવાનો હતો. — પૃ. ૧૯૦

[68] **મોસ્કોનાં ટ્રેડ યુનિયનો તથા કારખાના સમિતિઓનું ચોથું સંમેલન** ૧૯૧૮ના જૂનની ૨૭થી જુલાઈની બે તારીખ સુધી ભરવામાં આવ્યું હતું. કાર્યસૂચિમાં સામેલ સવાલો આ મુજબ હતા: એ વખતના સંજોગોમાં મુશ્કેલ બની ગયેલો ખોરાકના પુરવઠાનો સવાલ; સામાન્ય લશ્કરી તાલીમ અને ભરતી; શ્રમ શિસ્ત; રોજગાર બંદોબસ્ત પ્રવૃત્તિઓ; કારખાના સમિતિઓના નિયમો

વગેરે. લેનિને ખોરાક પુરવઠાના પ્રાણભૂત સવાલ અંગે રિપોર્ટ રજૂ કર્યો. લેનિનના રિપોર્ટના આધારે સંમેલનમાં અપનાવવામાં આવેલો ઠરાવ પણ લેનિને ઘડેલો હતો. — પૃ. ૧૯૧

[69] **કામદારો, કિસાનો, સિપાહીઓ, અને લાલ સેનાના પ્રતિનિધિઓની સોવિયેતોની પાંચમી અખિલ રૂસી કૉંગ્રેસ** ૧૯૧૮ના જુલાઈની ચોથી તારીખે મોસ્કોમાં શરૂ થઈ હતી. મત અપવાનો અધિકાર ધરાવતા કુલ ૧૧૬૪ ડેલિગેટોમાંથી ૭૭૩ બોલ્શેવિકો હતા.

સ્વેર્દલોવે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિની પ્રવૃત્તિઓ સંબંધી અને લેનિને લોક કમિસાર મંડળના કાર્ય સંબંધી રિપોર્ટ રજૂ કર્યા. એ રિપોર્ટોની ગરમાગરમ ચર્ચાઓના અંતમાં કૉંગ્રેસે "સોવિયેત સરકારની ગૃહ તથા વિદેશ નીતિઓને સંપૂર્ણ બહાલી" આપતો કોમ્યુનિસ્ટ જૂથનો ઠરાવ બહુમતીથી અપનાવી લીધો. સરકારમાં અવિશ્વાસ જાહેર કરવાની, બ્રેસ્તની શાંતિ સંધિને રદ કરી નાખવાની, અને સોવિયેત સત્તાની ગૃહ તથા વિદેશ નીતિઓમાં પરિવર્તન આણવાની માંગ કરતા ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓના ઠરાવને કૉંગ્રેસે નકારી કાઢયો.

ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓનો કૉંગ્રેસમાં પરાભવ થયો એથી તેઓ ઉશ્કેરાઈ જઈને ખુલ્લું કદમ ઉઠાવવા તત્પર થઈ ગયા: તેમણે મોસ્કોમાં જુલાઈની છઠ્ઠી તારીખે પ્રતિક્રાંતિકારી બળવાનું કારસ્તાન કર્યું. એથી કૉંગ્રેસની નિયમિત કામગીરીમાં ભંગ પડયો અને તે જુલાઈની ૯મી તારીખે ફરી ચાલુ થઈ. સામેલગીરોને જુલાઈની ૬-૭ તારીખની ઘટનાઓની માહિતી આપવામાં આવી. બળવાને દબાવી દેવામાં સરકારનાં મક્કમ પગલાંને તેમણે પૂરી બહાલી આપી.

ખોરાક લોક કમિસાર ત્સ્યુરુપાના રિપોર્ટ પછી ખોરાકના સવાલ અંગે અપનાવવામાં આવેલા ઠરાવમાં કૉંગ્રેસે અનાજની રાજ્ય ઇજારદારીની સ્થાયિતા ફરી જાહેર કરી, કુલકોનો વિરોધ દબાવી દેવાની આવશ્યકતા તરફ નિર્દેશ કર્યો, અને ગરીબ કિસાન સમિતિઓની સ્થાપનાને બહાલી આપી. જુલાઈની ૧૦મી તારીખે કૉંગ્રેસના આખરી અધિવેશનમાં લાલ સેનાની રચના સંબંધી રિપોર્ટ સાંભળવામાં આવ્યો, અને ફરજિયાત લશ્કરી ભરતીના આધારે લાલ સેનાનું સંગઠન સાધવાનાં તથા તેને વધારે તાકાતવાન બનાવવાનાં તાકીદનાં પગલાં અંગે કોમ્યુનિસ્ટ જૂથના ઠરાવને સર્વાનુમતે બહાલી આપવામાં આવી.

રૂસી સમવાયતંત્રના પ્રથમ બંધારણને કૉંગ્રેસે બહાલી આપી. એ બંધારણે સોવિયેત જનતાની સિદ્ધિઓને કાનૂનું સામર્થ્ય પ્રદાન કર્યું.—પૃ. ૧૯૫

70 આ નિર્દેશ સોવિયેત રશિયા અને ચતુર્મુખી એકસંપીના દેશો (જર્મની, ઑસ્ટ્રિયા-હંગેરી, બલ્ગારિયા, અને તુર્કી) વચ્ચે થયેલી શાંતિ સંધિ પ્રત્યે છે. એ સંધિની ઉપર ૧૯૧૮ના માર્ચની ત્રીજી તારીખે બ્રેસ્ત-લિતોવ્સ્ક ખાતે સહીઓ કરવામાં આવી હતી અને તેને માર્ચની પંદરમી તારીખે સોવિયેતોની ચોથી અસાધારણ અખિલ રૂસી કૉંગ્રેસમાં બહાલી આપવામાં આવી હતી. તેની શરતો સોવિયેત રશિયા માટે બેહદ આકરી હતી. સંધિ અનુસાર, જર્મની તથા ઑસ્ટ્રિયા-હંગેરીને પોલૅંડનો, લગભગ આખા બાલ્ટિક પ્રદેશનો, અને બેલોરશિયાના અમુક હિસ્સાનો કબજો મળી ગયો. ઉક્રાઈનાને સોવિયેત રશિયા પાસેથી છીનવી લઈને જર્મની પર અવલંબિત આશ્રિત રાજ્યમાં પલટાવી નાખવામાં આવ્યું. તુર્કીને કાર્સ, બાતુમ (હવે બાતુમી), અને આર્દાહાન મળ્યાં.

તેમ છતાં, બ્રેસ્તની શાંતિ સંધિથી સોવિયેત સરકારને અવકાશ મળ્યો, જેનો ઉપયોગ કરીને તેણે જૂના હતોત્સાહ લશ્કરને વિખેરી નાખ્યું અને નવી લાલ સેના સંગઠિત કરી, સમાજવાદી નિર્માણ શરૂ કર્યું, અને આંતરિક પ્રતિક્રાંતિકારીઓ તેમ જ વિદેશી દખલબાજો સામે સંઘર્ષ લડવા શકિતઓની જમાવટ કરી. એ સંધિથી યુદ્ધરત દેશોમાં શાંતિની ઝુંબેશને, લશ્કરોમાં તથા જનસાધારણમાં ક્રાંતિકારી ભાવનાના વિકાસને, પ્રવેગ મળ્યો.

સંધિ કરી લેવાના કદમનો ત્રોત્સ્કીએ તથા "ઉગ્ર" સામ્યવાદીઓના પાર્ટી-વિરોધી જૂથે જોરદાર વિરોધ કર્યો. કેવળ લેનિનની ભારે જોમદાર જહેમતોને કારણે જ સંધિ પર સહીઓ શક્ય બની હતી. જર્મનીમાં નવેંબર ક્રાંતિના પરિણામે રાજશાહીવાદી શાસન ખતમ થઈ ગયું ત્યારે, ૧૯૧૮ના નવેંબરની ૧૩મી તારીખે, અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિએ સંધિને રદ કરી નાખી.—પૃ. ૧૯૬

71 જુઓ ટિપ્પણી ૫૩.

72 **અમેરિકી કામદારોને પત્ર** અમેરિકામાં પહોંચાડવાનું કામ બહુ મુશ્કેલ હતું કારણ કે એ વખતે સોવિયેત રશિયા મૂડીવાદી દેશોની લશ્કરી દખલબાજી અને નાકાબંધીની હાલતમાં સપડાયેલું હતું. અમેરિકાથી થોડા વખત પહેલાં

પાછા ફરેલા બોલ્શેવિક બોરોદીને પૂરો બંદોબસ્ત કર્યો હતો. 'પત્ર'ને વાસ્તવમાં વ્યકિતગત રીતે અમેરિકા પહોંચાડવાનું કામ ત્રાવિને (સ્લેતોવ) કર્યું હતું. રૂસી સમવાયતંત્રનું બંધારણ અને દખલબાજી બંધ કરવાની માંગ કરતી પ્રેસિડેન્ટ વિલ્સનને સંબોધિત સોવિયેત યાદીની વાચના પણ તે સાથે લઈ ગયો હતો. એ દસ્તાવેજોને જાણીતા અમેરિકી સમાજવાદી અને પત્રકાર જોન રીડની મદદ વડે અમેરિકી અખબારોમાં પ્રગટ કરાવવામાં આવ્યા હતા.

૧૯૧૮ના ડિસેંબરમાં ન્યુ યોર્કના સામયિક 'વર્ગસંઘર્ષ'માં અને બોસ્ટનના સાપ્તાહિક 'ક્રાંતિકારી યુગ'માં 'પત્ર' અંગ્રેજી ભાષામાં (સંક્ષિપ્ત રૂપમાં) પ્રકાશિત થયો હતો. બન્ને સામયિકો અમેરિકી સમાજવાદી પાર્ટીની ઉદ્દામ પાંખનાં મુખપત્રો હતાં. લેનિનના 'પત્રે' જનતામાં એટલી ભારે ઉત્સુકતા જગાવી કે 'વર્ગસંઘર્ષ'માંથી તેની નકલો મોટી સંખ્યામાં ફરી છાપવામાં આવી. આગળ જતાં 'પત્ર' અમેરિકા તથા પશ્ચિમ યુરોપમાં સમાજવાદી તથા મૂડીવાદી અખબારોમાં ફરી ફરીને છપાયો હતો. ૧૯૩૪માં તેને ન્યુ યોર્કમાં પુસ્તિકાના રૂપમાં પ્રકાશિત કરવામાં આવ્યો હતો.

'અમેરિકી કામદારોને પત્ર' અમેરિકી ઉદ્દામ સમાજવાદીઓને તેમ જ અમેરિકા તથા યુરોપમાં કામદાર વર્ગીય તથા સામ્યવાદી આંદોલનને ખૂબ સહાયભૂત સાબિત થયો હતો. તેણે રાજકીય જાગૃતિ ધરાવતા કામદારોને સામ્રાજ્યવાદનું સ્વરૂપ સમજવામાં અને સોવિયેત રશિયાની અંદર થઈ રહેલાં મહાન ક્રાંતિકારી પરિવર્તનોનું મૂલ્ય પારખવામાં મદદ કરી. અમેરિકાના કામદારોને લેનિનની અપીલથી સોવિયેત રશિયામાં હથિયારબંધ દખલબાજી સામે તેમના વિરોધ આંદોલનને નવો પ્રવેગ મળ્યો.—પૃ. ૨૦૦

73 અહીંયાં લેનિનનો નિર્દેશ, ૧૯૧૮ના જૂનની ચોથી તારીખે ભરવામાં આવેલી અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિ, કામદારો, કિસાનો, તથા લાલ સેનાના પ્રતિનિધિઓની મોસ્કો સોવિયેત, અને ટ્રેડ યુનિયનોની સંયુકત મિટિંગમાં, દુકાળ સામે લડત સંબંધી તેમના રિપોર્ટ પ્રત્યે છે.—પૃ. ૨૦૦

74 **કામદારોના, કિસાનોના, કઝ્ઝાકોના અને લાલ સેનાના પ્રતિનિધિઓની સોવિયેતોની છઠ્ઠી અખિલ રૂસી અસાધારણ કોંગ્રેસ** ૧૯૧૮ના નવેંબરની ૬થી ૯તારીખ સુધી મોસ્કોમાં ભરવામાં આવી હતી. તેમાં ૧૨૯૬ ડેલિગેટોએ ભાગ લીધો હતો, જેમાંથી ૧૨૬૦ કોમ્યુનિસ્ટો હતા.

લેનિનને કોંગ્રેસના માનદ અધ્યક્ષ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા. નવેંબરની

છઠ્ઠી તારીખે પહેલા અધિવેશનમાં લેનિને ઑક્ટોબર ક્રાંતિની પ્રથમ જયંતી વિશે પ્રવચન કર્યું. ત્યાર પછી કૉંગ્રેસે તમામ રાષ્ટ્રોમાં શાંતિ તથા સમાજવાદ માટે લડી રહેલા કામદારો, કિસાનો, તથા સિપાહીઓને અને તેમના આગેવાનોને, તેમ જ લાલ સેનાને, અભિવાદનના સંદેશાઓ અપનાવ્યા. સ્વેર્દલોવની દરખાસ્ત અપનાવી લઈને કૉંગ્રેસે સોવિયેત રશિયાની સામે લડી રહેલી સરકારોને સુલેહની વાટાઘાટો શરૂ કરી દેવાની અપીલ કરી.

નવેંબરની ૮મી તારીખે બીજા અધિવેશનમાં કૉંગ્રેસે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ સંબંધી લેનિનનો રિપોર્ટ સાંભળ્યો અને એ રિપોર્ટ વિશે લેનિને જ ઘડી કાઢેલો ઠરાવ સર્વાનુમતે અપનાવી લીધો. કાનૂન લોક કમિસાર કૂર્સ્કીનો રિપોર્ટ રજૂ થઈ ગયા પછી કૉંગ્રેસે ક્રાંતિકારી કાનૂન સંબંધી ડિક્રી અપનાવી. નવેંબરની ૯મી તારીખે આખરી અધિવેશનમાં કૉંગ્રેસે લશ્કરી પરિસ્થિતિ અને સોવિયેત નિર્માણની સમસ્યાઓ અંગે ચર્ચાવિચારણા કરી. એ સમય સુધીમાં પોતાની કામગીરીઓ સફળતાથી પૂરી કરી ચૂકેલી ગરીબ કિસાન સમિતિઓને વોલોસ્ત તથા ગ્રામ સોવિયેતોમાં સંમિલિત કરી દેવાનો નિર્ણય લેવામાં આવ્યો.

કૉંગ્રેસે ૨૦૭ સભ્યો અને ૩૯ ઉમેદવાર સભ્યોની નવી અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિ ચૂંટી કાઢી. કૉંગ્રેસે સોવિયેત સરકારના પ્રથમ વર્ષના કાર્યનું પરીક્ષણ કર્યું અને નિકટના ભવિષ્ય માટે પ્રવૃત્તિઓના કાર્યક્રમની રૂપરેખા ઘડી કાઢી.—પૃ. ૨૦૫

75 **મોસ્કો કેંદ્રીય કામદાર સહકારીના પ્રતિનિધિઓની મિટિંગ** ૧૯૧૮ના નવેંબરની ૨૬-૨૭ તારીખે ભરવામાં આવી હતી. તેમાં સંચાલક મંડળ તથા હિસાબ-તપાસ પંચના રિપોર્ટો તેમ જ મોસ્કોમાં ખોરાકની વહેંચણી સંબંધી રિપોર્ટ રજૂ કરવામાં તથા ચર્ચાવામાં આવ્યા હતા. નવા સંચાલક મંડળની ચૂંટણી કરવામાં આવી હતી.—પૃ. ૨૧૦

76 જુઓ ટિપ્પણી ૪૨.—પૃ. ૨૫૮

77 પુરવઠાની સંઘટના સંબંધી ડિક્રીનો ખરડો ૧૯૧૮ના નવેંબરની ૧૨મી તારીખે લોક કમિસાર મંડળની મિટિંગમાં ચર્ચવામાં આવ્યો હતો, અને નવેંબરની ૨૧મી તારીખે તેને અંતિમ રૂપમાં બહાલી આપવામાં આવી હતી. તેનું પ્રકાશન ત્રણ દિવસ પછી 'ઇઝવેસ્તિયા'માં કરવામાં આવ્યું હતું. ડિક્રી ઘડી કાઢવામાં લેનિને સક્રિય ભાગ લીધો હતો.—પૃ. ૨૧૦

[78] લેનિને '**સર્વહારા ક્રાંતિ અને ભાગેડુ કાઉત્સ્કી**'નું લેખન ૧૯૧૮ના ઑક્ટોબરના આરંભમાં, કાઉત્સ્કીની પુસ્તિકા 'સર્વહારા વર્ગની સરમુખત્યારી' વાંચ્યા પછી તરત જ, શરૂ કર્યું હતું. કાઉત્સ્કીએ પોતાની પુસ્તિકામાં માર્ક્સવાદને વિકૃત બનાવી દીધો હતો અને સમાજવાદી ક્રાંતિની તથા સર્વહારા વર્ગની સરમુખત્યારીની આવશ્યકતાને નકારી કાઢી હતી. લેનિન પોતાના પુસ્તક સંબંધી કાર્ય કરી રહ્યા હતા તે દરમિયાન તેમણે 'સર્વહારા ક્રાંતિ અને ભાગેડુ કાઉત્સ્કી' નામે લેખ લખ્યો (એ લેખ ૧૯૧૯ના ઑક્ટોબરની ૧૧મી તારીખે 'પ્રાવદા'માં પ્રગટ થયો હતો), અને કાઉત્સ્કીએ ઉઠાવેલા સવાલો વિશે પોતાનું ધોરણ જાહેર કરવાના ઉદ્દેશે તેને પરદેશોમાં પ્રગટ કરાવવાનું નક્કી કર્યું. તે જર્મન ભાષામાં ૧૯૧૮માં બેર્નમાં અને ૧૯૧૯માં વિયેનામાં, તેમ જ ૧૯૧૯માં ઇટાલિયન ભાષામાં મિલાનમાં પ્રગટ થયો હતો.

લેનિનની પુસ્તિકા 'સર્વહારા ક્રાંતિ અને ભાગેડુ કાઉત્સ્કી' ૧૯૧૯માં બ્રિટન, ફ્રાંસ, તથા જર્મનીમાં પ્રકાશિત થઈ હતી.—પૃ. ૨૧૨

[79] અહીંયાં તથા નીચે લેનિને ટાંકેલાં અવતરણો ૧૯૧૮માં વિયેનામાં પ્રકાશિત કાઉત્સ્કીની પુસ્તિકા 'સર્વહારા વર્ગની સરમુખત્યારી'નાં છે.—પૃ. ૨૧૨

[80] આ નિર્દેશ ૧૯૧૮ના ઑગસ્ટની બીજી તારીખે મોસ્કોના બુતીર્સ્કી વિસ્તારમાં જાહેર સભામાં લેનિનના પ્રવચન પ્રત્યે છે.—પૃ. ૨૧૨

[81] ૧૯૧૮ના નવેંબરની ૨૧મી તારીખે લોક કમિસાર મંડળે અપનાવેલી **પુરવઠાની સંઘટના સંબંધી** ડિક્રીમાં (જુઓ ટિપ્પણી ૭૭) સહકારી પ્રવૃત્તિઓના વિસ્તરણની તેમ જ સહકારી દુકાનો તથા ભંડારોના રાષ્ટ્રીયકરણ તથા સુધરાઈકરણને રદ કરીને તે પાછાં મૂળ સંસ્થાઓને સુપરત કરી દેવાની જોગવાઈ હતી. તેમાં ગરીબ કિસાન સમિતિઓ તથા સ્થાનિક સોવિયેતોની ફરજ નિર્ધારિત કરવામાં આવી હતી કે તેઓ સહકારી સંસ્થાઓની પ્રવૃત્તિઓ ઉપર નિયમિત નિયંત્રણ સ્થાપે, જેથી કુલકોને તથા બીજા પ્રતિક્રાંતિકારીઓને તેમની ઉપર કબજો જમાવી દેતા અટકાવી શકાય.—પૃ. ૨૧૫

[82] લેનિને પાર્ટી કાર્યક્રમની (૧૯૦૩માં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલા કાર્યક્રમની) સુધારણાનો સવાલ ૧૯૧૭ની ફેબ્રુઆરી ક્રાંતિ પછી તરત ઉઠાવ્યો હતો. એ સવાલ રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ના સાતમા

(એપ્રિલ) અખિલ રૂસી સંમેલનમાં તેમ જ ૧૯૧૭ના જુલાઈની ૨૬થી ઑગસ્ટની ૩ (ઑગસ્ટ ૮-૧૬) તારીખ સુધી ભરાયેલી છઠ્ઠી પાર્ટી કૉંગ્રેસમાં પણ ઉઠાવવામાં આવ્યો હતો.

ઑક્ટોબર ક્રાંતિના વિજય અને પ્રથમ પાર્ટી કાર્યક્રમના સફળ અમલ પછી સુધારણા તાકીદની આવશ્યકતા બની ગઈ. ૧૯૧૯ના માર્ચમાં સાતમી પાર્ટી કૉંગ્રેસે આખરી રૂપમાં કાર્યક્રમનો ખરડો ઘડી કાઢવા માટે લેનિનની આગેવાની હેઠળ એક પંચની સ્થાપના કરી હતી.

પંચે 'રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ના કાર્યક્રમનો ખરડો' ઘડી કાઢવાનું કામ ૧૯૧૯ના ફેબ્રુઆરીમાં સમાપ્ત કર્યું. તેના મુખ્ય સિદ્ધાંતોનું નિરૂપણ લેનિને કર્યું હતું. તેને ફેબ્રુઆરીની ૨૫-૨૭ તારીખે 'પ્રાવદા'માં પ્રગટ કરવામાં આવ્યો હતો. ખરડાની પૂર્વભૂમિકામાં પંચે નોંધ લીધી હતી કે નવો કાર્યક્રમ પુરાણા કાર્યક્રમથી ગણનાપાત્ર પ્રમાણમાં જુદો પડે છે અને "મૂડીવાદના નવીનતમ, સામ્રાજ્યવાદી, તબક્કાના માર્ક્સવાદી પરીક્ષણના પરિણામોને માત્ર નહિ પરંતુ વિશ્વયુદ્ધના બોધપાઠોને તથા રાજ્ય સત્તા હાંસલ કરી ચૂકેલા સર્વહારા વર્ગના એક વર્ષના અનુભવને પણ" પ્રતિબિંબિત કરે છે. સ્થાનિક પાર્ટી સંગઠનોએ ખરડાની વ્યાપક ચર્ચાવિચારણા કરી હતી, મોટા ભાગનાં સંગઠનોએ તેને સ્વીકૃતિ આપી હતી અને કેટલાક સુધારાવધારા સાથે તેને અપનાવી લેવાની ભલામણ કરી હતી.—પૃ. ૨૧૭

83 **રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની આઠમી કૉંગ્રેસ** ૧૯૧૯ના માર્ચની ૧૮થી ૨૩ તારીખ સુધી મોસ્કોમાં ભરવામાં આવી હતી. તેમાં કુલ ૩૧૩૭૬૬ સભ્યોનું પ્રતિનિધિત્વ કરતા નિર્ણયકારી મતાધિકારવાળા ૩૦૧ અને સલાહકારી મતાધિકારવાળા ૧૦૨ ડેલિગેટોએ ભાગ લીધો હતો.

લેનિને કેંદ્રીય સમિતિના કાર્ય સંબંધી રિપોર્ટ તેમ જ કાર્યસૂચિના મુખ્ય વિષયો—પાર્ટી કાર્યક્રમ, ગ્રામવિસ્તારોમાં પાર્ટી કાર્ય, અને લશ્કરી બાબતો—સંબંધી રિપોર્ટ રજૂ કર્યા હતા.

કૉંગ્રેસે નવો પાર્ટી કાર્યક્રમ અપનાવ્યો. તેના મુખ્ય સિદ્ધાંતોનું નિરૂપણ લેનિને કર્યું હતું. નવા કાર્યક્રમમાં મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના સમગ્ર ગાળા માટે કોમ્યુનિસ્ટ પાર્ટીનાં કર્તવ્યોની રૂપરેખા આલેખવામાં આવી હતી અને પાર્ટી તેમ જ કામદાર વર્ગને સમાજવાદી સમાજના નિર્માણ માટે વૈચારિક હથિયારો પૂરાં પાડવામાં આવ્યાં હતાં.

સાદા પણ્ય ઉત્પાદનનું અને ઈજારદારી પૂર્વેના મૂડીવાદનું વર્ણન નવા કાર્યક્રમમાંથી બકાત રાખવાની બુખારિનની દરખાસ્તને કૉંગ્રેસે નકારી કાઢી. મહેનતકશ કિસાનો અને મૂડીવાદી તત્ત્વોના સંબંધમાં પાર્ટીની નીતિ ખરી રીતે નિર્ધારિત કરવા માટે એવું વર્ણન જરૂરી હતું. રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની કલમ કાર્યક્રમમાંથી કાઢી નાખવાની દરખાસ્ત કરનારા બુખારિન તથા પ્યાતાકોવના બોલ્શેવિક-વિરોધી વિચારોને પણ કૉંગ્રેસે નકારી કાઢ્યા.

મધ્યમ કિસાનોને તટસ્થ બનાવવાની પાર્ટી નીતિ બદલાવીને તેમની જોડે સ્થાયી એકસંપી સ્થાપવાની નીતિ અપનાવવાનો કૉંગ્રેસનો નિર્ણય રશિયામાં સમાજવાદ માટે ભારે મહત્ત્વનો હતો.

લશ્કરી બાબતોની ઉપર સારી પેઠે ધ્યાન આપવામાં આવ્યું હતું. મોટા ભાગના ડેલિગેટોએ કહેવાતા "લશ્કરી વિરોધ" દળના સભ્યોના ધોરણની ટીકા કરી. એ દળના સભ્યો ઝારશાહી લશ્કરી નિષ્ણાતોની સેવાઓને નકારી કાઢતા હતા અને સેનાના કેંદ્રીકરણની તેમ જ તેમાં કડક શિસ્ત લાગુ કરવાની વિરુદ્ધ દલીલો કરતા હતા. કૉંગ્રેસે પ્રજાસત્તાકની ક્રાંતિકારી લશ્કરી પરિષદની કામગીરીમાંની અમુક ભૂલો તથા ખામીઓ પ્રત્યે નિર્દેશ કર્યો. દાખલા તરીકે, લશ્કરમાં ભરતીની બાબતમાં વર્ગ સિદ્ધાંતનું પાલન કરવાની પાર્ટી નીતિના ભંગ બદલ અને સેનામાં પાર્ટીની આગેવાનીની ભૂમિકા ઉતારી પાડવા બદલ ક્રાંતિકારી લશ્કરી પરિષદના અધ્યક્ષ ત્રોત્સ્કીની સખત ટીકા કરવામાં આવી હતી.

૧૯૧૯ના માર્ચમાં ત્રીજી, કોમ્યુનિસ્ટ, ઈન્ટરનેશનલની સ્થાપનાને કૉંગ્રેસે વધાવી લીધી અને તેના ધોરણને અપનાવી લીધું.—પૃ. ૨૨૧

84 **કાર્યક્રમના સામાન્ય રાજકીય વિભાગની ત્રીજી કલમનો ખરડો** લેનિને આઠમી પાર્ટી કૉંગ્રેસના કાર્યક્રમ પંચના સૂચનને માન આપીને ઘડી કાઢ્યો હતો. ખરડાને પંચે બહાલી આપી હતી, અને તેને કેવળ સાવ નજીવા ફેરફારો કરીને કાર્યક્રમની આખરી વાચનામાં સામેલ કરવામાં આવ્યો હતો (જુઓ 'કૉંગ્રેસો, સંમેલનો, અને કેંદ્રીય સમિતિની સંપૂર્ણ મિટિંગોના ઠરાવો અને નિર્ણયોમાં સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી', ખંડ ૧, મોસ્કો, ૧૯૫૪, રશિયન, પૃષ્ઠ ૪૧૪).—પૃ. ૨૨૨

85 લેનિનનાં પ્રવચનો રેકોર્ડ કરી લેવાનું કાર્ય 'ત્સેન્ત્રોપેચાત' સંસ્થાએ (સામયિકોના ફેલાવા માટે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિની કેંદ્રીય

સંસ્થા) ઉપાડી લીધું હતું. ૧૯૧૯ અને ૧૯૨૧ દરમિયાન લેનિનનાં સોળ પ્રવચનો રેકોર્ડ કરવામાં આવ્યાં હતાં.—પૃ. ૨૨૪

86 હંગેરિયન સોવિયેત પ્રજાસત્તાકની સ્થાપના ૧૯૧૯ના માર્ચની ૨૧મી તારીખે થઈ હતી. સરકારમાં કોમ્યુનિસ્ટો અને સામાજિક-લોકશાહીવાદીઓ સામેલ હતા. તેમણે મળીને પોતાની પાર્ટીઓને હંગેરીની સમાજવાદી પાર્ટીમાં એકતાબદ્ધ કરી લીધી હતી. પરંતુ એકતા સુધારાવાદીઓ સાથેના સંબંધો તોડી નાખ્યા વગર સાવ યંત્રવત્ સાધવામાં આવી હતી, અને સુધારાવાદીઓનો પ્રભાવ પાર્ટીની રાજકીય નીતિ ઉપર પડતો હતો.

હંગેરીની સોવિયેત સરકારે માર્ચની ૨૬મી તારીખે ઉદ્યોગધંધાઓ, વાહનવ્યવહાર, અને બૅંકોના રાષ્ટ્રીયકરણની ડિક્રીઓ અપનાવી. તેણે એપ્રિલની બીજી તારીખે વિદેશી વ્યાપારની ઇજારદારી સંબંધી ડિક્રી અપનાવી, અને એપ્રિલની ત્રીજી તારીખે જમીન સુધારાનો કાનૂન અપનાવ્યો. એ કાનૂન અનુસાર, ૫૭ હેક્ટારથી વધારે જમીનની બધી જાગીરોને જપ્ત કરીને મોટાં રાજ્ય ખેતરોમાં પલટાવી નાખવામાં આવી. એ ખેતરોનો લગભગ પૂરો વહીવટ માજી કારભારીઓના હાથમાં હતો. સોવિયેત સરકાર પાસેથી જમીન મેળવવાની ગરીબ કિસાનોની આશાઓ વ્યર્થ ગઈ. એથી સર્વહારા વર્ગ અને કિસાનો વચ્ચે ગાઢ એકસંપીની સ્થાપનામાં અવરોધ પડયો અને હંગેરીમાં સોવિયેત સરકાર કમજોર બની ગઈ.

હંગેરીમાં સર્વહારા વર્ગીય સરમુખત્યારીનો વિજય સામ્રાજ્યવાદી સમહિત જૂથને ગમ્યો નહિ. તેણે સોવિયેત હંગેરીમાં લશ્કરી દખલબાજીનું કારસ્તાન કર્યું. તેના હુમલાથી દેશની અંદરના પ્રતિક્રાંતિકારીઓને નવી પ્રવૃત્તિઓનું પ્રોત્સાહન મળ્યું. મવાળ સામાજિક-લોકશાહીવાદીઓએ આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદ જોડે સોદો કરી લીધો, અને તેમની દગાખોરીને લીધે હંગેરિયન સોવિયેત પ્રજાસત્તાકને પરાજિત કરી દેવાનું સરળ બની ગયું. સોવિયેત રશિયા હંગેરિયન પ્રજાસત્તાકને કશી મદદ ન આપી શક્યું કારણ કે ૧૯૧૯ના ઉનાળામાં તે પોતે જ સમહિત જૂથનાં લશ્કરોની નાકાબંધીમાં સપડાયેલું હતું. પરદેશી સામ્રાજ્યવાદી દખલબાજીનાં અને આંતરિક પ્રતિક્રાંતિનાં સંયુકત દળોએ ૧૯૧૯ના ઑગસ્ટની પહેલી તારીખે હંગેરીમાં સોવિયેત સરકારને ઉથલાવી પાડી.—પૃ. ૨૨૪

87 ૧૯૧૯ના માર્ચની ૨૩મી તારીખે પાઠવવામાં આવેલા રેડિયો સંદેશામાં લેનિને

બેલા કુનને પૂછેલું : "અમને જણાવો કે નવી હંગેરિયન સરકાર ખાલી સમાજવાદી નહિ, અર્થાત્ સામાજિક-દેશદ્રોહીઓની નહિ, પરંતુ વસ્તુગત સામ્યવાદી સરકાર બની રહેશે તેની શી ખરી ગૅરંટીઓ તમે ધરાવો છો... મને જવાબ તમે જાતે જ આપી રહ્યા છો તેની ખાતરી માટે હું તમને વિનંતિ કરું છું કે તમે મને છેલ્લી વાર ક્રેમલિનમાં મળેલા ત્યારે મેં તમારી જોડે રાષ્ટ્રીય પરિષદ વિશે કેવા અર્થમાં વાત કરેલી તેનો નિર્દેશ કરો."—પૃ. ૨૨૪

88 ૧૯૧૯ના એપ્રિલની ૧૩મી તારીખે મ્યુનિખમાં સત્તા કબજે કરી લેવાના બાવેરિયન પ્રતિક્રાંતિકારીઓના પ્રયાસનો કામદારોએ ઝનૂની પ્રતિકાર કર્યો અને તેમાં ફતેહ હાંસલ કરી લીધી. એપ્રિલની ૧૩મી તારીખની રાતે ક્રાંતિકારી કારખાના સમિતિઓ તથા સિપાહીઓની સોવિયેતોની મિટિંગમાં કદમ સમિતિ સ્થાપવામાં આવી અને એ સમિતિએ નવી સોવિયેત સરકાર—બાવેરિયન કોમ્યુનિસ્ટોના આગેવાન યુજિન લેવિનની અધ્યક્ષતા હેઠળ કારોબારી સમિતિ—ચૂંટી કાઢી. નવી સરકારે મૂડીવાદીઓનાં હથિયારો ઉતરાવી લેવાનું, લાલ સેનાની રચનાનું, બૅંકોના રાષ્ટ્રીયકરણનું, અને ઉદ્યોગધંધાઓની ઉપર નિયંત્રણ સ્થાપવાનું, અને ખોરાક પરિસ્થિતિને ધોરણસરની બનાવવાનું કાર્ય આરંભી દીધું. બાવેરિયન પ્રજાસત્તાકની આંતરિક અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અત્યંત ગંભીર હતી. સોવિયેત સરકારમાં પ્રથમ મુશ્કેલીઓ ઊભી થતાં જ, સરકારમાં સામેલ થયેલા કહેવાતા "સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદીઓ" બુરખા ફગાવી દઈને પોતાના ખરા રૂપમાં છતા થઈ ગયા. તેમણે એપ્રિલના અંતમાં મુખ્ય સરકારી પદો પરથી કોમ્યુનિસ્ટોને હઠાવી દીધા. એથી પ્રતિક્રાંતિને ઉત્તેજન મળ્યું. મેની પહેલી તારીખે વ્હાઇટગાર્ડ સૈન્યો મ્યુનિખમાં દાખલ થયાં અને તેમણે ત્રણ દિવસની સખત લડાઈ પછી શહેર કબજે કરી લીધું.—પૃ. ૨૨૬

89 **પ્રથમ અખિલ રૂસી પ્રૌઢ શિક્ષણ કોંગ્રેસ** ૧૯૧૯ના મેની ૬થી ૧૯ તારીખ સુધી મોસ્કોમાં ભરવામાં આવી હતી. તેમાં લગભગ ૮૦૦ ડેલિગેટોએ ભાગ લીધો હતો. લેનિને ઉદ્‌ઘાટન અધિવેશનમાં સામેલગીરોનું અભિવાદન કર્યું હતું, અને મેની ૧૯મી તારીખે અંતિમ અધિવેશનમાં 'આઝાદી અને સમાનતાનાં સૂત્રો વડે જનતા જોડે છળકપટ' શીર્ષક ધરાવતું પ્રવચન કર્યું હતું.—પૃ. ૨૨૮

[90] ‘યુનાઈટેડ પ્રેસ’ એજન્સીએ લેનિનને પૂછેલા પ્રશ્નોના ઉત્તરો આ લેખમાં આપવામાં આવ્યા હતા. આ પુસ્તકમાં છેલ્લા પાંચમા પ્રશ્નનો ઉત્તર સામેલ કરવામાં આવ્યો છે. એ પ્રશ્ન આ મુજબ હતો: “તમે બીજું શું અમેરિકી પ્રજામતના ધ્યાનમાં લાવવા માગો છો?” ૧૯૧૯ના ઑક્ટોબરમાં ‘મુકિતદાતા’ નામે ઉદ્દામ સમાજવાદી સામયિકમાં ‘નિવેદન અને પડકાર’ શીર્ષક ધરાવતો લેખ પ્રગટ થયો હતો. લેખ વિશેની નોંધમાં સંપાદકોએ લખ્યું હતું કે ‘યુનાઈટેડ પ્રેસ’ એજન્સીએ લેનિનના ઉત્તરો અખબારોને મોકલ્યા હતા, પરંતુ પાંચમા પ્રશ્નના ઉત્તરને “નિર્ભેળ બોલ્શેવિક પ્રચાર” તરીકે બકાત રાખ્યો હતો.—પૃ. ૨૩૧

[91] રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની નવમી કૉંગ્રેસ ૧૯૨૦ના માર્ચની ૨૯મી તારીખથી એપ્રિલની પાંચમી તારીખ સુધી મોસ્કોમાં ભરવામાં આવી હતી. તેમાં ૬૧૧૯૭૮ પાર્ટી સભ્યોનું પ્રતિનિધિત્વ કરતા ૭૧૫ ડેલિગેટોએ ભાગ લીધો હતો. આર્થિક નિર્માણની સમસ્યાઓ કૉંગ્રેસમાં કેંદ્રસ્થાને રહી હતી. લેનિને કેંદ્રીય સમિતિ વતી રજૂ કરેલા રિપોર્ટમાં, તેમ જ આર્થિક ઘડતર તથા સહકારી સંસ્થાઓ સંબંધી પ્રવચનોમાં, એ ક્ષેત્રમાં પાર્ટીનાં કર્તવ્યોની રૂપરેખા આલેખી હતી. અર્થતંત્રના વિદ્યુતકરણના પાયા પર આધારિત એક જ આર્થિક યોજનાની આવશ્યકતા તરફ કૉંગ્રેસનું ધ્યાન ખાસ દોરવામાં આવ્યું હતું. કૉંગ્રેસે પાર્ટી સભ્યોને એ વખતે તદ્દન ખોરવાઈ ગયેલા રાષ્ટ્રીય અર્થતંત્રના પુનરુત્થાનમાં પૂરી જહેમતો લગાવી દેવાની હાકલ કરી, અને પ્રજાકીય પહેલકદમી તથા રચનાત્મક પ્રયાસોને પ્રોત્સાહન આપવાનાં સંખ્યાબંધ પગલાં નિર્દેશિત કર્યાં.

કૉંગ્રેસે સોવિયેત રાજ્યમાં ટ્રેડ યુનિયનોની ભૂમિકા તથા સ્થાનનું નિરૂપણ કર્યું, અને ટ્રેડ યુનિયનો માટે “સ્વતંત્રતા”ની માંગ ઉઠાવનારાં તેમ જ તેમને કોમ્યુનિસ્ટ પાર્ટી તથા સોવિયેત સરકારના મુકાબલામાં ખડાં કરનારાં અરાજકતાવાદી-સંઘવાદી તત્ત્વોને મક્કમપણે મારી હઠાવ્યાં. કૉંગ્રેસે ઔદ્યોગિક વહીવટની સમસ્યાનો સ્પષ્ટ ઉકેલ પૂરો પાડયો, અને “લોકશાહીવાદી કેંદ્રવાદ” જૂથનાં પાર્ટી-વિરોધી વિધાનોની તેમ જ અર્થતંત્રના કેંદ્રીકૃત રાજ્ય નિયંત્રણનો વિરોધ કરનારા તથા ઉદ્યોગમાં એક વ્યકિતને હસ્તક વહીવટના સિદ્ધાંતને તિલાંજલિ આપી દેનારા તમામ માણસોની ટીકા કરી.—પૃ. ૨૪૦

## નામ નિર્દેશિકા

### અ

**અક્સેલરોદ, પાવેલ બોરીસોવિચ** (૧૮૫૦–૧૯૨૮)—મેન્શેવિક આગેવાન.—પૃ. ૨૧૩

**અવીલોવ, બી. વી.** (૧૮૭૪–૧૯૩૮)—સામાજિક-લોકશાહીવાદી, પત્રકાર, અને આંકડાશાસ્ત્રી. ૧૯૧૭માં તે અર્ધ-મેન્શેવિક અખબાર 'નોવાયા ઝીઝ્ન'માં (નવજીવન) લેખો લખતો.—પૃ. ૫૩, ૫૪, ૫૬, ૫૭

### આ

**આવ્કસેન્ત્યેવ નિકોલાઈ દ્મીત્રિયેવિચ** (૧૮૭૮–૧૯૪૩)—સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનો નેતા, ૧૯૧૭માં કેરેન્સ્કીના નેતૃત્વ હેઠળ રચાયેલા બીજા મિશ્ર પ્રધાન મંડળમાં ગૃહ પ્રધાન, ત્યાર બાદ પ્રજાસત્તાકની પ્રતિક્રાંતિકારી હંગામી સમિતિનો અધ્યક્ષ.—પૃ. ૭૪

### એ

**એડલર, ફ્રેડરિક**—Adler Friedrich (૧૮૭૯–૧૯૬૦)—ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની મવાળ પાંખનો એક આગેવાન. ઑસ્ટ્રિયામાં ૧૯૧૮ની ક્રાંતિ પછી તે પ્રતિક્રાંતિના પક્ષે ચાલ્યો ગયો. એ વખતે લેનિને એડલરને સમાજવાદનો દ્રોહી ગણાવ્યો હતો. એડલર મધ્યમપંથી અઢીમી ઈન્ટરનેશનલના (૧૯૨૧–૧૯૨૩) સંસ્થાપકોમાંનો એક અને આગળ જતાં કહેવાતી કામદાર અને સમાજવાદી ઈન્ટરનેશનલનો એક આગેવાન હતો.— ૨૦૬

**કાઉત્સ્કી, કાર્લ** — Kautsky, Karl (૧૮૫૪ — ૧૯૩૮) — જર્મન સામાજિક-લોકશાહીવાદ અને બીજી ઇન્ટરનેશનલના સિદ્ધાંત-પ્રણેતાઓમાંનો એક; શરૂઆતમાં તે માર્ક્સવાદી હતો પણ આગળ જતાં માર્ક્સવાદી-ભાગેડુ બની ગયો; તકવાદના અધિકતમ ભયજનક અને હાનિકારક પ્રકાર કેંદ્રવાદનો (કાઉત્સ્કીમતવાદ) વૈચારિક નેતા. — પૃ. ૨૧૨-૨૧૪

**કીયેવ્સ્કી** — જુઓ પ્યાતાકોવ, ગેઓર્ગી લેઓનીદોવિચ.

**કુન, બેલા** — Kun, Béla (૧૮૮૬ — ૧૯૩૯) — હંગેરિયન અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનનો સુખ્યાત આગેવાન, હંગેરિયન કોમ્યુનિસ્ટ પાર્ટીના સંસ્થાપકો અને આગેવાનોમાંનો એક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે રશિયામાં યુદ્ધકેદી હતો ત્યારે બોલ્શેવિક પાર્ટીમાં જોડાઈ ગયો. ૧૯૧૮ની શરદમાં હંગેરી પાછો ફર્યો. ૧૯૧૯માં સ્થપાયેલા હંગેરિયન સોવિયેત પ્રજાસત્તાકમાં કુને વાસ્તવમાં સરકારના અધ્યક્ષની કામગીરી બજાવી હતી, સત્તાવાર રીતે વિદેશ મંત્રાલયના લોક કમિસારનું તેમ જ યુદ્ધ કમિસારિયતના બૉર્ડના સભ્યનું પદ સંભાળ્યું હતું. — પૃ. ૨૨૪-૨૨૫

**કેરેન્સ્કી, આલેક્સાન્દર ફ્યોદોરોવિચ** (૧૮૮૧ — ૧૯૭૦) — સમાજવાદી-ક્રાંતિકારી. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તે કાયદા, યુદ્ધ અને વહાણવટાનો પ્રધાન બન્યો, અને આગળ જતાં મૂડીવાદી કામચલાઉ સરકારનો અધ્યક્ષ તથા સર્વોચ્ચ સેનાપતિ બન્યો. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તે સોવિયેત સત્તાની વિરુદ્ધ લડ્યો; ૧૯૧૮માં તે પરદેશ નાસી ગયો. — પૃ. ૩૧, ૭૧, ૭૩, ૭૪, ૮૧, ૮૯-૯૧, ૯૮, ૧૦૫, ૧૧૪, ૧૪૮, ૨૦૬

**કોર્નીલોવ, લાવ્ર ગેઓર્ગિયેવિચ** (૧૮૭૦ — ૧૯૧૮) — ઝારશાહીનો એક જનરલ. તે ૧૯૧૭ના જુલાઈમાં રશિયન સેનાનો સર્વોચ્ચ કમાંડર નિમાયો હતો. ૧૯૧૭ના ઑગસ્ટમાં તેણે પ્રતિક્રાંતિકારી બળવાની આગેવાની કરી હતી. તે વ્હાઇટગાર્ડ વોલંટિયર સેનાના સંગઠકોમાંનો એક અને આગળ જતાં એ સેનાનો વડો અફસર હતો. — પૃ. ૭૧

**ક્રાસ્નોવ પ્યોતર નિકોલાયેવિચ** (૧૮૬૯ — ૧૯૪૭) — ઝારશાહીનો એક જનરલ. ૧૯૧૭ના ઑક્ટોબરના અંતમાં સોવિયેત-વિરોધી બળવા દરમિયાન કેરેન્સ્કીએ પેત્રોગ્રાદની વિરુદ્ધ લડવા મોકલેલાં કઝ્ઝાક સૈન્યોની સરદારી તેણે કરી હતી. ૧૯૧૮-૧૯માં તેણે દોનપ્રદેશમાં વ્હાઇટ કઝ્ઝાક સેનાની આગેવાની કરી હતી. — પૃ. ૧૬૮

ગ

**ગાનેત્સ્કી (ફૂર્સ્તેનબેર્ગ), યાકોવ સ્તાનિસ્લાવોવિચ** (૧૮૭૯ — ૧૯૩૭) — પોલૅંડ અને રશિયાના ક્રાંતિકારી આંદોલનનો એક પ્રખ્યાત કાર્યકર્તા. ૧૯૧૭માં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ની કેંદ્રીય સમિતિના વિદેશ સ્થિત બ્યૂરોનો સભ્ય. — પૃ. ૧૮૫

**ગુકોવ્સ્કી, ઈસિદોર એમ્માનુઈલોવિચ** (૧૮૭૧ — ૧૯૨૧) — બોલ્શેવિક, ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકનો નાણા લોક કમિસાર, અને ત્યાર બાદ એસ્તોનિયામાં રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકનો પૂર્ણાધિકારી એલચી. — પૃ. ૧૮૫

**ગુચકોવ, આલેક્સાન્દર ઈવાનોવિચ** (૧૮૬૨ — ૧૯૩૬) — મોટો રશિયન મૂડીદાર, પ્રતિક્રાંતિકારી મૂડીવાદી-જમીનમાલિક ઑક્ટોબરવાદી પાર્ટીનો સંગઠક અને નેતા. ૧૯૧૭ના ફેબ્રુઆરીની ક્રાંતિ પછી મૂડીવાદી કામચલાઉ સરકારમાં લશ્કર તથા નૌકાદળનો પ્રધાન. — પૃ. ૩૧

**ગેગેચકોરી, યેવગેની પેત્રોવિચ** (જન્મ ૧૮૭૯) — મેન્શેવિક, ૧૯૧૭ના નવેંબરથી ટ્રાન્સકોકેશિયન પ્રતિક્રાંતિકારી સરકારનો (ટ્રાન્સકોકેશિયન કમિસારિયત) અધ્યક્ષ, ત્યાર પછી જ્યોર્જિયન મેન્શેવિક સરકારનો વિદેશ પ્રધાન અને ઉપાધ્યક્ષ. — પૃ. ૧૭૦, ૧૭૧

**ગોગોલ, નિકોલાઈ વાસીલ્યેવિચ** (૧૮૦૯ — ૧૮૫૨) — મહાન રશિયન લેખક. — પૃ. ૧૩૨

**ગોત્સ, અબ્રામ રાફાઈલોવિચ** (૧૮૮૨ — ૧૯૪૦) — સમાજવાદી-ક્રાંતિકારી

પાર્ટીનો એક આગેવાન. ૧૯૧૭માં કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેતની કારોબારી સમિતિનો સભ્ય. — પૃ. ૧૭૦

**ગ્વોઝ્દેવ, કુઝ્મા આન્તોનોવિચ** (જન્મ ૧૮૮૩) — મેન્શેવિક. ૧૯૧૭માં પેત્રોગ્રાદ સોવિયેતની કારોબારી સમિતિનો સભ્ય, ઉપપ્રધાન, અને ૧૯૧૭ના સપ્ટેંબરથી મૂડીવાદી કામચલાઉ સરકારમાં શ્રમ પ્રધાન. — પૃ. ૧૦૪

**ચ**

**ચૂચિન, એફ. જી.** (૧૮૮૩ — ૧૯૪૨) — ૧૯૧૭માં સિપાહીઓના પ્રતિનિધિઓની તોમ્સ્ક સોવિયેતનો અને રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ના સાઇબિરિયન પ્રાદેશિક બ્યૂરોનો સભ્ય બન્યો. ૧૯૧૮-૧૯માં વ્હાઇટગાર્ડ સૈન્યોએ કબજે કરી લીધેલા પ્રદેશમાં તેણે ભોમભીતર પ્રવૃત્તિઓમાં ભાગ લીધો હતો. — પૃ. ૨૪૦

**ચેર્નોવ, વીક્તોર મિખાઈલોવિચ** (૧૮૭૬ — ૧૯૨૫) — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીના નેતાઓમાંનો એક. ૧૯૧૭ના મે અને ઑગસ્ટ દરમિયાન મૂડીવાદી કામચલાઉ સરકારમાં કૃષિ પ્રધાન. જમીનજાગીર કબજે કરનારા કિસાનો ઉપર તેણે ક્રૂર દમનનાં પગલાં લીધાં. — પૃ. ૮૧, ૮૮, ૯૮, ૧૪૮

**ટ**

**ટેઈલર, ફ્રેડરિક વિન્સ્લો** — Taylor, Friedrich Winslow (૧૮૫૬ — ૧૯૧૫) — અમેરિકી ઇજનેર, કામદિનના વધારેમાં વધારે ઉપયોગ તેમ જ ઉત્પાદનનાં સાધનો તથા શ્રમનાં ઓજારોના તર્કસંગત ઉપયોગનું લક્ષ્ય ધરાવતા શ્રમ સંગઠનની પદ્ધતિનો સંસ્થાપક. મૂડીવાદમાં તેની પદ્ધતિનો ઉપયોગ મહેનતકશ લોકોના શોષણને વધારે તીવ્ર બનાવી દેવા માટે કરવામાં આવે છે. — પૃ. ૧૯-૨૧

**ત**

**તેરેશ્ચેન્કો, મિખાઈલ ઈવાનોવિચ** (જન્મ ૧૮૮૮) — રશિયામાં ખાંડની મોટી

મોટી મિલોનો માલિક, લાખોપતિ, ૧૯૧૭માં મૂડીવાદી કામચલાઉ સરકારમાં નાણા પ્રધાન અને પછી વિદેશ પ્રધાન.—પૃ. ૭૧, ૭૩, ૭૪, ૮૧

**તોલ્સ્તોય, લેવ નિકોલાયેવિચ** (૧૮૨૮—૧૯૧૦)—મહાન રશિયન લેખક.—પૃ. ૨૫

**ત્રુતોવ્સ્કી, વાય. વી.** (૧૮૮૯—૧૯૩૭)—ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટી અને તેની કેંદ્રીય સમિતિનો સભ્ય. ૧૯૧૭ના ડિસેંબરમાં તેને મ્યુનિસિપલ અને સ્થાનિક સ્વશાસનનો લોક કમિસાર નીમવામાં આવ્યો હતો. ૧૯૧૮ના માર્ચમાં તે બ્રેસ્ત શાંતિ સંધિના વિરોધમાં લોક કમિસાર મંડળમાંથી ખસી ગયો હતો.—પૃ. ૧૫૭

**ત્સેરેતેલી, ઈરાકલી ગેઓર્ગિયેવિચ**—(૧૮૮૨—૧૯૫૯)—મેન્શેવિક નેતા. ફેબ્રુઆરી ૧૯૧૭ની મૂડીવાદી લોકશાહીવાદી ક્રાંતિ પછી પેત્રોગ્રાદ સોવિયેતની કાર્યવાહી સમિતિનો સભ્ય અને સોવિયેતોની (પ્રથમ સંમેલન) કેંદ્રીય કારોબારી સમિતિનો સભ્ય. મે, ૧૯૧૭માં કામચલાઉ મૂડીવાદી સરકારમાં પહેલાં તારટપાલ ખાતાનો પ્રધાન અને પછી ગૃહપ્રધાન. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી જ્યોર્જિયાની પ્રતિક્રાંતિકારી મેન્શેવિક સરકારનો એક આગેવાન.—પૃ. ૮૯, ૯૮, ૧૦૪

## દ

**દાન (ગૂર્વિચ), ફ્યોદોર ઈલ્યીચ** (૧૮૭૧—૧૯૪૭)—મેન્શેવિક નેતા. ૧૯૧૭માં પેત્રોગ્રાદ સોવિયેતની કાર્યવાહી સમિતિનો સભ્ય અને કેંદ્રીય કારોબારી સમિતિ (પ્રથમ સંમેલન)ના અધ્યક્ષ-મંડળનો સભ્ય. તેણે મૂડીવાદી હંગામી સરકારનું સમર્થન કર્યું.—પૃ. ૯૮

**દૂતોવ, આલેક્સાન્દર ઈલ્યીચ** (૧૮૬૪—૧૯૨૧)—ઝારશાહીનો એક કર્નલ, ઓરેનબૂર્ગ કઝ્ઝાક લશ્કરનો સેનાપતિ. ૧૯૧૭-૧૯માં પ્રતિક્રાંતિકારી કઝ્ઝાક ટુકડીઓનો સરદાર.—પૃ. ૧૭૦, ૨૧૩

**દ્ઝેર્ઝીન્સ્કી, ફેલિક્સ એદમુન્દોવિચ** (૧૮૭૭—૧૯૨૬)—કોમ્યુનિસ્ટ પાર્ટી અને સોવિયેત રાજ્યનો એક ખ્યાતનામ આગેવાન. તે પોલૅંડ તથા

લિથુઆનિયામાં સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો એક સંગઠક હતો. ઑક્ટોબર ક્રાંતિ પછી તે પ્રતિક્રાંતિ, ભાંગફોડ, અને નફાખોરી વિરુદ્ધ સંઘર્ષ માટેના અખિલ રૂસી અસાધારણ પંચનો અધ્યક્ષ હતો.—પૃ. ૧૧૯

**ન**

**નિકીતિન, એ. એમ.** (જન્મ ૧૮૭૬)—મેન્શેવિક, ૧૯૧૭ના જુલાઈથી ટપાલ અને તાર પ્રધાન, છેલ્લી મૂડીવાદી કામચલાઉ સરકારમાં ગૃહ પ્રધાન.—પૃ. ૧૦૪

**નેક્રાસોવ, નિકોલાઈ વિસ્સારિઓનોવિચ** (જન્મ ૧૮૭૯)—ત્રીજી અને ચોથી દૂમામાં તોમ્સ્ક ગુબેર્નિયાનો પ્રતિનિધિ, કેડેટ. ૧૯૧૭માં મૂડીવાદી કામચલાઉ સરકારમાં એક પ્રધાન.—પૃ. ૭૧

**પ**

**પાલ્ચીન્સ્કી, પ્યોતર ઈઓઆકીમોવિચ** (દેહાંત ૧૯૩૦)—૧૯૧૭માં મૂડીવાદી કામચલાઉ સરકારમાં વ્યાપાર તથા ઉદ્યોગનો ઉપપ્રધાન. ઑક્ટોબર ક્રાંતિ પછી સોવિયેત ઉદ્યોગમાં ભાંગફોડ ઉશ્કેરનારો.—પૃ. ૮૮, ૮૯

**પેશેખોનોવ, આલેક્સેઈ વસીલ્યેવિચ** (૧૮૬૭—૧૯૩૩)—૧૯૦૬થી 'પ્રજાકીય-સમાજવાદીઓ'ની નિમ્ન-મૂડીવાદી પાર્ટીનો એક આગેવાન. ૧૯૧૭ની ફેબ્રુઆરી ક્રાંતિ પછી કામચલાઉ મૂડીવાદી સરકારમાં ખોરાક ખાતાનો પ્રધાન.—પૃ. ૮૮, ૯૦, ૧૦૪

**પોત્રેસોવ, આલેક્યાન્દર નિકોલાયેવિચ** (૧૮૬૯—૧૯૩૪)—મેન્શેવિક આગેવાન. ૧૯૧૭માં બોલ્શેવિકોની વિરુદ્ધ ઝેરીલી ઝુંબેશ ચલાવનારા 'દેન' (દિન) અખબારનો તંત્રી હતો.—પૃ. ૬૯

**પ્યાતાકોવ, ગેઓર્ગી લેઓનીદોવિચ** (૧૮૯૦—૧૯૩૭)—૧૯૧૦થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. ઑક્ટોબર ક્રાંતિ પછી તેણે ઘણાં જવાબદારીભર્યાં પદો સંભાળ્યાં હતાં. પાર્ટીની લેનિનવાદી નીતિનો ફરી ફરીને વિરોધ કરવાને કારણે તેને પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો.—પૃ. ૨૪, ૨૫

**પ્રોકોપોવિચ, સેર્ગેઈ નિકોલાયેવિચ** (૧૮૭૧ — ૧૯૫૫) — મૂડીવાદી અર્થશાસ્ત્રી તથા પત્રકાર. ૧૯૧૭માં મૂડીવાદી કામચલાઉ સરકારમાં ખોરાક પુરવઠા પ્રધાન. — પૃ. ૭૧, ૧૦૪

**પ્લેખાનોવ, ગેઓર્ગી વાલેન્તીનોવિચ** (૧૮૫૬ — ૧૯૧૮) — રશિયન અને વિશ્વ કામદાર આંદોલનનો સક્રિય કાર્યકર, રશિયામાં માર્ક્સવાદનો પ્રથમ પ્રચારક. તેણે ૧૮૮૩માં જિનિવામાં પ્રથમ રશિયન માર્ક્સવાદી સંગઠન શ્રમ મુક્તિ જૂથની સ્થાપના કરી હતી. ૧૮૮૩ — ૧૯૦૩ દરમિયાન તેણે લખેલી કેટલીય કૃતિઓએ ભૌતિકવાદી વિશ્વ દૃષ્ટિકોણના સમર્થન તથા પ્રસારમાં મહત્ત્વની ભૂમિકા ભજવી હતી. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કૉંગ્રેસ (૧૯૦૩) પછી પ્લેખાનોવે તકવાદ જોડે સમાધાન કરી લેવાનું ધોરણ અપનાવ્યું અને પછી તે મેન્શેવિકો સાથે ભળી ગયો. ૧૯૧૭ની ફેબ્રુઆરી ક્રાંતિ પછી રશિયા પાછો ફરતાં તેણે મેન્શેવિક સંરક્ષણવાદીઓની અત્યંત મવાળ પાંખ અંકિત કરતા 'એકતા' જૂથની આગેવાની કરી હતી.

પ્લેખાનોવની તત્ત્વજ્ઞાન સંબંધી કૃતિઓનું અને રશિયામાં માર્ક્સવાદના પ્રસારમાં તેની ભૂમિકાનું લેનિને ઊંચું મૂલ્ય આંક્યું હતું, પરંતુ સાથે જ માર્ક્સવાદના માર્ગેથી વિચલનો તથા ગંભીર રાજકીય ભૂલો બદલ તેની સખત ટીકા કરી હતી. — પૃ. ૬૯, ૯૭, ૯૮

## બ

**બાઝારોવ, વ્લાદીમિર (રૂદનેવ, વ્લાદીમિર આલેક્સાન્દ્રોવિચ** (૧૮૭૪ — ૧૯૩૯) — ૧૮૯૬થી સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં સામેલ. ૧૯૦૫-૭ દરમિયાન તે જુદાં જુદાં બોલ્શેવિક પ્રકાશનોમાં લેખો લખતો. ૧૯૧૭માં તે મેન્શેવિક-આંતરરાષ્ટ્રવાદી અને અર્ધ-મેન્શેવિક અખબાર 'નોવાયા ઝીઝ્ન'નો તંત્રી હતો. — પૃ. ૫૬, ૫૭

**બાર્બ્યૂસ, આંરી** — Barbusse, Henri (૧૮૭૩ — ૧૯૩૫) — ફ્રેંચ લેખક અને જાહેર વ્યકિત, ૧૯૨૩થી ફ્રેંચ કોમ્યુનિસ્ટ પાર્ટીનો સભ્ય. — પૃ. ૨૩૨

**બૂબ્લિકોવ, આલેક્સાન્દર આલેક્સાન્દ્રોવિચ** (જન્મ ૧૮૭૫) — તે મોટા વેપારીઓ તથા ઉદ્યોગપતિઓની તરફેણ કરતો હતો અને ચોથી દૂમાનો સભ્ય હતો.

૧૯૧૭ના ઑગસ્ટમાં મોસ્કો ખાતે ભરાયેલા રાજ્ય સંમેલનમાં તેણે મૂડીદાર વર્ગ અને મેન્શેવિકો વચ્ચે એકસંપીની હિમાયત કરી હતી. — પૃ. ૮૧

**બેર્નાત્સ્કી, મિખાઈલ વ્લાદીમિરોવિચ** (જન્મ ૧૮૭૬) — ૧૯૧૭ના સપ્ટેંબરથી મૂડીવાદી કામચલાઉ સરકારમાં નાણા પ્રધાન. — પૃ. ૧૨૭

**બેલીન્સ્કી, વિસ્સારિઓન ગ્રિગોર્યેવિચ** (૧૮૧૧ — ૧૮૪૮) — મહાન રશિયન ક્રાંતિકારી લોકશાહીવાદી, સાહિત્ય વિવેચક તથા પત્રકાર, ભૌતિકવાદી ફિલસૂફ. રશિયન સામાજિક તથા રસાત્મક ચિંતન ઉપર બેલીન્સ્કીએ પ્રબળ પ્રભાવ પાડયો હતો. — પૃ. ૭૧

**બોગાયેવ્સ્કી, મિત્રોફાન પેત્રોવિચ** (૧૮૮૧ — ૧૯૧૮) — દોન પ્રદેશના પ્રતિક્રાંતિકારી કઝ્ઝાકોનો આગેવાન. તે ૧૯૧૭ના જૂનની ૧૮મીથી ૧૯૧૮ના જાન્યુઆરીની ૨૯મી તારીખ સુધી દોનપ્રદેશમાં જનરલ કાલેદિનના લશ્કરનો નાયબ આતામાન હતો, અને ૧૯૧૮ના જાન્યુઆરીના આરંભમાં પ્રતિક્રાંતિકારી "દોનપ્રદેશ સરકાર"નો સભ્ય બન્યો હતો. — પૃ. ૧૭૦, ૧૭૧

**બોબ્રિન્સ્કીઓ** — રશિયન ઠાકોરો, મોટા જમીનદારો, અને ખાંડની મિલોના માલિકો. — પૃ. ૭૩

**બ્રિઆં, આરિસ્તિદે** — Briand, Aristide (૧૮૬૨ — ૧૯૩૨) — ફ્રેંચ રાજપુરુષ અને મુત્સદ્દી. ૧૯૧૩, ૧૯૧૫-૧૭, અને ૧૯૨૧-૨૨માં વડો પ્રધાન, ૧૯૨૪માં રાષ્ટ્ર સંઘમાં (લીગ ઓફ નેશન્સ) ફ્રાંસનો પ્રતિનિધિ. ૧૯૨૬થી ૧૯૩૧ સુધી ફ્રેંચ વિદેશ પ્રધાન. — પૃ. ૧૦૬

**બ્લાં, લુઈ** — Blanc, Louis (૧૮૧૧ — ૧૮૮૨) — ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી સમાજવાદી. મૂડીવાદી સમાજમાં વર્ગ-વિરોધો મેળ ન સાધી શકાય એવા કટ્ટર હોવાનો ઇનકાર કરીને તે સર્વહારા વર્ગીય ક્રાંતિનો વિરોધ કરતો હતો અને મૂડીદાર વર્ગ સાથે સુમેળની હિમાયત કરતો હતો. ૧૮૪૮ની ક્રાંતિ દરમિયાન તે કામચલાઉ સરકારનો સભ્ય અને "શ્રમની સમસ્યાના પરીક્ષણ" માટેના પંચનો અધ્યક્ષ હતો. તેની સમાધાનવૃત્તિની કાર્યનીતિથી મૂડીદાર

વર્ગને કામદારોનું ધ્યાન ક્રાંતિકારી સંઘર્ષ પરથી હઠાવી દેવામાં મદદ મળી. તે ૧૮૭૧માં રાષ્ટ્રીય પરિષદમાં ચૂંટાયો ત્યારે તેણે પૅરિસ કોમ્યુનના વિરોધીઓનો પક્ષ લીધો હતો. — પૃ. ૫૮

મ

**માર્ક્સ, કાર્લ** — Marx, Karl (૧૮૧૮ — ૧૮૮૩). — પૃ. ૧૮, ૨૨, ૧૩૮

**મિલ્યુકોવ, પાવેલ નિકોલાયેવિચ** (૧૮૫૯ — ૧૯૪૩) — કેડેટ પાર્ટીનો એક આગેવાન. તે ૧૯૧૭માં પહેલી મૂડીવાદી કામચલાઉ સરકારમાં વિદેશ પ્રધાન હતો. તેણે "વિજય સુધી જંગ"ની નીતિ અપનાવી હતી. — પૃ. ૩૧, ૭૧, ૯૮

**મિલ્યૂતિન, વ્લાદીમિર પાવ્લોવિચ** (૧૮૮૪ — ૧૯૩૮) — ઑક્ટોબર ક્રાંતિ પછી તેને ખેતીવાડીનો લોક કમિસાર નીમવામાં આવ્યો હતો. ૧૯૧૮-૨૧ દરમિયાન તે સર્વોચ્ચ આર્થિક પરિષદનો ઉપાધ્યક્ષ હતો. — પૃ. ૨૪૦

ર

**રેનર, કાર્લ** — Renner, Karl (૧૮૭૦ — ૧૯૫૦) — ઑસ્ટ્રિયન રાજકારણી, ઑસ્ટ્રિયન મવાળપંથી સામાજિક-લોકશાહીવાદીઓનો આગેવાન અને સિદ્ધાંતકાર. તે ૧૯૧૯-૨૦ દરમિયાન ઑસ્ટ્રિયાનો ચાન્સેલર અને ૧૯૪૫થી ૧૯૫૦ સુધી ઑસ્ટ્રિયાનો પ્રમુખ હતો. — પૃ. ૨૦૪

**રેનાઉદેલ, પિયેર** — Renaudel, Pierre (૧૮૭૧ — ૧૯૩૫) — ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો એક સુધારાવાદી આગેવાન. ૧૯૧૪થી ૧૯૧૯ સુધી અને ૧૯૨૪માં તે પ્રતિનિધિ પરિષદનો સભ્ય હતો. — પૃ. ૨૦૪

**રોલોવિચ (રોખોવિચ, જી. વાય.)** — ૧૯૧૭માં કેંદ્રીય ખોરાક સમિતિનો સભ્ય. — પૃ. ૮૮

લ

**લીઝિસ (લેતાઈલ્લીયુર), યુજીન** — Lysis (Letailleur), Eugene — ફ્રેંચ

મૂડીવાદી અર્થશાસ્ત્રી, નાણાકીય તથા રાજકીય વિષયોનાં કેટલાંય પુસ્તકોનો લેખક. — પૃ. ૧૪૬

**લીબ્કનેખ્ત, કાર્લ** — Liebknecht Karl (૧૮૭૧ — ૧૯૧૯) — જર્મન અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યકિત. જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની ઉદ્દામ પાંખનો એક આગેવાન. જર્મનીની ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ દરમિયાન રોઝા લુક્ઝેમ્બુર્ગની સાથે મળીને તેણે જર્મન કામદારોની મોખરાની હરોળની આગેવાની કરી. તે જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીના સંસ્થાપક સભ્યોમાંનો એક હતો અને ૧૯૧૯ના જાન્યુઆરીમાં બર્લિનના કામદારોના બળવાના સંગઠનમાં પણ તેણે ભાગ લીધો હતો. એ બળવાને દબાવી દેવામાં આવ્યા પછી પ્રતિક્રાંતિકારીઓએ તેનું પાશવી રીતે ખૂન કરી નાખ્યું. — પૃ. ૨૦૬

**લેન્ચ, પૉલ** — Lensch, Paul (૧૮૭૩ — ૧૯૨૬) — જર્મન સામાજિક-લોકશાહીવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું. યુદ્ધ પછી તે રુહ્‌રના ઉદ્યોગ સમ્રાટોના મુખપત્ર 'દ્યુત્સ્ચે આલ્ગેમેઈને ઝાઇતુંગ'નો મુખ્ય તંત્રી હતો. — પૃ. ૯૭

**લ્વોવ, ગેઓર્ગી યેવગેન્યેવિચ** (૧૮૬૧ — ૧૯૨૫) — રશિયન પ્રિન્સ અને મોટો જમીનમાલિક, બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનો સભ્ય, ૧૯૧૭ના માર્ચથી જુલાઈ સુધી કામચલાઉ સરકારમાં પ્રધાનમંડળનો અધ્યક્ષ અને ગૃહપ્રધાન. — પૃ. ૩૧

## વ

**વોરોબ્યોવ, વી. એ.** (જન્મ ૧૮૯૬) — બોલ્શેવિક પાર્ટીનો સભ્ય, 'ઉરાલ્સ્કી રાબોચી' (ઉરાલ કામદાર) અખબારનો તંત્રી, ઉરાલ પ્રાદેશિક પાર્ટી સમિતિનો અને ઉરાલ પ્રાદેશિક સોવિયેતની કારોબારી સમિતિનો સભ્ય. — પૃ. ૧૧૯

## શ

**શાઈદેમાન, ફિલિપ** — Scheidemann, Philip (૧૮૬૫ — ૧૯૩૯) — જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની તકવાદી પાંખના નેતાઓમાંનો એક.

જર્મનીમાં ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ દરમિયાન તે કહેવાતી લોક પ્રતિનિધિ પરિષદનો સભ્ય હતો. એ પરિષદ પ્રતિક્રાંતિકારી મૂડીદાર વર્ગનાં હિતોની સેવા બજાવતી હતી. ૧૯૧૯ના ફેબ્રુઆરી-જૂન દરમિયાન તે વેઈમાર પ્રજાસત્તાકની મિશ્ર સરકારનો અધ્યક્ષ હતો. તે ૧૯૧૮-૧૯૨૧માં જર્મન ક્રાંતિકારી કામદારો ઉપર પાશવી જુલમોનો સંયોજક હતો.—પૃ. ૯૭, ૨૦૪, ૨૨૬

**શિનગાર્યોવ, આન્દ્રેઈ ઈવાનોવિચ** (૧૮૬૯—૧૯૧૮)—કેડેટ પાર્ટીનો સભ્ય. તે ૧૯૧૭માં મૂડીવાદી કામચલાઉ સરકારોમાંથી પહેલીમાં ખેતીવાડી પ્રધાન અને બીજીમાં નાણા પ્રધાન હતો.—પૃ. ૭૧, ૧૦૪

**શુલ્ગીન, વસીલી વિતાલ્યેવિચ** (જન્મ ૧૮૭૮)—જમીનદાર, રાજ્ય દૂમાનો સભ્ય. ઑક્ટોબર ક્રાંતિ પછી વ્હાઇટગાર્ડ વોલંટિયર લશ્કરના સંગઠકોમાંનો એક.—પૃ. ૪૮

**શ્તેઈન (રુબિન્સ્ટાઇન), એ.** (૧૮૮૧—૧૯૪૮)—મેન્શેવિક. તે ૧૯૦૬માં જર્મની વસવા ચાલ્યો ગયો હતો. પ્રથમ વિશ્વયુદ્ધના આરંભમાં તેણે કાઉત્સ્કી તથા બર્નસ્ટાઇન જોડે મળીને 'સમાજવાદી વિદેશનીતિ' નામે સાપ્તાહિક શરૂ કર્યું હતું.—પૃ. ૨૧૩

**શ્મીદ, આર્થર**—Schmid, Arthur (જન્મ ૧૮૮૯)—સ્વિસ મૂડીવાદી અર્થશાસ્ત્રી, સમાજવાદી.—પૃ. ૨૮

**શ્લ્યાપ્નિકોવ, આલેક્સાન્દર ગવ્રીલોવિચ** (૧૮૮૫—૧૯૩૭)—રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીનો સભ્ય. ઑક્ટોબર ક્રાંતિ પછી તે શ્રમ લોક કમિસાર હતો અને આગળ જતાં તેણે લશ્કરી, ટ્રેડ યુનિયન, તથા આર્થિક પ્રવૃત્તિઓમાં ભાગ લીધો હતો. ૧૯૨૦-૨૨ દરમિયાન તેણે પાર્ટી-વિરોધી કામદાર વિરોધ જૂથનું સંગઠન તથા આગેવાની કરી હતી.—પૃ. ૧૧૯

**સાવિન્કોવ, બોરીસ વીક્તોરોવિચ** (૧૮૭૯ — ૧૯૨૫) — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનો અને તેના "લડાયક સંગઠન"નો એક આગેવાન. ઑક્ટોબર ક્રાંતિ પછી તેણે કેટલાય પ્રતિક્રાંતિકારી બળવા ઉશ્કેર્યા હતા. — પૃ. ૧૬૮, ૧૬૯

**સ્કોબેલેવ, માત્વેઈ ઈવાનોવિચ** (૧૮૮૫ — ૧૯૩૯) — ૧૯૦૩થી સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં સક્રિય મેન્શેવિક, ૧૯૧૭માં પેત્રોગ્રાદ સોવિયેતનો ઉપાધ્યક્ષ, કેંદ્રીય કારોબારી સમિતિનો (પ્રથમ સંમેલન) ઉપાધ્યક્ષ, ૧૯૧૭ના મેથી ઑગસ્ટ સુધી મૂડીવાદી કામચલાઉ સરકારમાં શ્રમ પ્રધાન. ઑક્ટોબર ક્રાંતિ પછી તે મેન્શેવિકોથી અળગો થઈ ગયો હતો. — પૃ. ૭૪

**સ્ત્રૂવે, પ્યોતર બેર્નગાર્દોવિચ** (૧૮૭૦ — ૧૯૪૪) — મૂડીવાદી અર્થશાસ્ત્રી અને પત્રકાર. બંધારણીય લોકશાહીવાદી પાર્ટીના નેતાઅમાંનો એક. ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં "કાનૂની માર્ક્સવાદ"નો પ્રસિદ્ધ પ્રતિનિધિ. તેણે માર્ક્સના આર્થિક તેમ જ તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોમાં "સુધારા" રજૂ કર્યા હતા તથા એ સિદ્ધાંતોની "ટીકા" કરી હતી, માર્ક્સવાદને તથા કામદાર વર્ગીય આંદોલનને મૂડીદાર વર્ગનાં હિતો જોડે બંધબેસતાં બનાવી દેવાના પ્રયાસો કર્યા હતા. તે રશિયન સામ્રાજ્યવાદના વિચારકોમાંનો એક હતો. — પૃ. ૫૬, ૫૭, ૧૦૪

**સ્પૂનદે, એ. પી.** (૧૮૯૨ — ૧૯૬૨) — ૧૯૧૭માં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ની પેર્મ તથા ઉરાલ પ્રાદેશિક સમિતિના બ્યૂરોનો સભ્ય. ઑક્ટોબર ક્રાંતિ પછી પેત્રોગ્રાદમાં રાજ્ય બૅંકનો નાયબ કમિસાર, ત્યાર બાદ જુદાં જુદાં શહેરોમાં પાર્ટી તથા સરકારી કાર્ય. — પૃ. ૧૮૫

**સ્મિટ-ફાલ્કનેર, મરિયા નાતાનોવ્ના (સ્મિટ, મરિયા)** (૧૮૭૮ — ૧૯૬૮) — અર્થશાસ્ત્રી અને આંકડાશાસ્ત્રી, સોવિયેત સંઘની વિજ્ઞાન અકાદેમીની ઉમેદવાર સભ્યા. ૧૯૧૭ની ફેબ્રુઆરી ક્રાંતિ પછી તેણે કેટલાક વખત સુધી અર્ધ-મેન્શેવિક અખબાર 'નોવાયા ઝીઝ્ન'માં લેખો લખ્યા હતા. ૧૯૧૮ના જુલાઈમાં તે બોલ્શેવિક પાર્ટીમાં જોડાઈ ગઈ હતી. — પૃ. ૯૦

**સ્વેર્દલોવ, યાકોવ મિખાઈલોવિચ** (૧૮૮૫ — ૧૯૧૯) — કોમ્યુનિસ્ટ પાર્ટી અને સોવિયેત રાજ્યનો નામાંકિત આગેવાન. ૧૯૧૭ના નવેંબરની ૮મી (૨૧ મી) તારીખે તેને અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિનો અધ્યક્ષ ચૂંટવામાં આવ્યો હતો. — પૃ. ૨૦૫

## હ

**હીનડેનબુર્ગ, પૉલ** — Hindenburg, Paul (૧૮૪૭ — ૧૯૩૪) — જર્મન લશ્કરી આગેવાન અને રાજપુરુષ. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન પૂર્વ મોરચે જર્મન લશ્કરનો ચીફ કમાંડર, ત્યાર બાદ જનરલ સ્ટાફનો વડો. ૧૯૨૫થી ૧૯૩૪ સુધી વેઈમાર પ્રજાસત્તાકનો પ્રમુખ. ૧૯૩૩માં તેણે હિટલરને નવી સરકાર રચવાનો અખત્યાર આપીને શાસનની લગામ સત્તાવાર રીતે નાઝીઓના હાથમાં સુપરત કરી દીધી. — પૃ. ૮૭

**હેનડેર્સન, આર્થર** — Henderson, Arthur (૧૮૬૩ — ૧૯૩૫) — લેબર પાર્ટીનો અને બ્રિટિશ ટ્રેડ યુનિયન આંદોલનનો એક આગેવાન. ૧૯૧૯માં બેર્ન (બીજી) ઈન્ટરનેશનલના સંગઠકોમાંનો એક. ૧૯૨૩થી કહેવાતી કામદાર તથા સમાજવાદી ઈન્ટરનેશનલની કારોબારી સમિતિનો અધ્યક્ષ. તે બ્રિટિશ મૂડીવાદી સરકારોનો સભ્ય રહ્યો હતો. — પૃ. ૨૦૪

**હોમ્પેર્સ, સેમ્યુઅલ** — Gompers, Samuel (૧૮૫૦ — ૧૯૨૪) — અમેરિકી ટ્રેડ યુનિયન આંદોલનનો જાણીતો આગેવાન, અમેરિકી કામદાર ફેડરેશનના સંસ્થાપકોમાંનો એક અને ૧૮૯૫થી તેનો કાયમી અધ્યક્ષ. તેણે મૂડીદારો જોડે સહયોગની નીતિ અપનાવી હતી. — પૃ. ૨૦૪

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

